સંસ્કૃત પુસ્તક ત્રીજું.

ॐ

# श्री कृष्ण गीता.

—યાને—

## श्रीमद् भगवद् गीता.

મૂળશ્લોક, પદચ્છેદ, સમાસ, શબ્દાર્થ અને ભાવાર્થ સહિત.

---

અનુવાદક અને પ્રકાશક—

સરિત્=માણેકલાલ હરિલાલ પંડયા.

નારદીપુર. તાલુકે કલોલ. (ઉત્તર ગુજરાત)

---

गीता मे हृदयं पार्थ गीता मे ज्ञानमुत्तमम् ॥

હે અર્જુન ? ગીતા મારૂં હૃદય છે અને ગીતા મારૂં પરમ જ્ઞાન છે.

॥ श्री कृष्ण ॥

---

કિંમત—૨-૦-૦ બે રૂપીઆ.

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

સંવત્ ૧૯૮૧ ૧૯૨૫



ધી "દેસાઇ" પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ દેસાઇભાઇ હીરાચંદે છાપી

ઠે. રીચીરોડ લક્ષ્મીવિલાસ સામે નં. ૬૨૧૭—અમદાવાદ.

## ભલા માટે.

પ્રભુ ? તેં જે કર્યું તેને, ગણ્યું મારા ભલા માટે,
પ્રભુ ? તું જે કરે તેને, ગણું મારા ભલા માટે;
પ્રભુ ? તું જે કરીશ તેને ગણીશ મારા ભલા માટે,
કર્યું, કરતો, ને કરવાનો, બધું મારા ભલા માટે.

मस्त रहो बस मस्त रहो,
हर हालतमें बस मस्त रहो. ॥सरित॥

# ગીતાનું જ્ઞાન.

( ગઝલ ).

હું તો કેવળ ચિદાત્મા છું, મને સુખ દુઃખ તે શાનું ?
અખંડાનંદ સાગર છું, પછી શું બાકી કહેવાનુ ?-હું તો૦

શરીરનાં સુખ દુઃખો તે—
શરીર સાથે રહ્યાં છો ને,

શરીરથી છું જુદો; કોને હરખ ને શોકમાં તાણું?—હું૦

સંબંધી દેહનાં સર્વ—
ભલેને દેહ સાથે રહે,

મને શું લાભ હાનિ છે? સહુ રડતાં હસુ છાનુ—હું૦

જગતની નાટ્ય શાળાએ—
બન્યો નટ દેહ આ જ્યારે

પછી છો ખેલ ભજવે એ, નકામુ મારે તો બ્હાનું—હું૦

શરીર છો આચરી કર્મો—
બજાવે નિજના ધર્મો,

खलु सर्वम् इदम् ब्रह्म—સદા હુ અંતરે માનું—હું૦

જગતથી, ને જગતનાંથી,
જુદો હું છું જુદો સૌથી,

ન ભૂલું એ કદી મનથી, પછી ક્યાં, કોને, રોવાનું ?—હું૦

सरित्.

# અર્પણ પત્રિકા.

---

મે૦ રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત,

બી. એ, એમ. સી, પી, [લંડન]

વિદ્યાધિકારી અને કમીશનર ઓફ એજ્યુકેશન.

વડોદરા રાજ્ય.

સાહેબ !

આજ બાર વરસ પછી પણ—મારા જીવનમાં અનેક ફેરફારો થઈ ગયા છતાંયે આપ સાહેબ પ્રત્યેનો ગુરૂભાવ હું વિસરી શકયો નથી. એ એકજ લાગણીથી પ્રેરાઇને આ પુસ્તક આપ સાહેબને પ્રેમપૂર્વક અર્પણ કરૂં છું.

નારદીપુર, તા. કલોલ<br>તા. ૧-૭-૧૯૨૫

લી. આપનો<br>માણેકલાલ હરિલાલ પંડ્યા.





રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત બી. એ એમ મી પી (લંડન
કમીશનર ઓફ એજ્યુકેશન વડોદરા રાજ્ય.

# પ્રસ્તાવના.

શ્રીકૃષ્ણ પરમાત્માની પરમ કૃપા વડેજ આ તેમની વાણી "શ્રીકૃષ્ણ ગીતા" આજ છ વર્ષની મહેનત પછી પણ પ્રસિદ્ધ કરવા ભાગ્યશાળી થયો છું.

"શ્રીમદ્ ભગવદ્ ગીતા" ના નામથી આજસુધી દુનિયામાં પ્રખ્યાત થયેલું પુસ્તકજ આ "શ્રીકૃષ્ણ ગીતા" છે, ફક્ત શ્રીમદ્ ભગવદ્ગીતા એ શ્રીકૃષ્ણનીજ વાણી છે, એટલે એને શ્રીમદ્ ભગવદ્ ગીતાને બદલે "શ્રીકૃષ્ણગીતા કહેવામાં કશો પ્રત્યવાય નથી. ઉલટું એમ કરવાથી વસ્તુનું નામ સાથે તાદાત્મ્ય સારૂં થાય છે, એમ સમજીનેજ મેં શ્રીમદ્ ભગવદ્ગીતાને શ્રીકૃષ્ણગીતા નામ આપ્યું છે અને એમાં વિદ્વાન વાંચકો સમ્મત થશેજ.

આ પુસ્તકનાં દુનિયાંની તમામ શિષ્ટ ભાષાઓમાં ભાષાંતરો થયાં છે. સંસ્કૃતમાં ભાષ્યો અને ટીકાઓ લખાયાં છે. ગુજરાતીમાં ગદ્ય તેમજ પદ્યમાં ઘણાં ભાષાન્તરો છપાયાં છે. તે બધાંમાં કરેલો આ ઉમેરો જનસમાજ સહન કરી લેશે એવી આશા છે.

આ ભાષાંતરનો ઉદ્દેશ માત્ર—વાંચકો સાંપ્રદાયિક ઝઘડાથી દૂર રહી ખરો અર્થ સમજી શકે—એજ છે, અને એટલા મારેજ શ્લોકનો, વધુ શબ્દો ઉમેરવા ન પડે અને જે અર્થ નિષ્પન્ન થાય, તેજ અર્થ આપવામાં આવ્યો છે.

પદચ્છેદના અર્થ જેમ બને તેમ સહેલા રાખવા ખાસ કાળજી

રાખવામાં આવી છે, છતાં પુસ્તકનો વિષયજ આધ્યાત્મિક હોવાથી અને કેટલાક શબ્દોનો અર્થ સમજાવતાં લાંબી વ્યાખ્યાઓ આપવી પડે તેમ હોવાથી, ઘણા શબ્દો નિરૂપાયે કઠણ રહી ગયા છે.

ધાર્યા કરતાં પુસ્તકનું કદ દોઢમણું વધી ગયું છે, તેમજ પાકા સોનેરી પુંઠામાં પાકા સાદા પુંઠા કરતાં દોઢું ખર્ચ થયું છે, એટલે ગ્રાહકોને એક રૂપીઆની કીંમતે આ પુસ્તક અમે આપી શક્યા નથી.

જે જે સાન્મત્રોએ ગ્રાહકો મેળવી આપવામાં અને જે જે ગૃહસ્થોએ પોતે ગ્રાહક થઇ, પુસ્તક પ્રસિદ્ધિના કાર્યમાં કીમતી મદદ કરી છે, તે સર્વનો તેમજ આ અનુવાદ કરવામાં જે જે પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે, તે તે પુસ્તકોના લેખકોનો આ સ્થળે આભાર માનવામાં આવે છે.

ભાઇ સુળચંદ્ર ઇશ્વરદાસ શાહે તેમજ ભાઇ અંબાલાલ જુગલરાય પંડિતે પુસ્તક છપાવવાના કામમાં કરેલી મદદ માટે તેમનો ઉપકારી છું, એ ભૂલવું ન જોઇએ.

નિર્માણ તો, ગીતા ઉપર વિષયવાર શ્લોકના ભાગ પાડી, વ્યવહારમાં ઉપયોગી થઇ પડે એવું એક પુસ્તક લખવા વિચાર છે, પછી તો શ્રીકૃષ્ણની ગીતાને માટે શ્રીકૃષ્ણની જેવી મરજી. **अस्तु.**

નારદીપુર—સરિતાશ્રમ } **સરિત્=માણેકલાલ હરિલાલ પંડ્યા.**
૧-૭-૧૯૨૫.



# ઉપોદ્ઘાત.

ભગવદ્ગીતાના આજસુધીમાં અનેક ભાષાંતરો થયાં છે, તેમાં આ એક ઉમેરો છે, તથાપિ તેનું પણ સ્થાન છે.

ભગવદ્ગીતા એ હિંદુ સમાજને પ્રિયમાં પ્રિય પુસ્તક છે. લોકો તેનું ભાષાંતર વાંચે છે, પણ કેટલાકને તેનું મૂળ સમજવાની ઘણી હોંશ હોય છે, કિન્તુ સંસ્કૃતના અલ્પ જ્ઞાનને લીધે, તેઓ કયા શબ્દનો કયો અર્થ તે સમજી શકતા નથી. એટલે શ્લોકો મોઢે કરેલા હોવા છતાં, તેઓને તે બોલતી વખતે પુરતો રસ આવતો નથી એવા ભાવિક જીવોને, મૂળ સંસ્કૃત શ્લોકોનો લાભ મળે તે હેતુથી ભાષાંતર કર્તા **સરિત્ માણેકલાલ હરિલાલ** પંડયાએ દરેક સંસ્કૃત શબ્દનો અર્થ જુદો જુદો આપ્યો છે, તથા આખા શ્લોકનો અર્થ પણ આપ્યો છે. આવા પુસ્તકની જન સમાજને ખોટ હતી તે તેમણે મહેનત લઇ પુરી પાડી છે, અને આ રીતે તેમણે પોતાના સમયનો અને જ્ઞાનનો સદુપયોગ કર્યો છે. તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. આ ભાષાંતરને યોગ્ય અવકાશ મળ્યે, એ ભાઇ ભગવદ્ગીતાના જુદા જુદા વિષયો લઇ, તે પર વ્યવહારને ઉપયોગી થાય એવું એક સંગીન પુસ્તક લખવા ધારે છે. પ્રભુ તેમને તેમના કામમાં વિજય આપો.

ભગવદ્ગીતા ( ભાઇ સરિત્‌ના શબ્દોમાં કહીએ તો શ્રી કૃષ્ણ ગીતા ) સંબંધે બે બોલ લખવાનું કાર્ય મને સોંપવામાં આવ્યું છે.

મહાભારતના મહાન વીરરસ કાવ્યમાં જે અનેક રત્નો પડેલાં છે, તેમાં સૌથી કીમતી અને સૌથી અનુપમ રત્ન તે ભગવદ્ગીતા

છે. કુરૂક્ષેત્ર ઉપર પોતાના મિત્ર અને શિષ્યને અપૂર્વ ઉપદેશ આપ્યો, તેના અનિશ્ચિત મનને નિશ્ચિત બનાવ્યું અને તેને કર્તવ્યનો માર્ગ બતાવ્યો, ત્યારથી આ પુસ્તકે હજારો મનુષ્યોના હ્રદયોને શાંત કર્યા છે, અનેક નિર્બળ જીવોને સબળ બનાવ્યા છે. અને કેટલાએ આર્ત અને દુ ખી મનુષ્યોને પ્રભુના માર્ગ તરફ દોર્યા છે

જગતમાં બે પ્રકારના સન્યાસ છે. એક તો હલકા પ્રકારનો સન્યાસ કે જેમાં વિષયના પદાર્થોનો ત્યાગ કરવામાં આવે છે. આ ભગવદ્ગીતામાં ઉંચા પ્રકારના સન્યાસનું વર્ણન છે. તે સ્થિતિમાં યોગી સ્થિતપ્રજ્ઞની દશામાં રહી પ્રભુનું ચિન્તવન કરે છે અને તેનુ મન તથા તેનુ શરીર તેને શિરે આવી પડેલી ફરજ અદા કરવામાં લાગેલાં હોય છે. આધ્યાત્મિક મનુષ્યે સન્યાસી થઇ આળસુ થઇ જવાનું નથી. જગતમાં રહેવા છતાં પ્રભુ સાથે યોગ સાધી શકાય અને તે યોગ ટકી શકે પણ ખરો. આ યોગ માર્ગમાં જે વિઘ્નો નડે છે, તે આપણી બહાર રહેલાં નથી પણ આપણી પોતાની અંદર રહેલાં છે આ ભગવદ્ગીતાનુ મુખ્ય રહસ્ય છે.

ભગવદ્ગીતામાં જ્ઞાન, ભક્તિ અને કર્મ એ પ્રભુ પ્રાપ્તિના ત્રણે માર્ગ બતાવવામાં આવ્યા છે, પણ ત્રણેની સાથે યોગ શબ્દ જોડવામાં આવ્યો છે, જે જ્ઞાનથી પ્રભુ સાથે ઐક્ય થાય તે જ્ઞાનયોગ, જે ભકિતથી પ્રભુ સાથે એકતા થાય તે ભક્તિયોગ, અને જે કર્મથી પ્રભુ સાથે એકતા થાય તે કર્મયોગ, હાલમાં જગતમાં જ્ઞાનીઓ, ભકતો અને કર્મ કરનારા ઘણા મળી આવે છે પણ જ્ઞાનયોગી, ભક્તિયોગી અને કર્મયોગી બહુ વિરલ માલુમ પડે છે. બારમા અધ્યાયમાં ભકિતનું મહાત્મ્ય બતાવવામાં આવ્યું છે અને

શ્રીકૃષ્ણ કહે છે **यो मे भक्तः स मे प्रिय** જે મારો ભકત છે તે મને પ્રિય લાગે છે, જ્યારે વળી બીજે એક સ્થળે કહેવામાં આવ્યું છે કે **नही ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते** જ્ઞાન સમાન પવિત્ર આ જગતમાં બીજું કંઇ નથી. વળી એક સ્થળે કર્મયોગીને કર્મકાંડી તથા ધ્યાનીથી પણ વધારે ઉત્તમ ગણવામાં આવ્યો છે. **ज्ञानिभ्योऽपि मतोऽधिकः** કર્મયોગી એ મારે મત જ્ઞાની કરતાં પણ અધિક છે. અને જ્યાં કર્મ, સન્યાસ અને કર્મયોગની વાત આવે છે, ત્યાં તો સ્પષ્ટ શબ્દોમાં લખેલું છે કે—

**तयोऽस्तु कर्म संन्यासात्कर्मयोगो विशिष्यते ॥**

કાર્ય કરવાનું છોડી દેવું તેના કરતાં પ્રભુની સાથે જેથી એકતા થાય તેવો કર્મયોગ એ વધારે ઉત્તમ છે.

ત્રીજા અધ્યાયના ૧૭ મા શ્લોકમાં લખ્યું છે કે—

**यस्त्वात्मरतिरेव स्यादात्म तृप्तश्च मानवः ॥**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥**

જે મનુષ્ય આત્મામાંજ પ્રીતિવાળો, આત્મામાંજ તૃપ્તિવાળો, અને આત્મામાંજ સતુષ્ટ છે તેને કર્તવ્ય હોતું નથી. આનો અર્થ એમ નથી કે, તે કાંઇ કરતો નથી, પણ તે સ્વાર્થની ખાતર કાંઇ કરતો નથી; સર્વકાર્ય લોક સંગ્રહાર્થે કરે છે. ગીતાનો બોધ એવો નથી કે મનુષ્યને કાર્ય કરવામાં કોઇપણ પ્રકારનો હેતુ ન હોવો જોઇએ. પણ ગીતા તો એમ જણાવે છે કે, કાર્યના ફળ પ્રત્યે આશક્તિ ન રાખવી. **कर्मण्येवाधिकारस्ते माफलेषुकदाचन** તારો અધિકાર માત્ર કર્મ કરવામાં છે, પણ તારે ફળની સ્પૃહા રાખવી નહિ.

એકવાર મનુષ્યને પોતાના આશ્રમ, વર્ણ, વય, વિકાસ અને પોતાના અંતઃકર્ણ પ્રમાણે જે યોગ્ય લાગે તે તેણે કરવુ, પછી તેનું ફળ કોઇવાર પોતાની ઇચ્છા પ્રમાણે આવે, અથવા કોઇવાર તે કાર્ય ઇશ્વરની યોજનાની વિરૂદ્ધ હોય તો, પ્રતિકુળ પણ આવે. છતાં તેણે સંતુષ્ટ રહેવું. કાર્ય અને કાર્યનું ફળ તેણે પ્રભુને અર્પણ કરવું જોઇએ. આવી રીતે વર્તન કરનારા જીવ સર્વ સયોગોમાં સ્થિર મતિ રહી શકે છે.

ભગવદ્‌ગીતા એ એક પ્રકારનું યોગશાસ્ત્ર છે. પ્રભુ અને પ્રભુના નિયમોની સાથે એકતા અનુભવવી તેનું નામ યોગ સર્વમાં પશુમાં, પંખીમાં, ઝાડમા, પત્થરમાં, પાણીમાં, તેમજ સંતમાં–સર્વમાં એકજ પ્રભુનુ ચૈતન્ય વહી રહેલુ છે, એવી ભાવનાનો સાક્ષાત્કાર તે યોગ.

યોગના સંબધમાં છઠ્ઠા અધ્યાયમાં લખેલુ છે કે—

**तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ॥**
**स निश्चयेन योक्तव्यो योगो निर्विण्ण चेतसा ॥**

દુઃખના સયોગના વિયોગને યોગ જાણવો અને મનુષ્યે ખેદ રહિત ચિત્તવડે નિશ્ચય પૂર્વક તે યોગને સાધવો.

જ્યાં દુઃખનો સર્વદા વિયોગ છે અને જ્યા આત્માનો અપૂર્વ આનંદ છે, ત્યા યોગની અદ્‌ભુત સ્થિતિ છે, કારણ કે સર્વત્ર જ્યારે મનુષ્યને પ્રભુજ દેખાય છે, પ્રભુ સિવાય કાંઇ બીજુ દેખાતું નથી, ત્યાં તે નિર્ભય બને છે. જે એકતા જોઇ શકે છે, તેને મોહ શો? શોક શો?

આવી યોગની પરિસ્થિતિ મેળવવાને જીવે શુ કરવું, તે તે પછીના ત્રણ શ્લોકોમાં આપવામાં આવ્યુ છે—

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ॥
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥
शनैः शनैः रुपरमेद् बुद्धया धृतिगृहितया ॥
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥
यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ॥
ततस्ततो नियम्यै तद्दात्मन्येव वशं नयेत् ॥

સંકલ્પથી ઉત્પન્ન થતી સઘળી વાસનાઓને પુરેપુરી તજીને અને સર્વ તરફથી ઇંદ્રિયોના સમૂહને મન વડેજ વશ કરીને, ધૈર્ય-વાળી બુદ્ધિવડે ધીમે ધીમે મનને વૃત્તિ રહિત કરે. અને મનને આત્મામાં સ્થિર કરીને, કંઇપણ ચિંતવન કરે નહિ. આ ચંચળ અને અસ્થિર મન જ્યાંથી જ્યાંથી ખસી જાય, ત્યાંથી ત્યાંથી પાછું વાળી એને આત્મામાંજ વશ કરવું.

આવી સ્થિતિ પ્રાપ્ત કરવાને એવું સમત્વ પ્રાપ્ત કરવું, કે જેથી જીવાત્મા પરમાત્મા સાથેના પોતાના યોગને લીધે, સુખદુઃખ રાગ દ્વેષ અથવા બીજા કોઇ પણ દ્વંદ્વથી સંક્ષોભ પામશે નહિ. આપણે જાણીએ છીએ કે મનુષ્ય જાતિનો મોટો ભાગ તો દ્વંદ્વો વચ્ચે આમ તેમ ઝોળાં ખાતોજ હોય છે. માટે ગીતાની આવી સમત્વ અથવા મધ્યમપણું છે, તેમજ મનુષ્યે પોતાનાં સઘળાં તત્વોને પરસ્પર એવાં સાનુકૂળ બનાવવાં કે પરમાત્વતત્વની ઇચ્છા પ્રમાણે ચાલી શકે. આવોજ ઉદ્દેશ રાખી મુમુક્ષુ પોતાનું જીવન ચલાવે છે. આકર્ષક વસ્તુઓ અથવા બનાવો પ્રત્યે રાગ, તેમજ અનાકર્ષક પ્રત્યે દ્વેષ ન ધરવો, પણ બંનેને પ્રભુનાં વિવિધરૂપો તરિકે ગણવાં. તે બનાવો

અથવા વસ્તુઓ તેના બંધન વાસ્તે નથી, પણ તેને શિક્ષણ આપનાર, પાઠરૂપે છે. બહારની ધમાલની વચ્ચે તેણે શાંતિના સાગર–પ્રભુ ઉપર વિશ્વાસ રાખી પોતાની ફરજ પૂર્ણ રીતે બજાવવી. અમુક ફળની આશાથી નહિ, પણ પોતાની તે ફરજ છે, પોતાનો તે ધર્મ છે, એમ સમજીને તે ધર્મ બજાવવો.

મુમુક્ષુનું હૃદય એ વેદી છે અને પ્રભુ પ્રત્યેનો પ્રેમ એ તેના ઉપર સળગતી જ્વાળા છે. તે પોતાનાં શારીરિક તેમજ માનસિક બધાં કાર્યોને તે વેદી ઉપર હોમે છે, અને પ્રભુ પ્રીત્યર્થે તે કામ કર્યા પછી, એકવાર પ્રભુની વેદી ઉપર તે અર્પણ થયા પછી, તેનો તેમાં અધિકાર રહેતો નથી.

આ ગીતાનો ઉપદેશ કોઇ સન્યાસીને શાંત પળોમાં આપવામાં આવ્યો ન હોતો, પણ અર્જુન જેવા ક્ષત્રિયને યુદ્ધના ક્ષેત્રપર અપાયો હતો. અન્યાયથી લઇ લીધેલી ગાદી પાછી લેવાનો અર્જુનનો ધર્મ હતો. એક ક્ષત્રિય અને રાજકુમાર તરિકે પોતાની પ્રજાના ઉદ્ધાર અર્થે, તેમજ શાંતિ અને સલાહ લાવવા વાસ્તે યુદ્ધ કરવું તે તેનું કર્તવ્ય હતુ. આ યુદ્ધ અર્જુનને વધારે ભયંકર એટલા વાસ્તે લાગ્યું કે તેના સ્વજનો અને પ્રિય સાથીઓ બન્ને બાજુએ રણસંગ્રામમાં ગોઠવાઇ ગયા હતા. આ જોઇ તેના હૃદયમાં દૌર્બલ્ય આવી ગયું. શું કરવું તે તેને સુઝયું નહિ. શુ તેણે જેમના પર પ્રેમ અને ભક્તિભાવ રાખવો જોઇએ તેવા વડીલો અને સ્નેહીઓને મારી નાંખવા? અને જો પોતે ન લડે તો પોતાના બાંધુઓ પરાધિનતામાં રહે એ પણ તેનાથી કેમ સહન થાય? ત્યારે કરવું શું? આમાં કયો માર્ગ ન્યાય ભરેલો કહી શકાય? ન્યાય

પ્રમાણે ચાલવું જોઇએ, નહિ તો ધર્મ માત્રનું ઉલંઘન થાય અને અનીતિમાન ફાવી જાય, પણ પાપ વગર શત્રુઓને મારવા શી રીતે ? આખું પુસ્તક આ પ્રશ્નનો જવાબ આપવાનેજ રચાએલું છે.

અર્જુનને ઉઠતી દરેક શંકાનું સમાધાન કરવા શ્રીકૃષ્ણ પ્રયત્ન કરે છે, એટલે નવી શંકાઓ પ્રગટે છે, શ્રીકૃષ્ણ પોતે " આમજ કર " એવો જવાબ આપી દેતા નથી, પણ તેને બે માર્ગ બતાવેછે અને પછી તેનો નિર્ણય કરવાનું કામ અર્જુનનેજ સોંપે છે. જ્યાંસુધી અર્જુનનો જીવાત્માશ્રીકૃષ્ણની દલીલથી સંતુષ્ટ થતો નથી, ત્યાં સુધી શ્રીકૃષ્ણ એક પછી એક દલીલોથી અર્જુનનું આ સંયોગોમાં શું કર્તવ્ય હોઇ શકે, તે બતાવે છે છેવટે અર્જુન પોતેજ કહે છે કે—

**नष्टो मोहः स्मृति र्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ॥**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥**

" હે અચ્યુત ! તમારી કૃપાથી મારો મોહ નાશ પામ્યો અને મને મારી ખરી સ્થિતિનું ભાન આવ્યું છે. હવે, મારો સંદેહ જતો રહ્યો છે અને હું તમારા વચન પ્રમાણે ચાલીશ. " અર્જુનના મનની આવી સ્થિતિ થઇ અને તે યુદ્ધ કરવાને પ્રવૃત થયો, તે સંબંધમાં શ્રીકૃષ્ણે આપેલા ઉપદેશનો સાર-આખી ભગવદ્‌ગીતાનો સાર ડૉ૦ એસન્ટના શબ્દોમાં કહીએ તો—

" Have no personal interest in the event, carry out the duty imposed by the position in life; realise Ishvara, at once Lord & Law, is the doer, working out the mighty evolution that

ends in bliss & peace; be identified with Him by devotion, and then perform duty as duty, fighting without passion or desire, without anger or hatred, thus activity forges no bonds, yoga is accomplished and the soul is free. "

કોઇ પણ બાબતમાં અંગત સ્વાર્થ રાખતા નહિ તમારી સ્થિતિને અંગે જે ફરજ તમારા પર આવી પડે તે અદા કરો, ઇશ્વર જે પ્રભુ તેમજ નિયમ છે, તે એકજ કાર્ય કરનાર છે, અને જેનો અંત શાંતિ અને આનંદમાં આવે તેવા વિકાસને પ્રભુ દોરી રહ્યો છે, એનો ખ્યાલ લાવો ભક્તિથી પ્રભુની સાથે એકતા સાધો. અને કોઇ પણ જાતના આવેશ અને ઇચ્છા વિના ક્રોધ કે દ્વેષ વિના તમારી ફરજ બજાવો. આવી રીતે પ્રવૃત્તિ કરવાથી કર્મ બંધ લાગતો નથી યોગની સિદ્ધિ થાય છે અને આત્મા મુક્ત થાય છે.

આ પ્રમાણે ભગવદ્‌ગીતાનું રહસ્ય છે પણ મોટા મનુષ્યોનાં બધાં કાર્યો ગંભીર અર્થથી ભરેલાં હોય છે શ્રી કૃષ્ણ અને અર્જુન વચ્ચેનો સંવાદ તે દરેક જીવાત્મા અને તેના મન વચ્ચેના સંવાદરૂપ છે. કૌરવો તે આંતર શત્રુઓ છે. જે અત્યાર સુધી મિત્ર તરિકે વર્તતા હતા. જેમ અર્જુનને કૌરવો સાથે લડવાનું ભારે લાગ્યુ, તેમ દરેક જીવને આ આંતર શત્રુઓ સાથે લડતાં ભય લાગે છે. પણ જગતના ખરા વીર પુરૂષો નિરંતર આંતર શત્રુઓ સાથે લડીજ રહે છે અંતે તેમનો જય જે ત્રિભુવન જેતા મહા પ્રતાપી નૃપના જય કરતાં ચઢી જાય છે.

જે કોઇ જીવાત્મા આ યુદ્ધમાં પોતાનું હું પણું તજી દે છે અને જેમ અર્જુને શ્રીકૃષ્ણને પોતાનું સારથીપણું સોંપી દીધું, તેમ

જે પોતાની જીવન દોરી પ્રભુને સોંપે છે, તેનો પ્રભુ હાથ ઝાલે છે શ્રી કૃષ્ણ કહે છે કે—

**सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ॥**

**अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥**

સર્વ અંગત ધર્મોનો ત્યાગ કરીને ફક્ત મારૂં [ પ્રભુનું ] શરણ ગ્રહણ કર. અને હું [ પ્રભુ ] તને સર્વ પાપોથી મુકત કરીશ, માટે શોક કરતો નહિ.

ટુંકામાં જે જે **સ્થિતિમાં** આપણે મુકાયા હોઇએ તે તે **સ્થિતિમાં આપણે આપણી ફરજ બજાવવી અને તેનું ફળ પ્રભુને અર્પણ કરવું, એજ આ ગીતાનો સાર-રહસ્ય-છે.**

છેવટ આ ભગવદ્ ગીતાના છેલ્લા શ્લોકથી આ ઉપોદ્ઘાત સમાપ્ત કરવામાં આવે છે.—

**यत्र योगेश्वरः कृष्णो यत्रपार्थो धनुर्धरः ॥**

**तत्र श्री विजयोभूति ध्रुवानीति मतिर्मम ॥**

જ્યાં યોગેશ્વર શ્રી કૃષ્ણ છે અને જ્યાં ધનુર્ધારી અર્જુન છે, ત્યા લક્ષ્મી, જય, આબાદી અને અચળ નીતિ છે, એમ હું માનું છુ. અર્થાત્ જે મનુષ્ય ઇશ્વરી યોજના [ શ્રી કૃષ્ણ ] ને સમજે છે અને તે પ્રમાણે શક્તિ [ અર્જુન ] ને દોરે છે, તે મનુષ્ય જીવન યુદ્ધમાં વિજયી નીવડે છે અને પરમાર્થના પથમાં પણ પરમ સિદ્ધિ મેળવે છે.

નર્મદા આશ્રમ
શુકલતીર્થ
તા. ૨૬-૬-૧૯૨૫

**મણિલાલ ન. દોશી**
**બી. એ.**

# અનુક્રમણિકા.

ॐ

## श्रीकृष्ण गीता मंत्रत्व निरुपणम्.

શ્રી કૃષ્ણગીતાના મંત્રત્વનું નિરુપણ.

ॐ अस्य श्रीकृष्ण गीता मालामंत्रस्य भगवान् वेदव्यास ऋषि. ( આ શ્રી કૃષ્ણગીતારૂપી માળાના મંત્રના ઋષિ ભગવાન્ વેદ વ્યાસ છે. ) अनुष्टुप् छंदः ( અનુષ્ટુપ છંદ છે. ) श्रीकृष्ण परमात्मा देवता ( દેવતા શ્રીકૃષ્ણ પરમાત્મા છે. ) अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे इति बीजम ( अ. २ श्लो० ११ ) શોક કરવા યોગ્ય નહિ તેનો તું શોક કરે છે અને પંડિતોના જેવું બોલે છે. એ બીજ છે. सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज इति शक्तिः ( १८-६६ ) સર્વ ધર્મોને તજીને મારા એકનાજ શરણે આવ એ શક્તિ છે. अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ( १८-६६ ) હું તને સર્વ પાપોથી છુટો કરીશ શોક કર નહિ એ કીલક છે.

### अथ करन्यासः

नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावक इति अंगुष्ठाभ्यां नमः ( २-२३ ) આમ બોલી બે હાથના અંગુઠાને નમસ્કાર કરવા, न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः ( २-२३ ) આમ બોલી બે હાથની તર્જની આંગળીઓને નમસ્કાર કરવા. अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च इति मध्यमाभ्यां नमः [ २-२४ ] આમ બોલીને બે હાથની મધ્યમા-વચલી-આંગળીઓને નમસ્કાર કરવા नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति

अनामिकाभ्या नमः ( २-२४ ) આમ બોલીને બે હાથની અનામિકા આંગળીઓને નમસ્કાર કરવા. पश्य मे पार्थ रुपाणि शतशोथ सहस्रश इति कनिष्ठिकाभ्या नमः [ ११-५ ] આમ બોલીને બે હાથની ટચલી આંગળીઓને નમસ્કાર કરવા. नाना विधानि दिव्यानि नानावर्णाकृतीनि च इति करतल करपृष्ठाभ्या नमः [ ११-५ ] આમ બોલીને બે હાથની હાથેલી અને તેના પાછલા ભાગોને નમસ્કાર કરવા

## अथ हृदयादिन्यासः

नैनं छिन्दंति शस्त्राणि नैन दहति पावक इति हृदयाय नमः [ २-२३ ] આમ બોલી હૃદયને, બે હાથની આંગળીઓ અડાડી નમસ્કાર કરવા. न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा ( २-२३ ) આમ બોલી માથાને, બે હાથની આંગળીઓ અડાડી નમસ્કાર કરવા. अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च इति शिखायै वषट् [ २-२४ ] આમ બોલી બેઉ હાથની આંગળીઓ વડે શિખાને સ્પર્શ કરવો. नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुम् ( २-२४ ) આમ બોલી બેઉ હથેલી બેઉ ખભે અડાડી અદ્દભ કરવી. पश्य मे पार्थरुपाणि शतशोऽथ सहस्रश इति नेत्र त्रयाय वौषट् [ ११-५ ] આમ બોલી બેઉ નેત્રોની વચ્ચે કપાળમાં ત્રીજું નેત્ર માની ત્રણે નેત્રને નમન કરવું. नाना विधानि दिव्यानि नानावर्णाकृतीनि च इति अस्त्राय फट् [ ११-५ ] આમ બોલી જમણો હાથ માથા ઉપરથી ફેરવી લાવીને તેની ડાબા હાથની હથેલીમાં તાલી પાડવી.

# श्री कृष्णगीता ध्यानादि.

## पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं

**व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥**
**अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी-**
**मंब त्वामनुसंदधामि कृष्णगीते भवद्वेषिणीम् ॥ १ ॥**

पार्थाय=અર્જુનને; प्रतिबोधिताम्=કહેલી; भगवता= ભગવાન; नारायणेन=નારાયણે; स्वयम्=પોતે; व्यासेन=વ્યાસે; ग्रथिताम्=ગુંથેલી; पुराणमुनिना=પ્રાચીન મુનિ; मध्ये=મધ્યમાં; महाभारतम्=મહાભારતના; अद्वैतामृत वर्षिणीम्=અદ્વૈતરૂપી અમૃતને વરસાવનારી; भगवतीम्= ઐશ્વર્યવાળી; अष्टादशाध्यायिनीम्=અઢાર અધ્યાયવાળી; अंब=હેમા; त्वाम्=તારૂં; अनुसंदधामि=હું ધ્યાન કરૂં છું; कृष्णगीते=હે કૃષ્ણ ગીતા; भवद्वेषिणीम्=સંસારનો દ્વેષ કરનારી.

ભગવાન નારાયણે પોતે અર્જુનને કહેલી, મહાભારતના મધ્યમાં પ્રાચીન મુનિ વ્યાસે ગુંથેલી અદ્વૈતરૂપી અમૃતને વરસાવનારી, અઢાર અધ્યાયવાળી, હે મા! હે કૃષ્ણ ગીતા! હું તારૂં ધ્યાન કરૂં છું. १

**नमोऽस्तु ते व्यास विशालबुद्धे**
**फुल्लारविंदायतपत्र नेत्र ॥**
**येन त्वया भारततैलपूर्णः**
**प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥ २ ॥**

नमः=નમસ્કાર, अस्तु=હો, ते=તમને; व्यास विशालबुद्धे=વિશાળ બુદ્ધિવાળા વ્યાસ ભગવાન; फुल्लारविंदायतपत्र नेत्र=પ્રફુલ્લ કમળની વિશાળ પાંખડીના જેવા નેત્રવાળા; येन=જે; त्वया=તમે; भारततैल-

पूर्णः=भारतरूप तेलथी पूर्ण; प्रज्वालितः=प्रकटयो છે; ज्ञानमयः=ज्ञान-
મય; प्रदीपः=દીવો.

વિશાળ બુદ્ધિવાળા અને પ્રફુલ કમળની વિશાળ
પાંખડીના જેવાં નેત્રવાળાં હે વ્યાસ ભગવાન ! તમને નમ-
સ્કાર હો. જે તમે ભારતરૂપ તેલથી પૂર્ણ જ્ઞાનમય દીવો
પ્રકટયો છે. ૨

**प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ॥**
**ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥**

प्रपन्नपारिजाताय=શરણાગતના કલ્પવૃક્ષ; तोत्रवेत्रैकपाणये=એક
હાથમાં નેતરના પરોણાવાળા; ज्ञानमुद्राय=જ્ઞાનમુદ્રાવાળા; कृष्णाय=
શ્રીકૃષ્ણને; गीतामृतदुहे=ગીતારૂપ અમૃતને દહોનાર; नमः=નમસ્કાર.

શરણાગતના કલ્પવૃક્ષ, એક હાથમાં નેતરના પરોણા
વાળા, જ્ઞાન મુદ્રાવાળા અને ગીતારૂપ અમૃતને દહોનાર
શ્રીકૃષ્ણને નમસ્કાર. ૩

**सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ॥**
**पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥ ४ ॥**

सर्वाः=સર્વ; उपनिषदः=ઉપનિષદ; गावः=ગાયો. दोग्धा=દોહનાર;
गोपालनंदनः=ગોવાળને આનંદ આપનાર–શ્રીકૃષ્ણ; पार्थः=પાર્થ; वत्सः=
વાછડો; सुधीः=બુદ્ધિમાન; પુરૂષો, भोक्ता=ભોક્તા; दुग्धम्=દૂધ; गीता-
मृतम्=ગીતારૂપી અમૃત; महत्=મોટું.

સર્વ ઉપનિષદો ગાયો છે, ગોવાળને આનંદ આપનાર –શ્રીકૃષ્ણ તેને દોનાર છે, અર્જુન વાછડો છે, બુદ્ધિમાન પુરૂષો ભોક્તા છે. અને મોટું ગીતારૂપ અમૃત તે દૂધ છે. ૪

**वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ॥**
**देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥ ५ ॥**

वसुदेवसुतम=વસુદેવના પુત્ર; देवम्=દેવોના દેવ; कंसचाणूरमर्दनं=કંસ અને ચાણુર નામના દૈત્યને મારનાર; देवकीपरमानंद=દેવકીને પરમ આનંદ રૂપ; कृष्णं=કૃષ્ણને; वंदे=નમસ્કાર કરૂં છું; जगद्गुरुम्=જગદ્ગુરૂ;

વસુદેવના પુત્ર, દેવોના દેવ, કંસ અને ચાણુર નામના દૈત્યને મારનાર, દેવકીને પરમ આનંદરૂપ, તથા જગતના ગુરૂ શ્રી કૃષ્ણને નમસ્કાર કરૂં છું. ૫

**भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोपला**
**शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥ ॥**
**अश्वत्थामविकर्ण घोरमकरा दुर्योधनावर्तिनी**
**सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥६॥**

भीष्मद्रोणतटा=ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાવાળી; जयद्रथजला=જયદ્રથરૂપી પાણીવાળી; गाधारनीलोपला=ગાંધારીના પુત્રોરૂપી નીલ ખડકોવાળી; शल्यग्राहवती=શલ્યરૂપી ઝડવાળી, कृपेण वहनी=કૃપાચાર્ય-રૂપી વહનવાળી; कर्णेन वेलाकुला=કર્ણરૂપી પૂરથી વ્યાકુળ; अश्वत्थाम विकर्णघोरमकरा=અશ્વત્થામા અને વિકર્ણરૂપી ઘોર મગરવાળી; दुर्यो

धनार्कोर्तिनी=દુર્યોધનરૂપી વમળવાળી; सा=તે. उत्तीर्णा=ઉતરાઇ; खलु=અનાયાસે; पांडवैः=પાંડવોએ; रणनदी=યુદ્ધરૂપી નદી; कैवर्तकः=નાવિક, केशवः=શ્રીકૃષ્ણ.

ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાવાળી,–જયદ્રથરૂપ પાણી વાળી, ગાંધારીના પુત્રોરૂપી નીલ ખડકોવાળી; શલ્યરૂપી ઝુડવાળી; કૃપાચાર્યરૂપી વહનવાળી, કરણરૂપી પુરથી વ્યાકુળ અશ્વત્થામા તથા વિકર્ણરૂપી ઘોર મગરવાળી, દુર્યોધનરૂપી વમળવાળી, તે યુદ્ધરૂપી નદી પાંડવો અનાયાસે ઉતરી ગયા કેમકે નાવિક શ્રીકૃષ્ણ હતા. ૬

**पाराशर्यवचः सरोजममलं गीतार्थगंधोत्कटं**
**नानाख्यानककेसरं हरिकथा संबोधना बोधितम् ॥**
**लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा**
**भूयाद्भारतपंकजं कलिमल प्रध्वंसि नः श्रेयसे ॥ ७ ॥**

पाराशर्यवचः=શ્રી વ્યાસનું વચન; सरोजम्=કમળ; अमलम्=નિર્મળ; गीतार्थ-गंध-उत्कटम्=ગીતાના અર્થરૂપ તીવ્રગંધવાળું; नानाख्यानक-केसरम्=જુદાં જુદાં આખ્યાન રૂપી કેસરવાળું; हरिकथा=હરિની કથા; संबोधन-आबोधितम्=સંબોધથી બોધવાળુ, लोके=આ લોકમાં; सज्जन-षट्पदैः=સજ્જન માણસરૂપી ભમરાઓએ; अहः=રોજ, अहः=રોજ; पेपीयमानम्=પીવા યોગ્ય; मुदा=આનંદથી, भूयात्=હો; भारतपंकजम्=ભારત રૂપી કમળ; कलिमल=કળિયુગના મેલનો; प्रध्वंसि=અત્યંત નાશ કરનાર; नः=અમારા; श्रेयसे=કલ્યાણને માટે;

શ્રી વ્યાસનું વચન કમળ, નિર્મળ, ગીતાના અર્થરૂપ તીવ્ર ગંધવાળું, જુદાં જુદાં આખ્યાનરૂપી કેસરવાળું; હરિ કથ'ના સંબોધનથી બોધવાળું; આ લોકમાં સજ્જન માણુસ રૂપી ભમરાઓએ રોજ રોજ આનંદથી પીવા યોગ્ય, કળીયુગના મેલનો અત્યંત નાશ કરનાર, ભારત રૂપી કમળ અમારા કલ્યાણુને માટે હો. ૭

**मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ॥**
**यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥ ८ ॥**

मूकम्=મુંગાને; करोति=કરે છે; वाचालम्=બોલતો; पंगुम्=લુલાને. लंघयते=ઓળંગાવે છે; गिरिम्=પર્વત; यत्=જેની; कृपा=કૃપા; तं=તે; अहं=હું; वंदे=નમું છું; परमानंदमाधवम्=પરમાનંદ માધવને;

જેની કૃપા મુંગાને બોલતો કરે છે, લુલાને પર્વત ઓળંગાવે છે, તે પરમાનંદ માધવને હું નમું છું. ૮

**यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंतिदिव्यैः स्तवै-**
**र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥**
**ध्यानावस्थित तद्गतेन मनसा पश्यंति यं योगिनो**
**यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ ९ ॥**

यं=જેની; ब्रह्मा-वरुण-इंद्र-रुद्र-मरुतः=બ્રહ્મા વરુણ ઇંદ્ર રૂદ્ર અને મરૂત; स्तुन्वंति=સ્તુતિ કરે છે· दिव्यैः=દિવ્ય; स्तवैः=સ્તોત્રોવડે; सांगपदक्रमोपनिषदैः=અંગ, પદ, ક્રમ અને ઉપનિષદો સહિત; गायंति=

ગાયન કરે છે; यं=જેનું; सामगाः=સામનું ગાયન કરનાર મુનિઓ. ध्यानावस्थिततद्गतेन=ધ્યાનથી સ્થિત થયલા અને તે પરમાત્મામા રહેલા, मनसा=મન વડે; पश्यंति=જુએ છે; यं=જેને, योगिनः=યોગીઓ; यस्य=જેના; अंतं=અંતને; न विदुः=જાણતા નથી. सुरासुरगणाः=દેવના અને દૈત્યના સમુહો. देवाय=દેવને. तस्मै=તે; नमः=નમસ્કાર.

જેની બ્રહ્મા, વરૂણ, ઇંદ્ર, રૂદ્ર, અને મરૂત ગણો દિવ્ય સ્તોત્રોવડે સ્તુતિ કરે છે. જેનું સામનું ગાન કરનારા મુનિઓ અંગ, પદ, ક્રમ અને ઉપનિષદોએ સહિત વેદો વડે ગાન કરે છે. ધ્યાનથી સ્થિત થયલા અને તે પરમાત્મામાં રહેલા મન વડે યોગીઓ જેને જુએ છે–અનુભવે છે. દેવના અને દૈત્યના સમુહો જેના અંતને જાણતા નથી તે દેવને નમસ્કાર. ૯

## इति ध्यानम्.





# श्री कृष्ण गीता.

## प्रथमोऽध्यायः ॥ અધ્યાય પહેલો.

### अर्जुनविषाद योगः ॥ અર્જુનની ખિન્નતાનો યોગ.

धृतराष्ट्र उवाच ॥ ધૃતરાષ્ટ્ર બોલ્યા—

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ॥**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥१॥**

धर्मक्षेत्रे ( धर्मस्य क्षेत्रे )=ધર્મક્ષેત્રમાં; कुरुक्षेत्रे ( कुरोः क्षेत्रे )=કુરૂક્ષેત્રમાં, समवेताः=ભેગા થયલા; युयुत्सवः=લડવાની ઇચ્છાવાળા; मामकाः=મારા પુત્રો; पांडवाः=( पाण्डोः पुत्राः )=પાંડુના પુત્રો-પાંડવો; च=અને; एव=જ; किम्=શું; अकुर्वत=કરવા લાગ્યા; संजय=હે સંજય.

ધૃતરાષ્ટ્ર બોલ્યા—હે સંજય ! ધર્મક્ષેત્રરૂપ કુરૂક્ષેત્રમાં, લડવાની ઇચ્છાવાળા, ભેગા થયેલા, મારા પુત્રો અને પાંડવો શું કરવા લાગ્યા ? ૧.

**संजय उवाच** ॥ સંજય બોલ્યા—

**दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ॥**
**आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥२॥**

दृष्ट्वा=જોઈ ને; तु=જ; पाण्डवानीकम् ( पांडवानाम् अनीकम् )=પાંડવોની સેનાને; व्यूढम्=વ્યૂહ રચનામાં ગોઠવાયલી; दुर्योधन=દુર્યોધન; तदा=તે વખતે; आचार्यम्=ગુરૂ-દ્રોણાચાર્ય, उपसंगम्य=પાસે જઈને; राजा=રાજા, वचनम्=વચન; अब्रवीत्=બોલ્યો.

સંજય બોલ્યા—પાંડવોની સેનાને વ્યૂહ રચનામાં ગોઠવાયલી જોઈને તે વખતે રાજા દુર્યોધન ગુરૂ દ્રોણાચાર્ય પાસે જઈ ( આ પ્રમાણે ) વચન બોલ્યો. ૨.

**दूर्योधन उवाच**—દુર્યોધન બોલ્યા—

**पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ॥**
**व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥३॥**

पश्य=જુઓ; एताम्=આ; पांडु पुत्राणाम् ( पांडोः पुत्राणाम् )=પાંડુના પુત્રોની-પાંડવોની; आचार्य=હે આચાર્ય; महतीम्=મોટી; चमूम्=સેનાને; व्यूढाम=વ્યૂહ રચનામાં ગોઠવેલી द्रुपद पुत्रेण (द्रुपदस्य पुत्रेण) દ્રુપદના પુત્રવડે-ધૃષ્ટદ્યુમ્ને; तव=તમારા; शिष्येण=શિષ્ય વડે; धीमता=બુદ્ધિમાન.

દુર્યોધન બોલ્યા-હે આચાર્ય ? તમારા બુદ્ધિમાન શિષ્ય દ્રુપદના પુત્રે-ધૃષ્ટદ્યુમ્ને, વ્યૂહ રચનામાં ગોઠવેલી, પાંડવોની આ મોટી સેનાને જુઓ. ૩

अत्र शूरा महेष्वासाभीमार्जुन समा युधि ॥
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥४॥

अत्र=અહિં-આ સેનામાં; शूरा=શૂરવીરો; महेष्वासा ( महांतः इष्वासाः येषा ते) મોટાં ધનુષ્યવાળા; भीमार्जुनसमा ( भीमस्य अर्जुनस्य समाः)=ભીમ અને અર્જુન જેવા; युधि=યુદ્ધમાં; युयुधानः=યુયુધાન-સાત્યકી; विराटः=વિરાટ રાજા, च=તથા; द्रुपदः=દ્રુપદ; च=અને; महारथः=મહારથી.

અહિં આ સેનામાં-શૂરવીરો, મોટાં ધનુષ્યવાળા, યુદ્ધમાં ભીમ અને અર્જુન જેવા મહારથી, યુયુધાન-સાત્યકી વિરાટ રાજા અને દ્રુપદ છે. ૪

धृष्टकेतुश्चेकितानः काशीराजश्च वीर्यवान् ॥
पुरुजित्कुंति भोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥

धृष्टकेतुः ધૃષ્ટકેતુ; चेकितानः=ચેકિતાન; काशीराजः (काश्याः राजा) =કાશીનો રાજા; च=અને; वीर्यवान्=પરાક્રમી, पुरुजित्=પુરૂજીત; कुंतिभोजः =કુંતિભોજ; च=અને; शैब्य=શૈબ્ય; च=અને; नरपुंगवः ( नरेषुपुंगवः)= નરોમાં ઉત્તમ.

અને પરાક્રમી ધૃષ્ટકેતુ, ચેકિતાન, કાશીનો રાજા, નરોમાં ઉત્તમ પુરૂજીત, કુંતિભોજ, અને શૈબ્ય છે. ૫

युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ॥
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥

युधामन्युः=યુધામન્યુ; च=અને; विक्रांतः=મહાપરાક્રમી; उत्तमौजाः=ઉ-

त्तमौजा; च=અને; वीर्यवान्=ઘણો બળવાન્; सौभद्रः=સુભદ્રાનો પુત્ર–અભિમન્યુ; द्रौपदेयाः=દ્રૌપદીના પુત્રો; च=અને; सर्व=સઘળા; एव=જ; महारथाः=મહારથીઓ.

અને મહાપરાક્રમી યુધામન્યુ, ઘણો બળવાન ઉત્તમૌજા, સુભદ્રાનો પુત્ર–અભિમન્યુ, અને દ્રૌપદીના સઘળા પુત્રો, મહારથીઓ જ છે. ૬.

**अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम॥**
**नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते॥७॥**

अस्माकम्=આપણામાં; तु=તો; विशिष्टाः=શ્રેષ્ઠ; ये=જેઓ, तान्=તેઓના નામ; निबोध=જાણો–સાંભળો, द्विजोत्तम (द्विजेषु उत्तमः)=બ્રાહ્મણોમાં ઉત્તમ–હે દ્રોણાચાર્ય; नायकाः=નાયકો; मम=મારા, सैन्यस्य=સૈન્યના; संज्ञार्थम् (संज्ञायाः अर्थम्)=જાણવા માટે; तान्=તેમને, ब्रवीमि=હું કહું છુ, ते=તમારે.

હે બ્રાહ્મણોમાં ઉત્તમ–દ્રોણાચાર્ય ? આપણામાં જેઓ શ્રેષ્ઠ છે, તેઓનાં નામ સાંભળો. જે મારા સૈન્યના નાયકો છે, તેમને તમારે જાણવા માટે હું કહું છું. ૭.

**भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः॥**
**अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च॥८॥**

भवान्=આપ; भीष्मः=ભીષ્મપિતામહ; च=અને; कर्णः=કર્ણ, च=અને; कृपः=કૃપાચાય; च=અને; समितिंजयः=(समितिम् जयति)=રણ-

સંગ્રામ જીતનારા; अश्वत्थामा=અશ્વત્થામા; विकर्णः=વિકર્ણ, च=અને; सौमदत्तिः=સૌમદત્તિ-ભૂરિશ્રવા. तथा=તેવા, एव=જ, च=અને.

આપ-દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ, કર્ણ, રણસંગ્રામ જીતનારા કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ અને તેવા જ સૌમદત્તિ-ભૂરિશ્રવા-છે. ૮.

**अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः॥**
**नानाशस्त्रप्रहरणाः सर्वे युद्ध विशारदाः ॥९॥**

अन्ये=બીજા; च=અને, बहवः=ઘણા; शूराः=શૂરવીરો, मदर्थे [ मम अर्थे ]=મારે માટે; त्यक्तजीविताः [ त्यक्तम् जीवितम् यैः ते ]=જીવવાની આશા તજેલી છે એવા; नानाशस्त्रप्रहरणाः (नाना शस्त्राणि प्रहरणानि येषां ते )=જુદાં જુદા હથિઆરો ફેંકનારા, सर्वे=બધા; युद्ध विशारदाः [ युद्धे विशारदाः ]=લડાઈમાં કુશળ.

અને મારે માટે જીવવાની આશા તજેલી છે એવા જુદાં જુદાં હથિયારો ફેંકનારા, બીજા ઘણા શૂરવીરો છે, તે બધા લડાઈમાં કુશળ છે. ૯.

**अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम्॥**
**पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥१०॥**

अपर्याप्तम्=અગણિત; तत्=તે; अस्माकम्=આપણી; बलम्=સેના; भीष्माभिरक्षितम् (भीष्मेण अभिरक्षितम् )=ભીષ્મપિતામહ વડે રક્ષણ કરાયલી-ભીષ્મે રક્ષેલી; पर्याप्तम्=થોડી; तु=તો; इदम्=આ; एतेषाम्=એમની;

बलम्=સેના; भीमाभिरक्षितम् [ भीमेन अभिरक्षितम् ]=ભીમવડે રક્ષણ કરાયલી-ભીમે રક્ષેલી.

ભીષ્મે રક્ષેલી આપણી તે સેના અગણિત છે, અને ભીમે રક્ષેલી આ એમની સેના તો થોડી છે. ૧૦.

अयनेषु च सर्वेषु यथा भागमवस्थिताः ॥
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥११॥

अयनेषु=વ્યૂહમાર્ગોમાં; च=અને; सर्वेषु=તમામ; यथा=પોતપોતાને; भागम्=ઠેકાણે, अवस्थिताः=ઉભા રહીને, भीष्मम्=ભીષ્મપિતામહનું, एव=જ; अभिरक्षंतु=ચારે તરફથી રક્ષણ કરો, भवतः=આપ; सर्व=સઘળા; एव=જ हि=માટે.

માટે તમામ વ્યૂહ માર્ગોમાં પોતપોતાને ઠેકાણે ઉભા રહીને, આપ સઘળા ભીષ્મ પિતામહનું જ ચારે તરફથી રક્ષણ કરો. ૧૧.

**संजय उवाच** ॥ સંજય બોલ્યા—

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ॥
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान्॥१२॥

तस्य=તેને-દુર્યોધનને; संजनयन्=ઉત્પન્ન થાય તેમ, हर्षम्=હર્ષ; कुरुवृद्धः [ कुरुषु वृद्धः ]=કુરુવંશમાં ઘરડા; पितामहः=ભીષ્મપિતામહ; सिंहनादम् [ सिंहस्य नादम् ]=સિંહના જેવો અવાજ; विनद्य=કરીને; उच्चैः=ઉંચા સ્વરવડે, शंखम्=શંખ, दध्मौ=વગાડ્યો; प्रतापवान्=પ્રતાપવાળા.

સંજય બોલ્યા--પ્રતાપશાળી કુરૂવંશમાં ઘરડા ભીષ્મ પિતામહે, તે-દુર્યોધનને હર્ષ ઉત્પન્ન થાય તેમ, સિંહના જેવો અવાજ કરીને, ઉંચા સ્વરવડે શંખ વગાડયો. ૧૨.

**ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ॥**
**सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥१३॥**

ततः=પછી, शंखाः=શંખો, च=અને; भेर्यः=ભેરીઓ; च=અને; पणवानक गोमुखाः (पणवाः च आनकाः च गोमुखाः च) ઝાંઝો, દુદુંભીઓ, અને શીંગીઓ; सहसा=એકદમ, एव=જ; अभ्यहन्यंत=વાગવા લાગ્યાં; सः=તે; शब्दः=અવાજ; तुमुलः=ઘણો મોટો, अभवत्=થયો.

પછી શંખો, ભેરીઓ, ઝાંઝો, દુદુંભીઓ, અને શીંગીઓ એકદમ જ વાગવા લાગ્યાં, તે અવાજ ઘણો મોટો થયો. ૧૩

**ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ॥**
**माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥१४॥**

ततः=ત્યારપછી, श्वेतैः=ધોળા; हयैः=ઘોડાઓ વડે; युक्ते=જોડાયલા; महति=મોટા; स्यन्दने=રથમાં; स्थितौ=બેઠેલા; माधवः=માધવ-શ્રીકૃષ્ણ; पांडवः=પાંડવ-અર્જુન, च=અને; एव=પણ; दिव्यौ=દેવતાઇ; शंखौ=શંખો; प्रदध्मतुः=વગાડયા.

ત્યાર પછી ધોળા ઘોડા જોડેલા, મોટા રથમાં બેઠેલા, શ્રી કૃષ્ણ અને અર્જુને પણ. દેવતાઇ શંખો વગાડયા. ૧૪

**पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ॥**
**पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥१५॥**

पांचजन्यम्=પાંચ જન્ય નામના શંખને; हृषीकेशः=( हृषीकाणाम् ईशः)=ઇંદ્રિયોના નિયામક-શ્રીકૃષ્ણે; देवदत्तम्=દેવદત્ત નામના શંખને; धनंजयः=( धनम् जयति इति ) ધનને જીતનાર-અર્જુને, पौंड्रम्=પૌંડ્ર નામના શંખને; दध्मौ=વગાડ્યો; महाशङ्खम्=મોટા શંખને; भीमकर्मा (भीमम् कर्म यस्य सः)=ભયંકર કામ કરનાર, वृकोदरः=(वृकस्य इव उदरं यस्य सः)=વરૂના જેવા પેટવાળા-ભીમસેને.

શ્રી કૃષ્ણે પાંચજન્ય નામના શંખને; અર્જુને દેવદત્ત નામના શંખને, અને ભયંકર કામ કરનાર ભીમસેને પૌંડ્ર નામના મોટા શંખને વગાડ્યો. ૧૫

**अनंतविजयं राजा कुंतिपुत्रो युधिष्ठिरः ॥**
**नकुलः सहदेवश्च सुघोष मणिपुष्पकौ ॥१६॥**

अनंतविजयम्=અનંત વિજય નામના શંખને; राजा=રાજા; कुंतिपुत्रः (कुन्त्याः पुत्रः) કુંતિના પુત્ર, युधिष्ठिरः=યુધિષ્ઠિરે, नकुलः=નકુલે; सहदेवः=સહદેવ; च=અને; सुघोष-मणिपुष्पकौ (सुघोषम् च मणिपुष्पकम् च)=સુઘોષ અને મણિ પુષ્પક નામના શંખને.

કુંતિના પુત્ર રાજા યુધિષ્ઠિરે, અનંત વિજય નામના શંખને, નકુળે અને સહદેવે સુઘોષ અને મણિ પુષ્પક નામના શંખોને (વગાડ્યા.) ૧૬

**काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ॥**
**धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्च पराजितः ॥१७॥**

काश्यः=કાશીરાજાએ; च=અને, परमेष्वासः (परमः इष्वासः यस्य

स:)=મોટા ધનુષ્યવાળો; शिखंडी=શિખંડી; च=અને; महारथ:=મહારથી; धृष्टद्युम्न:=ધૃષ્ટધુમ્ન; विराट:=વિરાટ; च=અને सात्यकि:= સાત્યકિ-યુયુધાન; च=અને; अपराजित:=કોઇથી હારે નહિ એવો.

મોટા ધનુષ્યવાળો કાશીરાજા, મહારથી શિખંડી અને ધુષ્ટધુમ્ન, વિરાટ અને કોઇથી હારે નહિ એવો સાત્યકિ -યુયાધાન.—૧૭

**द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ॥**
**सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक्पृथक्॥१८॥**

द्रुपद:=દ્રુપદ; द्रौपदेया:=દ્રૌપદીના પુત્રો; च=અને, सर्वश:=બધી બાજુએથી; पृथिवीपते [ पृथिव्याः पते ]=હે પૃથ્વીપતિ-ધૃતરાષ્ટ્ર રાજા; सौभद्र:=સુભદ્રાનો પુત્ર-અભિમન્યુ; च=અને; महाबाहु: ( महान्तौ बाहु यस्यस.)=મોટા હાથવાળો; शंखान्=શંખો; दध्मु:=વગાડયા; पृथक् पृथक् =જુદા જુદા.

અને હે પૃથ્વી પતિ-ધૃતરાષ્ટ્ર રાજા ? દ્રુપદ, દ્રૌપદીના પુત્રો, મોટા હાથવાળો સુભદ્રાનો પુત્ર-અભિમન્યુ, એ બધા-ઓએ બધી બાજુએથી જુદા જુદા શંખો વગાડયા. ૧૮

**स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ॥**
**नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥**

स:=તે; घोष:=અવાજ; धार्तराष्ट्राणाम् ( धृतराष्ट्रस्यपुत्राणाम् )=ધૃત-રાષ્ટ્રના પુત્રોનાં-કૌરવોનાં हृदयानि=હૃદયોને; व्यदारयत्=ચીરી નાંખવા

લાગ્યો; नभः=આકાશ; च=અને; पृथिवीम्=પૃથ્વીને; च=અને- एव=પણ; तुमुलः=મોટો; व्यनुनादयन्=ગજવતો.

આકાશ અને પૃથ્વીને પણ ગજવતો તે મોટો અવાજ કૌરવોનાં હૃદયને ચીરી નાખવા લાગ્યો. ૧૯

**अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ॥**
**प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥२०॥**
**हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ॥**

अथ=હવે; व्यवस्थितान्=લડવા ઉભેલા; दृष्ट्वा=જોઇને; धार्तराष्ट्रान्=કૌરવોને; कपिध्वजः (कपिः ध्वजे यस्य सः)=હનુમાન જેની ધજામાં છે એવા; प्रवृत्ते=ચાલવા માંડ્યો; शस्त्रसंपाते ( शस्त्राणाम् संपाते ) શસ્ત્રોનો ઝપાટો, धनुः=ધનુષ્ય; उद्यम्य=ઉઠાવીને, पांडवः=અર્જુને; हृषीकेशम्=હર્ષીકેશ -શ્રીકૃષ્ણને; तदा=ત્યારે; वाक्यम्=વચન; इदम्=આ; आह=કહ્યું; महीपते (मह्याः पते)=હે મહિપતિ ધૃતરાષ્ટ્ર.

હવે લડવા ઉભેલા કૌરવોને જોઇને શસ્ત્રોનો ઝપાટો ચાલવા માંડયો ત્યારે, કપિધ્વજ અર્જુને ધનુષ્ય ઉઠાવીને, શ્રીકૃષ્ણને, હે ધૃતરાષ્ટ્ર ? આ (પ્રમાણે) વચન કહ્યું. ૨૦

**अर्जुन उवाच** ॥ અર્જુન બોલ્યા—

**सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥**

सेनयोः=સેનાની; उभयोः=બેઉ; मध्ये=વચ્ચે; रथम्=રથને; स्थापय=ઉભો રાખો; मे=મારા; अच्युत=હે અચ્યુત-શ્રીકૃષ્ણ.

અર્જુન બોલ્યા—હે અચ્યુત-કૃષ્ણ ? બેઉ સેનાની વચ્ચે મારા રથને ઉભો રાખો. ૨૧

**यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ॥**
**कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥ २२ ॥**

यावत्=જ્યાં રહીને; एतान्=આ, निरीक्षे=બરાબર જોઉ; अहम्=હું: योद्धुकामान् (योद्धुम् कामो येषां ते)=યુદ્ધની ઇચ્છાવાળા, अवस्थितान्=ઉભેલાઓને, कैः=કોની; मया=મારે; सह=સાથે, योद्धव्यम्=યુદ્ધ કરવાનું છે; अस्मिन=આ, रणसमुद्यमे [ रणस्य समुद्यमे ]=રણસંગ્રામમાં.

જ્યાં રહીને હું આ યુદ્ધની ઇચ્છાવાળાઓને બરાબર જોઉં, કે આ રણસંગ્રામમાં મારે કોની સાથે યુદ્ધ કરવાનું છે? ૨૨.

**योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ॥**
**धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥**

योत्स्यमानान्=લડવૈયાઓને, अवेक्षे=બરાબર જોઉં; अहम=હું: यः=જે; एते=આ, अत्र=અહિ, समागताः=એકઠા થયલા છે; धार्तराष्ट्रस्य=કૌરવોનું; दुर्बुद्धे=દુષ્ટબુદ્ધિવાળા, युद्धे=લડાઇમાં; प्रियचिकीर्षवः (प्रियस्य चिकीर्षवः)=ભલુ કરવાની ઇચ્છાવાળા.

દુષ્ટબુદ્ધિવાળા કૌરવોનુ લડાઇમાં ભલું કરવાની ઇચ્છાવાળા આ, જે અહીં (લડવૈયા) એકઠા થયલા છે, તે લડવૈયાઓને હું બરાબર જોઉં. ૨૩

**संजय उवाच ॥** સંજય બોલ્યા—

**एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ॥**
**सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥**

एवम्=એ પ્રમાણે; उक्त:=કહેવાથી; हृषीकेश:=શ્રીકૃષ્ણ; गुडाकेशेन ( गुडाकायाः ईशेन )=ઉંઘને જીતનાર-અર્જુને; भारत=હે ધૃતરાષ્ટ્ર; सेनयो:=સેનાની; उभयो:=બેઉ; मध्ये=વચ્ચે; स्थापयित्वा=ઉભો રાખીને; रथोत्तमम् [ रथानाम् उत्तमम् ]=ઉત્તમ રથને.

સંજય બોલ્યા—હે ધૃતરાષ્ટ્ર ! એ પ્રમાણે અર્જુને કહેવાથી, શ્રી કૃષ્ણ બેઉ સેનાની વચ્ચે ઉત્તમ રથને ઉભો રાખીને—૨૪.

**भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ॥**
**उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥**

भीष्म द्रोण प्रमुखतः [ भीष्मस्य च द्रोणस्य च प्रमुखतः ]=ભીષ્મ અને દ્રોણની સમક્ષ, सर्वेषाम्=સઘળા, महीक्षिताम् [महीम् क्षियति इति महीक्षित् तेषाम्]=રાજાઓની उवाच=બોલ્યા, पार्थ=હે અર્જુન; पश्य=જો; एतान्=આ, समवेतान्=એકઠા થયલા; कुरुन्=કૌરવોને, इति=એ પ્રમાણે.

સઘળા રાજાઓની અને ભીષ્મ તથા દ્રોણની સમક્ષ "હે અર્જુન ! આ એકઠા થયલા કૌરવોને જો" એ પ્રમાણે (શ્રીકૃષ્ણ) બોલ્યા. ૨૫.

**तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ॥**
**आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥२६॥**
**श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥**

तत्र=ત્યાં; अपश्यत्=જોયા; स्थितान्=ઉભેલા; पार्थः=અર્જુને; पितॄन् કાકાઓને; अथ=તથા; पितामहान्=દાદાઓને; आचार्यान्=ગુરૂઓને;

मातुलान्=મામાઓને; भ्रातॄन्=ભાઇઓને; पुत्रान्=પુત્રોને; पौत्रान्=પૌત્રોને; सखीन्=સખાઓને; तथा=તથા; श्वशुरान्=સસરાઓને; सुहृदः=ઉપકારીઓને; च=અને; एव=જ; सेनयोः=સેનામાં; उभयोः=બેઉ; अपि=પણ.

ત્યાં અર્જુને બેઉ સેનામાં ઉભેલા કાકાઓને, દાદાઓને, ગુરૂઓને, મામાઓને, ભાઇઓને, પુત્રોને, પૌત્રોને, સખાઓને, સસરાઓને, તથા ઉપકારીઓને પણ જોયા. ૨૬

**तान्समीक्ष्य स कौंतेय सर्वान्बन्धूनवस्थितान् ॥**
**कृपया परयाविष्टो विषिदन्निदमब्रवीत् ॥२७॥**

तान्=તેમને. समीक्ष्य=જોઇને; सः=તે, कौंतेय=અર્જુન; सर्वान्=બધા; बंधून्=બંધૂઓને; अवस्थितान्=ઉભા રહેલા; कृपया=દયાથી; परया=પરમ; आविष्टः=વ્યાપ્ત થઇ; विषीदन्=ખેદ પામતો, इदम्=આ; अब्रवीत्=બોલ્યો;

તે અર્જુન, ઉભા રહેલા તે બધા બંધુઓને જોઇને, પરમ દયાથી વ્યાપ્ત થઇ, ખેદ પામતો, આ (પ્રમાણે વચન) બોલ્યો. ૨૭.

**अर्जुन उवाच ॥** અર્જુન બોલ્યા—

**दृष्ट्वेमान्स्वजनान्कृष्ण युयुत्सून्समुपस्थितान् ॥**
**सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ॥२८॥**

दृष्ट्वा=જોઈને, इमान्=આ; स्वजनान्=સગાં વહાલાંઓને, कृष्ण=હે કૃષ્ણ; युयुत्सुन्=યુદ્ધની ઇચ્છાવાળાં; समुपस्थितान्=સામે ઉભેલાં; सीदंति=ગળે છે; मम=મારાં; गात्राणि=અંગો; मुखम्=મોં; च=અને; परिशुष्यति=સુકાઇ જાય છે.

અર્જુન બોલ્યા—હે કૃષ્ણ ? આ યુદ્ધની ઇચ્છાવાળાં સગાં વહાલાંઓને સામે ઉભેલાં જોઇને, મારાં અંગો ગળે છે અને મોં સુકાઇ જાય છે. ૨૮.

**वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥**
**गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ॥२९॥**

वेपथुः=કંપારી; च=અને; शरीरे=શરીરમાં; मे=મારા; रोमहर्षः (रोम्णाम् हर्षः)=રૂંવાં ઉભાં થાય છે; च=અને: जायते=ઉત્પન્ન થાય છે–છૂટે છે; गाण्डीवम्=ગાંડીવ ધનુષ્ય; स्रंसते=સરી પડે છે; हस्तात्=હાથેથી; त्वक्=ચામડી; च=અને, एव=પણ; परिदह्यते=ઘણી બળે છે.

મારા શરીરમાં કંપારી છુટે છે, અને રૂંવાં ઉભાં થાય છે, હાથેથી ગાંડીવ ધનુષ્ય સરી પડે છે અને ચામડી પણ ઘણી બળે છે. ૨૯.

**न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥**
**निमित्तानि च पश्यामि विपरीतानि केशव ॥३०॥**

न=નહિ; च=અને; शक्नोमि=હું શક્તિમાન્ છું; अवस्थातुम्=ઉભો રહેવાને કે બેસવાને; भ्रमति=ભમે છે; इव=જાણે; च=અને; मे=મારૂં; मनः=મન; निमित्तानि=ચિન્હો, च=અને; पश्यामि=હું જોઉં છું; विपरीतानि=અશુભ; केशव=હે કેશવ–શ્રીકૃષ્ણ.

અને હું ઉભો રહેવાને કે બેસવાને શક્તિમાન્ છું નહિ, મારૂં મન જાણે ભમે છે. અને હે કેશવ–શ્રીકૃષ્ણ ?–હું અશુભ ચિન્હો જોઉં છું. ૩૦.

**न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥३१॥**

न=નથી; च=અને; श्रेयः=શ્રેય; अनुपश्यामि=હું જોઉં છું; हत्वा=હણીને; स्वजनम्=સગાંવહાલાંઓને; आहवे=યુદ્ધમાં.

યુદ્ધમાં સગાંવહાલાંઓને હણીને હું શ્રેય-કલ્યાણ-જોતો નથી. ૩૧

**न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ॥**
**किं नो राज्येन गोविंद किं भोगै जींवितेन वा ॥३२॥**

न=નથી; कांक्षे=ઇચ્છું છું; विजयम=વિજયને; कृष्ण=હે કૃષ્ણ; न=નથી, च=અને; राज्यम्=રાજ્યને; सुखानि=સુખોને; च=અને; किम=શું; नः=અમારે; राज्येन=રાજ્યવડે; गोविंद=હે ગોવિંદ-શ્રીકૃષ્ણ; किम-શું: भोगैः=ભોગવડે; जीवितेन=જીવવાવડે; वा=અથવા.

હે કૃષ્ણ ? હું વિજયને ઇચ્છતો નથી, અને રાજ્યને અને સુખોને (પણ) ઇચ્છતો નથી. હે ગોવિંદ-શ્રીકૃષ્ણ ? અમારે રાજ્ય વડે, ભોગ વડે અથવા જીવવા વડે શું ? (ફળ છે ?) ૩૨.

**येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ॥**
**त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥३३॥**

येषाम्=જેમને; अर्थे=માટે; कांक्षितम्=ઇચ્છીએ છીએ; नः=અમે; राज्यम्=રાજ્યને; भोगाः=ભોગોને; सुखानि=સુખોને; च=અને; ते=તેઓ; इमे=આ; अवस्थिता=ઉભા છે; युद्धे=યુદ્ધમાં; प्राणान्=પ્રાણોને; त्यक्त्वा=તજીને; धनानि=ધનને; च=અને.

જેમને માટે અમે રાજ્યને, ભોગોને, અને સુખોને ઇચ્છીએ છીએ, તેઓ [ તો ] આ પ્રાણને અને ધનને તજીને યુદ્ધમાં ઉભા છે. ૩૩.

**आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ॥**
**मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधीन स्तथाः॥३४॥**

आचार्याः=આચાર્યો-ગુરૂઓ; पितरः=કાકાઓ; पुत्राः=પુત્રો; तथा=તેમ; एव=જ; च=અને; पितामहाः=દાદાઓ; मातुलाः=મામાઓ; श्वशुराः=સસરાઓ; पौत्राः=પૌત્રો; श्यालाः=સાળાઓ; संबंधिनः=સંબંધીઓ; तथा=અને;

ગુરૂઓ, કાકાઓ, પુત્રો, દાદાઓ, મામાઓ, સસરાઓ, તેમજ પૌત્રો, સાળાઓ અને સંબંધીઓ. [ છે ] ૩૪.

**एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ॥**
**अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥३५॥**

एतान्=આમને; न=નથી; हंतुम्=હણવાને; इच्छामि=હું ઇચ્છું છું; घ्नतः=હણાતાં; अपि=પણ, मधुसूदन=હે મધુસૂદન-શ્રીકૃષ્ણ, अपि=પણ; त्रैलोक्य राजस्य [ त्रैलोकस्य राजस्य ]=ત્રણ લોકના રાજ્યને; हेतो=માટે; किम्=શું, नु=તો; महीकृते [ मह्याः कृते ]=પૃથ્વીના રાજ્યને માટે.

હે મધુસૂદન-શ્રીકૃષ્ણ ? આમને-સંબંધીઓને હું એમનાથી હણાતાં છતાં પણ, ત્રણલોકના રાજ્યને માટે યે હણવા ઇચ્છતો નથી, તો પૃથ્વીના રાજ્યને માટે શું ? [ હું એમને હણું ? ] ૩૫.

**निहत्य धार्तराष्ट्रान्नः का प्रीति स्याज्जनार्दन ॥**
**पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥**

निहत्य=હણીને; धार्तराष्ट्रान्=કૌરવોને; नः=અમને; का=શો; प्रीतिः=આનંદ, स्यात्=થાય; जनार्दन=હે જનાર્દન-શ્રીકૃષ્ણ; पापम्=પાપના; एव=જ, आश्रयेत्=આશ્રયી થઇએ. अस्मान्=અમે; हत्वा=હણીને; एतान्=એ आततायिनः=આતતાયીઓને.

હે જનાર્દન—શ્રીકૃષ્ણ ? કૌરવોને હણીને અમને શો આનંદ થાય ? [ તેમ છે ? ] એ આતતાયીઓને હણીને અમે પાપના જ આશ્રયી થઇએ. ( અમને પાપજ થાય.) ૩૬.

**तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ॥**
**स्वजनं हि कथं हत्वा सुखीनः स्याम माधव ॥३७॥**

तस्मात=તે માટે; न=નથી; अर्हा=યોગ્ય; वयम्=અમે; हंतुम्=હણવાને, धार्तराष्ट्रान्=કૌરવોને, स्वबांधवान्=અમારા ભાઇ; स्वजनम्=પોતાના માણસને; हि=કારણકે; कथम्=શી રીતે; हत्वा=હણીને; सुखीनः=સુખી; स्याम्=થઇએ; माधव=હે માધવ-શ્રીકૃષ્ણ.

તે માટે, અમારા ભાઇ કૌરવોને હણવાને અમે યોગ્ય નથી, કારણકે પોતાના માણસોને હણીને હે માધવ શ્રીકૃષ્ણ! (અમે) શી રીતે સુખી થઇએ ? ૩૭.

**यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ॥**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३८॥**

यदि=જો; अपि=કે; एते=એઓ-કૌરવો; न पश्यंति=જોતા નથી;

लोभोपहतचेतसः ( लोभेन उपहतम् चेतः येषाम् ते )=લોભવડે હણાયલા ચિત્તવાળા; कुलक्षयकृतम् [ कुलस्य क्षयेन कृतम् ]=કુળનો નાશ કરવારૂપ; दोषम्=પાપને; मित्रद्रोहे [ मित्राणाम् द्रोहे ]=મિત્રદ્રોહ કરવામાં રહેલા; च=અને; पातकम्=પાપને.

જો કે, લોભથી હણાયલા ચિત્તવાળા એઓ-કૌરવો-કુળનો નાશ કરવારૂપ પાપને, અને મિત્રદ્રોહ કરવામાં રહેલા પાપને જોતા નથી. ૩૮

**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ॥**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥**

कथम्=કેમ; न=નહિ; ज्ञेयम्=સમજવું; अस्माभिः=અમોએ; पापात्=પાપથી; अस्मात=આ, निवर्तितुम्=વિરામવાને; कुलक्षयकृतम्=કુળનો નાશ કરવારૂપ; दोषम्=પાપને; प्रपश्यद्भिः=જોનારા; जनार्दन=હે જનાર્દન શ્રીકૃષ્ણ.

હે જનાર્દન—શ્રીકૃષ્ણ ? કુળનો નાશ કરવારૂપ પાપને જોનારા અમોએ આ ( યુદ્ધરૂપી ) પાપથી વિરામવાને કેમ સમજવું નહિ ? ૩૯

**कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ॥**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥**

कुलक्षय ( कुलस्य क्षये )=કુળનો નાશ થવામાં; प्रणश्यंति=નાશ પામે છે; कुलधर्माः ( कुलस्य धर्माः )=કુળના ધર્મો; सनातनाः=સનાતન; धर्मे=ધર્મનો; नष्टे=નાશ થવાથી; कुलम्=કુળને; कृत्स्नम्=આખા; अधर्मः=અધર્મ; अभिभवति=વશ કરે છે; उत=જ.

કુળનો નાશ થવામાં સનાતન કુળના ધર્મો નાશ પામે છે, (અને) ધર્મનો નાશ થવાથી અધર્મજ આખા કુળને વશ કરે છે. કુળમાં અધર્મ પ્રવર્તે છે. ૪૦

**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ॥**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥**

अधर्माभिभवात् ( अधर्मस्य अभिभवात् )=અધર્મને વશ થવાથી; कृष्ण=હે શ્રીકૃષ્ણ; प्रदुष्यंति=વ્યભીચારી થાય છે; कुलस्त्रियः ( कुलस्य स्त्रियः )=કુળની સ્ત્રીઓ; स्त्रीषु=સ્ત્રીઓમાં; दुष्टासु=દુષ્ટ-વ્યભીચારી; वार्ष्णेय=હે વાર્ષ્ણેય-શ્રી કૃષ્ણ; जायते=જન્મે છે; वर्णसंकरः ( वर्णस्य संकरः )=વર્ણસંકર.

હે શ્રી કૃષ્ણ ? ( કુળ ) અધર્મને વશ થવાથી કુળની સ્ત્રીઓ વ્યભીચારી થાય છે. અને હે વાર્ષ્ણેય—શ્રી કૃષ્ણ ? દુષ્ટ—વ્યભીચારી-સ્ત્રીઓમાં વર્ણસંકર જન્મે છે. ૪૧

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ॥**
**पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥ ४२ ॥**

संकरः=વર્ણસંકર પ્રજા; नरकाय=નરકમાં નાંખવા માટે; एव=જ; कुलघ्नानाम्=કુળનો નાશ કરનારાઓને; कुलस्य=કુળને; च=અને; पतंति=પડે છે. पितरः=પૂર્વજો; हि=પણ; येषाम्=એમના; लुप्तपिंडोदकक्रियाः (लुप्त पिंडस्य क्रियायणाम् ते)=પિંડ અને તર્પણની ક્રિયાનો લોપ થવાથી.

કુળને અને કુળનો નાશ કરનારાઓને, નર્કમાં નાંખવા માટે જ વર્ણસંકર ( જન્મે છે. ) અને એમના પૂર્વજો પણ

પિંડ અને તર્પણની ક્રિયાનો લોપ થવાથી (નરકમાં) પડે છે. ૪૨

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ॥**
**उत्साद्यंते जातिधर्माःकुलधर्माश्च शाश्वताः॥४३॥**

दोषैः=પાપ વડે, एतैः=આ; कुलघ्नानाम्=કુળનો નાશ કરનારના, वर्णसंकरकारकैः (वर्णस्य संकरस्य कारकैः)= વર્ણસંકર ઉત્પન્ન કરનારા, उत्साद्यंते=નાશ પામે છે; जातिधर्माः=જાતિધર્મો, कुलधर्माः=કુળના ધર્મો च= અને, शाश्वताः=સનાતન.

વર્ણસંકર ઉત્પન્ન કરનારા આ પાપવડે, કુળનો નાશ કરનારના સનાતન જાતિધર્મો અને કુળના ધર્મો નાશ પામે છે. ૪૩

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ॥**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥**

उत्सन्नकुलधर्माणाम् [ उत्सन्नः कुलस्य धर्मः येषाते ]=કુળના ધર્મો જેના નાશ પામ્યા છે એવા, मनुष्याणाम्=મનુષ્યોનો, जनार्दन=હે જનાર્દન—શ્રીકૃષ્ણ, नरके=નરકમાં; नियतम्=સદાનો, वासः=વાસ; भवति=થાય છે; इति=એમ; अनुशुश्रुम=સાંભળ્યું છે.

હે જનાર્દન—શ્રી કૃષ્ણ ! કુળના ધર્મો જેના નાશ પામ્યા છે, એવા મનુષ્યોનો વાસ સદાનો નરકમાંજ થાય છે, એમ સાંભળ્યું છે. ૪૪

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ॥**
**यद्राज्य सुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥४५॥**

अहो=અરે, बत=હાય; महत=મોટું; पापम=પાપ; कर्तुम्=કરવા; व्यवासिता=તૈયાર થયા છીએ; वयम्=અમે; यत=કારણ કે, राज्यसुखलो-भेन (राज्यस्य सुखस्य लोभेन=રાજ્યના સુખના લોભ વડે; हंतुम=હણ-વાને, स्वजनम्=પોતાના ભાઇઓને, उद्यताः=ઉભા થયા છીએ.

અરે ? હાય ? અમે મોટું પાપ કરવા તૈયાર થયા છીએ, કારણકે રાજ્યના સુખના લોભ વડે પોતાના ભાઇ-ઓને હણવાને ઉભા થયા છીએ. ૪૫

**यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ॥**
**धार्तराष्ट्रा रणे हंतुस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥**

यदि=જો मामं=મને; अप्रतिकारम्=સામો ન થનાર, अशस्त्रम्=શસ્ત્ર વગરનાને, शस्त्रपाणयः (शस्त्राणि पाणिषु येषा ते)=હાથમાં શસ્ત્રવાળા; धार्तराष्ट्राः=કૌરવો, रणे=રણમાં, हंतुः=હણે; तत्=તો; मे=મારૂં; क्षेमतरम=વધારે કલ્યાણ, भवेत=થાય.

જો સામો નહિ થનાર, શસ્ત્ર વગરના મને, હાથમાં શસ્ત્રવાળા કૌરવો રણમાં હણે, તો મારૂં વધારે કલ્યાણ થાય. (એમ હું માનું છું.) ૪૬.

**संजय ऊवाच** ॥ સંજય બોલ્યા—

**एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ॥**
**विसृज्य सशरं चापं शोकसंविग्न मानसः ॥४७॥**

एवम्=એમ; उक्त्वा=કહીને; अर्जुनः=અર્જુન; संख्ये=સંગ્રામમાં; रथोपस्थे=( रथस्य उपस्थे )=રથના આસને; उपाविशत्=બેઠો; विसृज्य=તજીને; सशरम् ( शरेण सह )=બાણુસહીત; चापम्=ધનુષ્યને; शोकसंविग्नमानसः ( शोकेन संविग्नम् मानसम् यस्य सः ) શોક વડે વિહ્વલ ચિત્તવાળો.

સંજય બોલ્યા—એમ કહીને, સંગ્રામમાં બાણુસહિત ધનુષ્યને તજીને, શોક વડે વિહ્વલ ચિત્તવાળો અર્જુન, રથના આસને બેઠો. ૪૭

॥ इति प्रथमोऽध्याय संपूर्णम् ॥

---

## द्वितीयोऽध्यायः ॥ અધ્યાય બીજો.

## सांख्ययोगः ॥ સાંખ્ય યોગ.

**संजय उवाच** ॥ સંજય બોલ્યા—

**तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ॥**
**विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥**

तम्=તેને–અર્જુનને; तथा=આમ; कृपया=દયાથી; आविष्टम=ભરેલા; अश्रुपूर्णाकुलेक्षणम्=( अश्रुभिः पूर्णम् च आकुले च इक्षणे यस्य तम् )= આંસું વડે ભરાયલી વ્યાકુળ આંખવાળા. विषीदतम्=ખેદ કરતા; इदम् =આ; वाक्यम्=વચન; उवाच=કહ્યું; मधुसूदनः=મધુસૂદને–શ્રીકૃષ્ણે.

સંજય બોલ્યા—આમ દયાથી ભરેલા આંસુવડે ભરાયલી વ્યાકુળ આંખવાળા, ખેદ કરતા તે અર્જુનને મધુસૂદન—શ્રી કૃષ્ણે આ (પ્રમાણે) વચન કહ્યું. ૧

**श्री कृष्ण उवाच** ॥ શ્રી કૃષ્ણ બોલ્યા—

**कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ॥**
**अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥**

कुत=ક્યાંથી; त्वा=તને; कश्मलम्=મોહ; इदम्=આ, विषमे=વિષમ સ્થાનમાં-ભય ભર્યા ઠેકાણે; समुपस्थितम्=થયો; अनार्यजुष्टम् (अनार्यैः जुष्टम् )=અનાર્યોએ સેવેલો, अस्वर्ग्यम्=સ્વર્ગ ન પમાડનાર, अकीर्तिकरम्=અપકીર્તિ કરનાર; अर्जुन=હે અર્જુન.

શ્રીકૃષ્ણ બોલ્યા—હે અર્જુન ? ભય ભર્યા ઠેકાણે, અનાર્યોએ સેવેલો, સ્વર્ગ ન પમાડનાર, અને અપકીર્તિ કરનાર, આ મોહ તને ક્યાંથી થયો ? ૨

**क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ॥**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ट परंतप ॥ ३ ॥**

क्लैब्यम्=નપુંસકપણાને; मास्मगमः=તુ પામ નહિ; पार्थ=હે પાર્થ અર્જુન; न=નહિ; एतत्=આ; त्वयि=તારામાં; उपपद्यते=ઉપજવું જોઇએ; क्षुद्रम्=તુચ્છ; हृदयदौर्बल्यम् ( हृदयस्य दौर्बल्यम् )=હૃદયની નબળાઇને; त्यक्त्वा=તજીને, उत्तिष्ठ=ઉઠ; परतप ( परान् तपति )=શત્રુને તપાવનાર-અર્જુન.

હે અર્જુન ? તું નપુંસકપણાને પામ નહિ, તારામાં આ (નપુંસકપણું) ઉપજવું જોઇએ નહિ, હે શત્રુને તપાવનાર-અર્જુન ? હૃદયની તુચ્છ નબળાઇને તજીને ઉઠ. ૩

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા—

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ॥
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन॥ ४ ॥

कथम्=કેમ, भीष्मम=ભીષ્મપીતામહને; अहम=હું संख्ये=રણસંગ્રામમા, द्रोणम्=દ્રોણાચાર્યને, च=અને, मधुसूदन=હે મધુસૂદન–શ્રીકૃષ્ણ, इषुभि=બાણોવડે, प्रतियोत्स्यामि=હું સામો લડું, पूजार्हौ=[ पूजाया अर्हौ ] =પુજા કરવા યોગ્ય, अरिसूदन [ अरिणाम् सूदन ]=શત્રુઓનો નાશ કરનાર–શ્રીકૃષ્ણ.

અર્જુન બોલ્યા—હે મધુસૂદન ? હે અરિસૂદન ? પુજા કરવા યોગ્ય ભીષ્મપીતામહ અને દ્રોણાચાર્યની સામે, હું રણસંગ્રામમા બાણોવડે કેમ લડું ? ૪

गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ॥
हत्वाऽर्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिर प्रदिग्धान् ॥ ५ ॥

गुरून्=ગુરૂઓને, अहत्वा=હણ્યા વગર, हि=જ, महानुभावान् [महान् अनुभावो येषां तान् ]=મોટા મહીમાવાળા, श्रेय=ઉત્તમ, भोक्तुम्=ખાવું, भैक्ष्यम्=ભીખ માગીને, अपि=પણ, इह=આ, लोके=લોકમાં, हत्वा=હણીને; अर्थकामान ( अर्थम् कामयंति इति तान् )=અર્થની કામનાવાળા–ધનના લોભી, तु=તો; गुरून्=ગુરૂઓને, इह=અહિં, एव=માત્ર; भुंजीय=ભોગવું; भोगान्=ભોગોને, रुधिर प्रदिग्धान् ( रुधिरेण प्रदिग्धान् )=લોહીવડે ખરડાયલા–લોહીથી ભરેલા;

મોટા મહીમાવાળા ગુરૂઓને હણ્યા વગરજ, આ લોકમાં ભીખ માગીને ખાવું પણ ઉત્તમ છે. ધનના લોભી ગુરૂઓને હણીને તો અહિ માત્ર લોહીથી ભરેલા ભોગોને ભોગવું. ૫

न चैतद्विद्म कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ॥
यानेव हत्वा न जिजीविषाम
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

न=નથી, च=અને, एतत्=એ, विद्म=અમે જાણીએ છીએ; कतरत्=કયું; नः=અમારે, गरीयः=શ્રેષ્ટ; यत=જે; वा=કે, जयेम=જીતીશું; यदि=જે वा=અથવા, नः=અમને; जयेयुः=જીતશે; यान्=જેઓને, एव=જ; हत्वा=હણીને, नजिजीविषाम=જીવવા ઇચ્છતા નથી, ते=તે, अवस्थिताः= ઉભા છે; प्रमुखे=સન્મુખ, धार्तराष्ट्राः=કૌરવો;

અને અમારે કયું શ્રેષ્ટ છે એ અમે જાણતા નથી, તેમજ અમે જીતીશું, કે અમને તેઓ જીતશે. (તે પણ અમે જાણતા નથી) જેઓને હણીને અમે જીવવાજ ઇચ્છતા નથી, તે કૌરવો તો સન્મુખ ઉભા છે. ૬

कार्पण्यदोषो पहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ॥
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

कार्पण्यदोषो पहतस्वभावः (कार्पण्यस्य दोषेण उपहतः स्वभावः यस्य सः)=કૃપણતાના દોષથી બગડેલા સ્વભાવવાળો; पृच्छामि=હું પૂછું છું; त्वाम्=તમને; धर्म संमूढचेताः (धर्मे संमूढ चेतः यस्य सः) ધર્મમાં મૂઢ ચિત્તવાળો; यत्=જે; श्रेयः=શુભકર; स्यात=હોય; निश्चितम्=નિશ્ચિત; ब्रूहि=કહો; तत्=તે; मे=મને; शिष्य=શિષ્ય; ते=તમારો; अहम्=હું, शाधि =બોધ કરો; माम्=મને; त्वाम्=તમારા; प्रपन्नम्=શરણ આવેલાને.

કૃપણતાના દોષથી બગડેલા સ્વભાવવાળો અને ધર્મમાં મૂઢચિત્તવાળો, હું તમને પૂછું છું, કે જે નિશ્ચિત શુભકર હોય, તે મને કહો, હું તમારો શિષ્ય છું, તમારા શરણે આવેલા મને બોધ કરો. ૭

**नहि प्रपश्यामि ममापनुद्या**
**द्यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ॥**
**अवाप्य भूमावसपत्नमृद्धं**
**राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥**

नहिप्रपश्यामि=હું જોતો નથી; मम=મારા; अपनुद्यात=દૂર કરનાર; यत्=જે-શ્રેય, शोकम्=શોકને; उच्छोषणम=શોષનારા; इंद्रियाणाम=ઇંદ્રિયોને; अवाप्य=પામીને; भूमौ=પૃથ્વીમાં, असपत्नम्=શત્રુ વગરનું; ऋद्धम्= સમૃદ્ધિવાળું; राज्यम्=રાજ્ય; सुराणाम्=દેવોનું; अपि=પણ; च=અને; आधिपत्यम्=અધિપતિપણાને.

જે-શ્રેય-પૃથ્વીમાં શત્રુવગરનું, સમૃદ્ધિવાળું રાજ્ય કે દેવોના અધિપતિપણાને પામીને, પણ મારાં ઇન્દ્રિયોને શોષનારા આ શોકને દૂર કરે, તે-શ્રેય-હું જોતો નથી. ૮

**संजय उवाच** ॥ સંજય બોલ્યા—

**एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः॥**
**न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णींबभूवह ॥९॥**

एवम्=આમ, उक्त्वा=કહીને; हृषीकेशम्=હૃષીકેશ-શ્રીકૃષ્ણને; गुडाकेशः=નિદ્રાને જીતનાર; परंतप=પરંતપ-અર્જુન; नयोत्स्ये=નહિ લડું; इति=એમ; गोविंदम्=શ્રીકૃષ્ણને; उक्त्वा=કહીને; तूष्णीम=ચૂપ; बभूव=થયો; ह=જ;

સંજય બોલ્યા—આમ શ્રીકૃષ્ણને કહીને, નિદ્રાને જીતનાર અર્જુન "હું નહિ લડું." એમ શ્રીકૃષ્ણને કહીને ચુપજ થયો. ૯

**तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ॥**
**सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः॥१०॥**

तम्=તેને-અર્જુનને, उवाच=કહ્યુ; हृषीकेशः=શ્રીકૃષ્ણે प्रहसन्=હસતા હોય; इव=એમ; भारत=હે ધૃતરાષ્ટ્ર; सेनयोः=સેનાની; उभयोः=બેઉ; मध्ये=વચમા; विषीदतम=શોક કરતા; इदम=આ; वचः=વચન.

હે ધૃતરાષ્ટ્ર ? બેઉ સેનાની વચમાં શોક કરતા તે અર્જુનને, શ્રીકૃષ્ણે હસતા હોય એમ આ [ પ્રમાણે ] વચન કહ્યું. ૧૦

**श्रीकृष्ण उवाच** ॥ શ્રીકૃષ્ણ બોલ્યા—

**अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्चभाषसे ॥**
**गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ ११ ॥**

अशोच्यान्=શોક કરવા યોગ્ય નહિ તેનો; अन्वशोचः=શોક કરે છે. त्वम=તું. प्रज्ञावादान् [ प्रज्ञाया वादान् )=પંડિતોના વાદને, भाषसे=બોલે છે; गतासून् [ गताः असवः येषाम्तान् ]=મરી ગયલાનો. अगतासून्=નહિ મરી ગયલા-જીવતાનો. च=અને: न अनुशोचंति=શોક કરતા નથી पंडिताः=પંડિતો.

શ્રીકૃષ્ણ બોલ્યા—તું શોક કરવા યોગ્ય નહિ તેનો શોક કરે છે, અને પંડિતોના વાદને બોલે છે. (પણ) પંડિતો તો મરી ગયલાનો કે જીવતાનો શોક કરતા નથી. ૧૧

**न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ॥**
**न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥**

न=નથી. तु=વળી, एव=જ; अहम=હું, जातु=કદી પણ; न=નહિ आसम्=હતો. न=નહિ. त्वम्=તું, न=નહિ. इमे=આ. जनाधिपाः [ जनानाम् अधिपा. ]=રાજાઓ. न=નથી. च=અને: एव=જ; न=નહિ भविष्यामः= હોઇશું. सर्वे=સઘળા. वयम=આપણે. अत.परम्=હવે પછી.

વળી, હું કદી પણ હતો નહિ, તું હતો નહિ, કે આ રાજાઓ હતાજ નહિ, એમ નથી. અને હવે પછી આપણ સઘળા નહિ હોઇશું, એમ પણ નથી. ૧૨

**देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ॥**
**तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥१३॥**

देहिनः=દેહધારી આત્માને; अस्मिन्=આ; यथा=જેમ; देहे=શરીરમાં. कौमारम्=બાળપણ; यौवनम्=યુવાની; जरा=ઘડપણ, तथा=તેમ;

देहांतर प्राप्तिः ( देहांतरस्य प्राप्ति )=બીજા શરીરની પ્રાપ્તિ થાય છે; धीरः=ધીરજવાળો પુરૂષ–જ્ઞાની; तत्र=તેમાં न मुह्यति=મોહ પામતો નથી.

દેહધારી આત્માને જેમ આ શરીરમાં બાળપણ, જુવાની અને ઘડપણ (આવે છે) તેમ ( દેહધારી આત્માને ) બીજા શરીરની પ્રાપ્તિ થાય છે. તેમાં ધીરજવાળો–જ્ઞાની પુરૂષ–મોહ પામતો નથી. ૧૩

**मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्ण सुखदुःखदाः॥**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥१४॥**

मात्रास्पर्शा (मात्रायाः स्पर्शाः )=ઇંદ્રિયોના વિષયો સાથેના સબંધ. तु=તો; कौंतेय=હે કૌંતેય–અર્જુન; शीतोष्ण सुखदुःखदाः [ शीतम् च उष्णम् च सुखम् च दुःखम् च ददति इति )=ટાઢ તાપ સુખ અને દુઃખ આપનારા; आगमापायिनः ( आगमः च अपायः च एषाम् ते )=આવે ને જાય એવા; अनित्याः=અનિત્ય. तान्=તેમને तितिक्षस्व=સહન કર; भारत=હે ભારત–અર્જુન;

હે અર્જુન ? ઇન્દ્રિયોના વિષયો સાથેના સંબંધ તો ટાઢ, તાપ, સુખ અને દુઃખ આપનારા,આવે ને જાય એવા, અનિત્ય છે, (માટે) તેમને સહન કર. ૧૪

**यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ॥**
**समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥१५॥**

यम्=જેને; हि=જ; न व्यथयंति=પીડા કરતા નથી; एते=એઓ; पुरुषम्=પુરૂષને; पुरुषर्षभ [ पुरुषाणाम् ऋषभ )=હે પુરૂષોમાં શ્રેષ્ટ અર્જુન; समदुःख-

सुखम् (समम् दुःखम् च सुखम् च यस्यसः)=દુઃખ અને સુખ જેને સરખાં છે એવા; धीरम्=ધીરજવાળા-જ્ઞાની; सः=તે; अमृतत्वाय=મોક્ષ મેળવવાને માટે; कल्पते=યોગ્ય થાય છે.

હે અર્જુન ? દુઃખ અને સુખ જેને સરખાં છે, એવા જે ધીરજવાળા-જ્ઞાની પુરૂષને-એઓ (ઇંદ્રિયોના વિષયો સાથેના સંબંધો) પીડા કરતા નથી. તેજ પુરૂષ મોક્ષ મેળવવાને માટે યોગ્ય થાય છે. ૧૫

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ॥**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥**

न=નહિ; असतः=અસત્ય વસ્તુનું; विद्यते=છે; भावः=હોવાપણું; न=નહિ; अभावः=ન હોવાપણું; विद्यते=છે; सतः=સત્ય વસ્તુનું; उभयोः=બેઉનો, अपि=પણ, दृष्टः=જોયો છે; अंतः=નિર્ણય; तु=તો; अनयोः=આ; तत्त्वदर्शिभिः=તત્વદર્શિ પુરૂષોએ.

અસત્ય વસ્તુનું હોવાપણું છે નહિ, અને સત્ય વસ્તુનું ન હોવાપણું છે નહિ. આ બેઉનો પણ નિર્ણય તત્ત્વદર્શિ પુરૂષોએ તો જોયો છે. ૧૬

**अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम्॥**
**विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥१७॥**

अविनाशि=અવિનાશી; तु=વળી; तत्=તેને; विद्धि=જાણ; येन=જે વડે; सर्वम्=બધું; इदम्=આ; ततम्=વ્યાપ્ત છે; विनाशम=વિનાશ; अव्ययस्य=અવ્યય-વધઘટના વિકાર રહિતનો; न=નથી; कश्चित=કોઇપણ; कर्तुम्=કરવાને; अर्हति=સમર્થ.

વળી જે વડે આ બધું (વિશ્વ) વ્યાપ્ત છે તેને અવિનાશી જાણ. આ અવ્યયનો-વધઘટના વિકાર રહિત આત્માનો-વિનાશ કરવાને કોઇપણ સમર્થ નથી. ૧૭

**अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ॥**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्धयस्व भारत ॥ १८ ॥**

अंतवंत=નાશ થનારાં; इमे=આ; देहाः=શરીરો; नित्यस्य=નિત્યના; उक्ताः=કહ્યા છે; शरीरिण:=શરીરધારીના; अनाशिनः=અવિનાશીના; अप्रमेयस्य=અપ્રમેયના, तस्मात्=તે માટે; युद्धयस्व=તું યુદ્ધ કર; भारत=હે ભારત-અર્જુન.

નિત્ય, અવિનાશી; અને અપ્રમેય શરીરધારી-આત્માનાં આ શરીરો નાશ થનારાં કહ્યાં છે, તે માટે હે અર્જુન ? તું યુદ્ધ કર. ૧૮

**य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ॥**
**उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥१९॥**

यः=જે; एनम्=એને-આત્માને; वेत्ति=જાણે છે; हंतारम=હણનારો; यः=જે; च=અને; एनम=એને-આત્માને; मन्यते=માને છે; हतम=હણાયલો; उभौ=બેઉ; तौ=તેઓ; नविजानीतः=ખરૂં જાણતા નથી; न=નથી; अयम्=આ-આત્મા; हंति=હણતો; नहन्यते=નથી હણાતો.

જે એ-આત્માને હણનારો જાણે છે, અને જે એ-આત્માને હણાયલો માને છે, તે બેઉ ખરૂં જાણતા નથી. આ-આત્મા નથી હણતો, અને નથી હણાતો. ૧૯

न जायते म्रियते वा कदाचि
न्नायं भूत्वा भविता वा न भूयः ॥
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

न=નથી; जायते=જન્મે છે; म्रियते=મરે છે, वा=અથવા; कदाचित=કોઇ દિવસ: न=નથી; अयम्=આ–આત્મા; भूत्वा=થઇને, अभविता=ન થનારો; वा=અથવા; न=નથી, भूयः=ફરીથી, अजः=અજન્મા; नित्यः=નિત્ય; शाश्वतः=સનાતન; अयम्=આ–આત્મા; पुराणः=જુનો, नहन्यते=હણાતો નથી, हन्यमाने=હણતા, शरीरे=શરીરમા.

આ આત્મા કોઇ દિવસ જન્મતો કે મરતો નથી, અથવ થઇને ફરીથી ન થનારો નથી, આ–આત્મા અજન્મા નિત્ય સનાતન, ને જુનો છે. તે હણાતા શરીરમાં હણાતો નથી. ૨૦

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ॥
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥२१॥

वेद=જાણે છે; अविनाशिनम्=નાશ વગરનો; नित्यम्=નિત્ય; यः=જે પુરૂષ; एनम्=આને–આત્માને; अजम=જન્મ રહિત; अव्ययम=અવિકારી; कथम्=કેવી રીતે; सः=તે; पुरुषः=પુરૂષ; पार्थ=હે પાર્થ–અર્જુન; कम्=કોને; घातयति=હણાવે છે; हंति=હણે છે; कम्=કોને.

આ–આત્માને જે–પુરૂષ નાશ વગરનો, નિત્ય, જન્મ

રહિત, અને અવિકારી જાણે છે, તે પુરૂષ, હે અર્જુન? કેવી રીતે કોને હણાવે છે? અને કોને હણે છે? ૨૧

**वासांसि जीर्णानि यथा विहाय**
**नवानि गृह्णाति नरोऽपराणि ॥**
**तथा शरीराणि विहाय जीर्णा-**
**न्यन्यानि संयाति नवानि देही ॥२२॥**

वासांसि=કપડાં, जीर्णानि=જુના, यथा=જેમ; विहाय=તજીને, नवानि=નવાં, गृह्णाति=ગ્રહણ કરે છે,–પહેરે છે; नर=માણસ· अपराणि=બીજાં; तथा=તેમ, शरीराणि=શરીરો, विहाय=તજીને; जीर्णानि=જુનાં, अन्यानि=બીજાં· संयाति=પામે છે, नवानि=નવાં; देही=દેહધારી આત્મા.

જેમ, માણસ જુનાં કપડાં તજીને બીજાં નવાં પહેરે છે. તેમ દેહધારી આત્મા જુનાં શરીરો તજીને નવાં [શરીરોને] પામે છે. ૨૨

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ॥**
**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥२३॥**

न=નથી; एनम्=આને–આત્માને; छिदंति=છેદે છે, शस्त्राणि=શસ્ત્રો; न=નથી; एनम्=આને–આત્માને दहति=બાળે છે, पावक:=અગ્નિ; न=નથી; च=અને, एनम्=આ–આત્માને; क्लेदयंति=પલાળે છે, आप=પાણી; न=નથી; शोषयति=સુકવે છે; मारुतः=વાયુ.

આ આત્માને શસ્ત્રો છેદતાં નથી; આ આત્માને અગ્નિ

બાળતો નથી, અને આ આત્માને પાણી પલાળતું નથી, કે વાયુ સુકવતો નથી. ૨૩

**अछेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ॥**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥**

अच्छेद्य=છેદાય નહિ એવો, अयम=આ-આત્મા; अदाह्य=બળે નહિ એવો, अयम्=આ-આત્મા, अक्लेद्यः=પલળે નહિ એવો; अशोष्य=સુકાય નહિ એવો; एव=જ; च=અને, नित्य=નિત્ય રહેનાર, सर्वगत=[ सर्वस्मिन् गत ] સર્વમાં રહેલો स्थाणु=સ્થિર, अचलः=અચળ, अयम्=આ-આત્મા, सनातन=સનાતન.

આ-આત્મા છેદાય નહિ એવો. બળે નહિ એવો, પલળે નહિ એવો અને સુકાય નહિ એવો જ છે. ( તેમજ ) આ-આત્મા નિત્ય રહેનાર, સર્વમાં રહેલો, સ્થિર, અચળ અને સનાતન છે. ૨૪

**अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ॥**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥**

अव्यक्त=અવ્યક્ત-ઇંદ્રિયોથી ન જાણી શકાય તેવો; अचिंत्य=અચિંત્ય-મનવડે ન ચિંતવી શકાય તેવો. अयम्=આ-આત્મા. अविकार्यः=અવિકારી; अयम्=આ-આત્મા, उच्यते=કહેવાય છે; तस्मात्=માટે; एवम्=એવો; विदित्वा=જાણીને. एनम्=એને-આત્માને; न=નથી; अनुशोचितुम=શોક કરવાને; अर्हसि=તું યોગ્ય છે.

આ-આત્મા અવ્યક્ત-ઈંદ્રિયોથી ન જાણી શકાય

તેવો,—અચિંત્ય—મનવડે નચિંતવી શકાય તેવો—અને અવિ-કારી કહેવાય છે. માટે એ—આત્માને—એવો જાણીને તું શોક કરવાને યોગ્ય નથી. ૨૫

**अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ॥**
**तथापि त्वं महाबाहो नैवं शोचितुमर्हसि ॥२६॥**

अथ=છતાં, च=પણ; एनम=એને—આત્માને, नित्यजातम् [ नित्यम् जातम् ]=હમેશાં જન્મેલો, नित्यम्=હમેશાં, वा=કે; मन्यसे=માને; मृतम=મરેલો; तथापि=તોપણ, त्वम्=તું महाबाहो ( महान्तौ बाहू यस्य )=હે મહા-બાહો—અર્જુન; न=નથી; एनम=એનો—આત્માનો; शोचितुम=શોક કર-વાને अर्हसि=યોગ્ય છે.

છતાં પણ એને—આત્માને—હમેશાં જન્મેલો કે હમેશાં મરેલો માને, તોપણ હે અર્જુન ! તું એનો—આત્માનો—શોક કરવાને યોગ્ય નથી. ૨૬

**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ॥**
**तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥**

जातस्य=જન્મે તેનું; हि=કારણ કે; ध्रुव=નક્કી; मृत्युः=મરણ; ध्रुवम्=નક્કી, जन्म=જન્મ; मृतस्य=મરે તેને; च=અને; तस्मात=તે માટે; अपरिहार्ये=ન ટળે એવી; अर्थे=બાબતમાં; न=નથી; त्वम्=તું; शोचितुम=શોક કરવાને; अर्हसि=યોગ્ય છે;

કારણ કે, જન્મે તેનું મરણ નક્કી છે અને મરે તેને જન્મ નક્કી છે. તે માટે, ન ટળે એવી બાબતમાં તું શોક કરવાને યોગ્ય નથી. ૨૭

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ॥**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८॥**

अव्यक्तादीनि [ अव्यक्तम आदिः येषाम् ते ]=આરંભમાં અપ્રત્યક્ષ भूतानि=પ્રાણીઓ, व्यक्तमध्यानि ( व्यक्तम् मध्यम येषाम् तानि )=મધ્યમાં સ્પષ્ટ भारत=હે ભારત-અર્જુન, अव्यक्त निधनानि ( अव्यक्तम निधनम येषामतानि )=મૃત્યુ વખતે અપ્રત્યક્ષ, एव=જ तत्र=તેમાં, का=શો परिदेवना=શોક.

હે અર્જુન ? પ્રાણીઓ આરંભમાં અપ્રત્યક્ષ. મધ્યમાં જ સ્પષ્ટ અને મૃત્યુ વખતે અપ્રત્યક્ષ છે. તેમાં શોક શો ? ૨૮

**आश्चर्यवत्पश्यति कश्चिदेन-**
**माश्चर्यवद्वदति तथैव चान्यः**
**आश्चर्यवच्चैनमन्यः शृणोति**
**श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥२९॥**

आश्चर्यवत्=આશ્ચર્ય જેવો; पश्यति=જુએ છે, कश्चित=કોઇ, एनम्=એને-આત્માને; आश्चर्यवत=આશ્ચર્ય જેવો, वदति=કહે છે, तथा=અને; एव=જ; च=અને; अन्यः=બીજો કોઇ; आश्चर्यवत=આશ્ચર્ય જેવો; च=અને, एनम्=એને-આત્માને; अन्यः=બીજો કોઈ; शृणोति=સંભળે છે. श्रुत्वा=સાંભળીને, अपि=પણ; एनम्=એને-આત્માને; वेद=જાણે છે; न=નહિ, च=અને; एव=જ; कश्चित्=કોઇ.

કોઇ એને-આત્માને-આશ્ચર્ય જેવો જુએ છે, અને બીજો કોઇ એને-આત્માને-આશ્ચર્ય જેવો કહે છે, તથા બીજો

કોઇ એને-આત્માને-આશ્ચર્ય જેવા સાભળે છે અને કોઇ એને-આત્માને-સાંભળીને પણ જાણતા જ નથી. ૨૯

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ॥**
**तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥**

देही=આત્મા; नित्यम्=હમેશાં, अवध्यः=હણાય નહિ એવો अयम्=આ, देहे=શરીરમાં सर्वस्य=સર્વના भारत=હે ભારત-અર્જુન; तस्मात्=તે માટે; सर्वाणि=બધાં, भूतानि=પ્રાણીઓનો, न=નથી; त्वम्=તુ; शोचितुम्=શોક કરવાને अर्हसि=યોગ્ય છે.

હે અર્જુન? સર્વના શરીરમા, આ આત્મા હંમેશાં હણાય નહિ એવો છે. તે માટે બધા પ્રાણીઓનો શોક કરવાને તું યોગ્ય નથી. ૩૦

**स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ॥**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते॥३१॥**

स्वधर्मम्=( स्वस्य धर्मम् ) પોતાના ધર્મને अपि=પણ च=અને; अवेक्ष्यम्=જોઇને; न=નથી; विकंपितुम=ડગવાને, अर्हसि=તુ યોગ્ય છે, धर्म्यात्=ધર્મરૂપ, हि=કેમકે; युद्धात्=યુદ્ધથી; श्रेयः=કલ્યાણકારક; अन्यात=બીજું; क्षत्रियस्य=ક્ષત્રિયને; न विद्यते=છે નહિ.

અને પોતાના ધર્મને જોઇને પણ, તું ડગવાને યોગ્ય નથી, કેમકે ક્ષત્રિયને ધર્મરૂપ યુદ્ધથી બીજું કલ્યાણકારક છે નહિ. ૩૧

**यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ॥**
**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥३२॥**

यदृच्छया=આપોઆપ, च=અને, उपपन्नम्=આવી મળેલું; स्वर्गद्वारम् (स्वर्गस्य द्वारम्)=સ્વર્ગનાં બારણાં જેવું, अपावृतम्=ઉઘાડાં, सुखिनः=ભાગ્યશાળી; क्षत्रियाः=ક્ષત્રિયો; पार्थ=હે પાર્થ-અર્જુન; लभंते=પામે છે; युद्धम्=યુદ્ધને, ईदृशम्=આવું.

અને હે અર્જુન ? આપોઆપ આવી મળેલું, સ્વર્ગનાં ઉઘાડાં બારણાં જેવું, આવું યુદ્ધ ભાગ્યશાળી ક્ષત્રિયો પામે છે. ૩૨

**अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ॥**
**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥३३॥**

अथ=હવે, चेत्=જો, त्वम्=તું, इमम्=આ, धर्म्यम्=ધર્મરૂપ, संग्रामम्=યુદ્ધ; न करिष्यसि=કરીશ નહિ, ततः=તો સ્વधर्मम्=સ્વધર્મને, कीर्तिम्=કીર્તિને, च=અને; हित्वा=ખોઇને, पापम्=પાપને; अवाप्स्यसि=તું પામીશ.

હવે જો, તું આ ધર્મરૂપ યુદ્ધ કરીશ નહિ, તો સ્વધર્મને અને કીર્તિને ખોઈને, પાપને પામીશ. ૩૩

**अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ॥**
**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥३४॥**

अकीर्तिम्=અપકીર્તિ; च=અને, अपि=પણ भूतानि=લોકો, कथयिष्यंति=બોલશે; ते=તારી, अव्ययाम्=ઘણા વખત સુધી; संभावितस्य=પ્રતિષ્ઠિત

પુરૂષને; च=અને. अकीर्तिम्=અપકીર્તિ; मरणात्=મરણથી; अतिरिच्यते=વધારે છે.

અને લોકો પણ તારી ઘણા વખત સુધી અપકીર્તિ બોલશે. પ્રતિષ્ઠિત પુરૂષને અપકીર્તિ તો મરણથી વધારે [ દુઃખ આપનારી ] છે. ૩૪

**भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ॥**
**येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥**

भयात्=ભયથી, रणात्=રણમાંથી, उपरतम्=પાછો હઠેલો, मंस्यंते=માનશે, त्वाम्=તને; महारथाः=મહારથીઓ, येषाम्=જેમનામાં च=અને; त्वम्=તું; बहुमतः=વધારે માન પામેલો, भूत्वा=હોઇને, यास्यसि=પામીશ; लाघवम्=નાનપ.

મહારથીઓ તને ભયથી, રણમાંથી, પાછો હઠેલો માનશે, અને જેમનામાં તું વધારે માન પામેલો હોઇ (તેમનામાંજ) નાનપ પામીશ. ૩૫

**अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ॥**
**निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥**

अवाच्यवादान ( अवाच्यान् वादान् )=નહિ કહેવા જેવા વચનો; च=અને. बहून्=બહુ; वदिष्यंति=બોલશે. तव=તારા. अहिताः=શત્રુઓ. निंदतः નિંદશે; तव=તારૂં. सामर्थ्यम्=સામર્થ્ય; ततः=તેથી, दुःखतरम=વધારે દુઃખ; नु=જ; किम्=શું.

તારા શત્રુઓ તારૂં સામર્થ્ય નિંદશે; અને નહિ કહેવા

જેવાં બહુ વચનો બોલશે. તેથી વધારે દુઃખજ શું છે? ૩૬

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।**
**तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥३७॥**

हतः=હણાયો. वा=જો; प्राप्स्यसि=તું પામીશ, स्वर्गम्=સ્વર્ગને जित्वा=જીતીને, वा=અથવા, भोक्ष्यसे=તું ભોગવીશ, महीम्=પૃથ્વીને; तस्मात्=તે માટે. उत्तिष्ठ=ઉભો થા कौंतेय=હે કૌંતેય-અર્જુન; युद्धाय=યુદ્ધને માટે. कृतनिश्चय [ कृतः निश्चय येन सः ]=નિશ્ચયવાળો.

જો તું હણાયો તો સ્વર્ગને પામીશ, અથવા જીતીને પૃથ્વીને ભોગવીશ, તે માટે હે અર્જુન ? યુદ્ધને માટે નિશ્ચયવાળો તું ઉભો થા ૩૭

**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ॥**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥३८॥**

सुखदुःखे ( सुखम् च दुःखम च )=સુખ અને દુઃખ, समे=સરખાં; कृत्वा=કરીને ગણીને; लाभालाभौ=( लाभः च अलाभः च )=લાભ અને અલાભ; जयाजयौ [ जयः च अजयः च ] જય અને પરાજય, ततः=પછી युद्धाय=યુદ્ધને માટે, युज्यस्व=જોડાઇ જા, न=નહિ, एवम्=એમ: पापम्=પાપને, अवाप्स्यसि=તું પામીશ.

સુખ અને દુઃખ, લાભ અને અલાભ; જય અને પરાજય, સરખાં કરીને-ગણીને-પછી યુદ્ધને માટે જોડાઈ જા, એમ ( કરવાથી ) તું પાપને પામીશ નહિ. ૩૮

**एषा तेऽभिहिता सांख्ये बुद्धियोगे त्विमां शृणु ॥**
**बुद्धया युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥३९॥**

एषा=આ; ते=તને, अभिहिता=કહી, सांख्ये=સાંખ્યમાં–પરમાત્મામાં; बुद्धिः=બુદ્ધિ, योगे=યોગમાં–કર્મયોગમાં, तु=હવે; इमाम्=આ, शृणु=સાંભળ; बुद्धया=બુદ્ધિવડે, युक्तः=યુક્ત થયલો; यया=જેવડે, पार्थ=હે પાર્થ–અર્જુન कर्मबंधम=કર્મબંધને, प्रहास्यसि=તું છોડી શકીશ.

આ બુદ્ધિ તને પરમાત્મામાં કહી, હવે કર્મયોગમાં આ બુદ્ધિ સાંભળ. હે અર્જુન ? જે બુદ્ધિ વડે યુક્ત થયલો તું કર્મ બંધને છોડી શકીશ. ૩૯

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ॥**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥**

न=નહિ, इह=આમાં–કર્મયોગમાં; अभिक्रम नाशः ( अभिक्रमस्य नाशः )=આરંભનો નાશ; अस्ति=છે; प्रत्यवायः=દોષ, न=નહિ, विद्यते= છે; स्वल्पम्=છેક થોડું; अपि=પણ; अस्य=આ; धर्मस्य=ધર્મનું; त्रायते= ઉગારે છે; महतः=મોટા; भयात्=ભયથી.

આ કર્મયોગમાં, આરંભનો (કર્યું તેટલાનો) નાશ છે નહિ; કે દોષ છે નહિ; આ ધર્મનું છેક થોડું પણ (આચરણ) મોટા ભયથી ઉગારે છે. ૪૦

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ॥**
**बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१॥**

व्यवसायात्मिका ( व्यवसायः आत्मा यस्याः सा )=બ્રહ્મ નિશ્ચયવાળી; बुद्धिः=બુદ્ધિ; एका=એક, इह=આમાં-શ્રેયમાર્ગમાં, कुरुनंदन=હે કુરૂનંદન-અર્જુન; बहुशाखा ( बह्व्यः शाखाः या साम् ता. )=ઘણી શાખાઓવાળી; हि=જ; अनंताः=અનંત; च=અને; बुद्धयः=બુદ્ધિઓ; अव्यवसायिनाम्=અનિશ્ચયીઓની;

હે અર્જુન ? આમાં-શ્રેય માર્ગમાં-બ્રહ્મનિશ્ચયવાળી બુદ્ધિ એક છે. પણ અનિશ્ચયી પુરૂષોની-સકામ કર્મ કરનારાઓની-બુદ્ધિઓ ઘણી શાખાઓ વાળી અને અનંત છે. ૪૧

**यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ॥**
**वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥**

याम्=જે, इमाम्=આ, पुष्पिताम्=ફૂલ જેવી वाचम्=વાણી, प्रवदंति=બોલે છે. अविपश्चित=અજ્ઞાનીઓ, वेदवादरताः=[ वेदस्य वादेरताः ]=વેદના અર્થવાદમાં પ્રીતિવાળા, पार्थ=હે પાર્થ-અર્જુન; न=નહી; अन्यत्=બીજું, अस्ति=છે; इति=એમ, वादिन=કહેનારા.

હે અર્જુન ? વેદના અર્થવાદમાં પ્રીતિવાળા, “ બીજું છે નહિ ” એમ કહેનારા, અજ્ઞાનીઓ જે આ ફૂલ જેવી (સુંદર) વાણી બોલે છે. ૪૨

**कामात्मानः स्वर्गपरा जन्म कर्मफलप्रदाम् ॥**
**क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥**

कामात्मान ( कामः आत्मा येषाम् ते )=કામેચ્છાવાળા, स्वर्गपराः ( स्वर्गम् परम् येषाम् ते )=સ્વર્ગને ઉત્તમ માનનારા; जन्मकर्मफल प्रदाम

[ जन्म एव कर्मणः फलम् प्रददातिताम् ]=જન્મ કર્મરૂપ ફળને આપનારી; क्रिया विशेष बहुलाम् ( क्रियाणाम् विशेषाः बहुलाः यस्यामताम् )=અનેક પ્રકારની બહુ ક્રિયાવાળી; भोगैश्वर्यगतिम् ( भोगस्य च ऐश्वर्यस्य च गतिम् )= ભોગ અને ઐશ્વર્યની ગતિને; प्रति=પામવા.

કામેચ્છાવાળા, સ્વર્ગનેજ ઉત્તમ માનનારા પુરૂષો, ભોગ અને ઐશ્વર્યની ગતિને પામવા અનેક પ્રકારની બહુ ક્રિયાવાળી, જન્મ કર્મરૂપ ફળને આપનારી—ફૂલના જેવી વાણી બોલે છે. ૪૩

**भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ॥**
**व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥**

भोगैश्वर्यप्रसक्तानाम्=ભોગ અને ઐશ્વર્યમાં આસક્ત પુરૂષોની, तया= તે વડે; अपहृत चेतसाम् [ अपहृतम् चेतः येषाम् तेषाम् ]=હરાયલા ચિત્ત- વાળાઓની; व्यवसायात्मिका=આત્માના નિશ્ચયવાળી; बुद्धिः=બુદ્ધિ; समाधौ=અંતઃકર્ણમાં, नविधीयते=હોતી નથી.

ભોગ અને ઐશ્વર્યમાં આસક્ત પુરૂષોની, અને તે વડે -ફૂલ જેવી વાણી વડે-હરાયલા ચિત્તવાળા ઓની, આત્માના નિશ્ચયવાળી બુદ્ધિ, અંતઃકર્ણમાં હોતી નથી. ૪૪

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ॥**
**निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥४५॥**

त्रिगुण्य विषयाः [ त्रिगुणम विषयः येषाम् ते ]=ત્રણગુણને વિષય કરનારા; वेदाः=વેદો; निस्त्रैगुण्य=ત્રણગુણથી રહિત; भव=તુ થા; अर्जुन

=हे अर्जुन, निर्द्वन्द्वः=सुખદુ:ખ રહિત, नित्यसत्त्वस्थ. [ नित्यम् सत्त्वे तिष्ठति इति ]=નિત્ય સત્વમાં રહેનાર; निर्योगक्षेम: ( न अस्ति योग. च क्षेमः च यस्य सः )=યોગ અને ક્ષેમથી રહિત; आत्मवान्=આત્મવાન્.

વેદો ત્રણ ગુણને વિષય કરનારા છે. માટે હે અર્જુન ? તું ત્રણ ગુણથી રહિત, સુખ દુ:ખ રહિત. નિત્ય સત્વમાં રહેનાર; યોગ અને ક્ષેમથી રહિત. અને આત્મવાન થા. ૪૫

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ॥**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥४६॥**

यावान=જેટલો; अर्थ=અર્થ. उदपाने=નાના જળાશયમા, सर्वत.=ચો તરફના, सप्लुतोदके ( संप्लुते उदके )=મોટા જળાશયમા; तावान्=તેટલો–અર્થ. सर्वेषु=સર્વ ; वेदेषु=વેદોમાં, ब्राह्मणस्य=બ્રાહ્મણને।, विजानत =જ્ઞાનવાન્.

જેટલો અર્થ નાના જળાશયમાં સરે છે, તેટલો અર્થ ચો તરફ ભરેલા મોટા જળાશયમા પણ સરે છે. તે પ્રમાણે સર્વ વેદોમા જ્ઞાનવાન્ બ્રાહ્મણને। અર્થ સરે છે. ૪૬.

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥४७॥**

कर्मणि=કર્મમાં, एव=જ, अधिकार=અધિકાર; ते=તને, मा=ન હો, फलेषु=ફળમાં, कदाचन=કદીપણ; मा=નહીં, कर्मफलहेतुः ( कर्मण: फलं हेतु· यस्य स )=કર્મનાં ફળના હેતુવાળો, भृ=થા; मा=નહિ; ते=તારી· सग:=ઇચ્છા, अस्तु=હો; अकर्मणि=અકર્મમાં–કર્મ ન કરવામાં.

તને કર્મમાંજ અધિકાર છે, કદી પણ ફળમાં ન હો. તું કર્મના ફળમાં હેતુવાળો થા નહીં, તેમ તારી ઇચ્છા અ કર્મમાં-કર્મ ન કરવામાં-પણ ન હો. ૪૭

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ॥**
**सिद्धय सिद्धयोः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८॥**

योगस्थः=યોગમા સ્થિર થઇને, कुरु=કર, कर्माणि=કર્મો, सगम्=સંગ; त्यक्त्वा=તજીને. धनंजय=હે ધનંજય-અર્જુન; सिद्धयसिद्धयो ( सिद्धौ च असिद्धौ च )=સિદ્ધિ અને અસિદ્ધિમાં; समम्=સમાન. भूत्वा=થઇને; समत्वम्=સમપણું; योगः=યોગ; उच्यते=કહેવાય છે.

હે અર્જુન? યોગમાં સ્થિર થઇને, સંગ તજીને, સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન થઇને, કર્મો કર. સમપણું એ યોગ કહેવાય છે. ૪૮

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ॥**
**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥**

दूरेण=ઘણું હલકુ; हि=ખરેખર; अवरम्=બીજુ; कर्म=કર્મ; बुद्धियोगात्=( बुद्धेः योगात् )=બુદ્ધિ યોગથી-નિષ્કામ કર્મથી; धनंजय=હે ધનંજય-અર્જુન; बुद्धौ=બુદ્ધિ યોગમાં-નિષ્કામ કર્મમા; शरणम्=શરણ; अन्विच्छ=મેળવ; कृपणाः=પામરઃ फलहेतवः [ फल हेतुः येषाम् ते )=ફળના હેતુવાળા-સકામ પુરૂષો.

હે અર્જુન? ખરેખર, નિષ્કામ કર્મથી બીજું કર્મ

ઘણું હલકું છે. તું નિષ્કામ કર્મમાંજ શરણ મેળવ કેમ કે ફળના હેતુવાળા—સકામ પુરૂષો—પામર છે. ૪૯

**बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ॥**
**तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥५०॥**

बुद्धियुक्तः ( बुद्ध्या युक्तः )=સમાન બુદ્ધિવાળો, जहाति=તજી દે છે; इह=આ લોકમાં, उभे=એનેને, सुकृतदुष्कृते ( सुकृतम् च दुष्कृतम् च )=પુણ્ય અને પાપ; तस्मात्=માટે; योगाय=યોગને સારૂ, युज्यस्व=પ્રવત્ત થા, योगः=યોગ, कर्मसु=કર્મમા, कौशलम=કુશળતા.

આ લોકમાં સમાન બુદ્ધિવાળો પુણ્ય અને પાપ એ બંનેને તજી દે છે, માટે તું યોગને સારૂ પ્રવૃત થા. કર્મમાં કુશળતા એજ યોગ છે. ૫૦

**कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ॥**
**जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥५१॥**

कर्मजम्=કર્મથી ઉત્પન્ન થતાં; बुद्धियुक्ताः=સમાન બુદ્ધિવાળા, हि=કારણ કે; फलम्=ફળને; त्यक्त्वा=તજીને; मनीषिणः=આત્મજ્ઞાની ; जन्मबंधविनिर्मुक्ताः ( जन्मनः बंधात् विनिर्मुक्ताः )=જન્મરૂપ બંધનથી મુક્ત થયલા; पदम्=પદને; गच्छंति=પામે છે, अनामयम्=દુખરહિત—મોક્ષ.

કારણ કે, કર્મથી ઉત્પન્ન થતાં ફળને તજીને સમાન બુદ્ધિવાળા, આત્મજ્ઞાની, જન્મરૂપ બંધનથી મુક્ત થયલા—પુરૂષો—મોક્ષ પદને પામે છે. ૫૧

**यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ॥**
**तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ ॥५२॥**

यदा=જ્યારે; ते=તારી; मोहकलिलम् [ मोहस्य कलिलम् ]=મોહરૂપ મેલને; बुद्धिः=બુદ્ધિ; व्यतितरिष्यति=તજી દેશે; तदा=ત્યારે; गंतासि=તું પામીશ, निर्वेदम्=વિરાગને, श्रोतव्यस्य=સાંભળવા યોગ્ય કર્મફળના, श्रुतस्य =સાંભળેલા કર્મફળના; च=અને.

જ્યારે તારી બુદ્ધિ મોહરૂપી મેલને તજી દેશે, ત્યારે તું સાંભળવા યોગ્ય કર્મ ફળના અને સાંભળેલા કર્મ ફળના વિરાગને પામીશ. ૫૨

**श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ॥**
**समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३॥**

श्रुतिविप्रतिपन्ना ( श्रुतिभिः विप्रति पन्ना )જુદાં જુદાં કર્મફળો સાંભળવાથી સંશયવાળી થયલી. ते=તારી, यदा=જ્યારે; स्थास्यति=સ્થિર થશે; निश्चला=નિશ્ચલ; समाधौ=આત્મામાં, अचला=વિકલ્પ વગરની, बुद्धि =બુદ્ધિ, तदा=ત્યારે, योगम=યોગ-વિવેક બુદ્ધિ; अवाप्स्यसि=પામીશ.

જુદાં જુદાં કર્મફળો સાંભળવાથી સંશયવાળી થયલી તારી બુદ્ધિ, જ્યારે આત્મામાં નિશ્ચલ અને વિકલ્પ વગરની સ્થિર થશે, ત્યારે તું યોગ-વિવેક બુદ્ધિને-પામીશ. ૫૩

**अर्जुन उवाच ॥** અર્જુન બોલ્યા—

**स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ॥**
**स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥५४॥**

स्थितप्रज्ञस्य ( स्थिता प्रज्ञा यस्य तस्य )=સ્થિર બુદ્ધિવાળાની; का=શું, भाषा=ભાષા-લક્ષણ. समाधिस्थस्य=સમાધિમાં રહેલાની. केशव=હે કેશવ-શ્રીકૃષ્ણ; स्थितधीः ( स्थिता धीः यस्य सः )=સ્થિર બુદ્ધિવાળો; किं=શું; प्रभाषेत=બોલે છે किम्=કેવી રીતે; आसित=બેસે છે, व्रजेत=જાય; किम्=કેવી રીતે

અર્જુન બોલ્યા—હે શ્રીકૃષ્ણ? સમાધિમાં રહેલા સ્થિર બુદ્ધિવાળાનું શું લક્ષણ છે? સ્થિર બુદ્ધિવાળો કેવી રીતે બોલે છે? કેવી રીતે બેસે છે-ઇંદ્રિય નિગ્રહ કરે છે? અને કેવી રીતે જાય છે-વિષયો ભોગવે છે? ૫૪

**श्रीकृष्ण उवाच** ॥ શ્રીકૃષ્ણ બોલ્યા—

**प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् ॥**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥**

प्रजहाति=તજી દે છે; यदा=જ્યારે; कामान्=કામનાઓને, सर्वान्=સઘળી; पार्थ=હે પાર્થ-અર્જુન; मनोगतान् ( मनः गतान् )=મનમાં રહેલી; आत्मनि=આત્મામાં, एव=જ, आत्मना=આત્માવડે, तुष्टः=સંતુષ્ટ થાય છે; स्थित प्रज्ञः=સ્થિર બુદ્ધિવાળો; तदा=ત્યારે; उच्यते=કહેવાય છે.

શ્રીકૃષ્ણ બોલ્યા-હે અર્જુન ? જ્યારે મનમાં રહેલી સર્વ કામનાઓને તજી દેછે, અને આત્માવડેજ આત્મામાં સંતુષ્ટ થાય છે, ત્યારે તે સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે. ૫૫

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ॥**
**वितरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥५६॥**

दुःखेषु=दुःखोमां; अनुद्विग्नमनाः ( न उद्विग्नम मनः यस्य सः )= उद्वेग न पामे एवा मनवाळो; सुखेषु=सुखोमां; विगतस्पृहः [ विगता स्पृहाः यस्य सः ]=इच्छा रहित थयलो, वितराग भयक्रोधः ( वितः रागः च भयम् च क्रोधम् च यस्यसः )=राग भय अने क्रोध गयलां छे एवो. स्थितधीः=स्थिर बुद्धिवाळो; मुनिः=मुनि; उच्यत=कहेवाय छे.

दुःखोमां उद्वेग न पामे एवा मन वाळो, सुखोमां इच्छा रहित थयलो, राग भय अने क्रोध गयलां छे एवो, मुनि स्थिर बुद्धिवाळो कहेवाय छे. ५६

**यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ॥**
**नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥**

यः=जे; सर्वत्र=सर्व ठेकाणे; अनभिस्नेहः=स्नेह रहित छे· तत्=ते; तत्=ते; प्राप्य=पामीने; शुभाशुभम् (शुभम् च अशुभम् च )=प्रिय अने अप्रिय; न अभिनंदति=वखाणु करतो नथी; नद्वेष्टि=द्वेष करतो नथी; तस्य=तेनी; प्रज्ञा=बुद्धि. प्रतिष्ठिता=स्थिर छे.

जे–पुरुष–सर्व ठेकाणे स्नेह रहित छे, ते ते–गमे तेवुं प्रिय के अप्रिय पामीने वखाणुतो नथी, के द्वेष करतो नथी, तेनी बुद्धि स्थिर छे. ५७

**यदा संहरते चायं कूर्मोऽगानीव सर्वशः ॥**
**इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥**

यदा=ज्यारे: सहरते=खेंची ले छे; च=अने; अयम्=आ पुरुष; कूर्मः=काचबो; अंगानि=अंगोने; इव=तेम; सर्वशः=सर्व तरफथी; इंद्रियाणि=इंद्रिओने; इंद्रियार्थेभ्यः (इंद्रियाणां अर्थेभ्यः)=इंद्रिओना विषयोमांथी; तस्य=तेनी; प्रज्ञा=बुद्धि;प्रतिष्ठिता=स्थिर छे.

અને જ્યારે આ પુરૂષ, બધી તરફથી ઇંદ્રિયોના વિષ-યોમાંથી ઇંદ્રિયોને—કાચબો પોતાના અંગોને ખેંચી લે છે, તેમ-ખેંચી લે છે, તેની બુદ્ધિ સ્થિર છે. ૫૮

**विषया विनिवर्तंते निराहारस्य देहिनः ॥**
**रसवर्जं रसोऽप्यस्य पर दृष्ट्वा निवर्तते ॥५९॥**

विषया =વિષયો; विनिवर्तंते=નિવૃત થાય છે; निराहारस्य=નિરા-હારી; देहिन =દેહધારી–માણસોના; रसवर्जम् (रसम् वर्जयित्वा)=રાગ-વાસના વગર, रस =રાગ-વાસના, अपि=પણ; अस्य=આના–સ્થિર બુદ્ધિ-વાળાના; परम्=પરમબ્રહ્મને; दृष्ट्वा=જોઇને, निवर्तते=નિવૃત થાય છે.

નિરાહારી માણસોને વિષયો વાસના વગરજ નિવૃત થાય છે, પણ આ સ્થિર બુદ્ધિવાળા માણસોનો તો રાગ-વા-સના પરબ્રહ્મને જોઇને નિવૃત થાય છે. ૫૯

**यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ॥**
**इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥६०॥**

यततः=યત્ન કરનાર, हि=જ; अपि=પણ; कौंतेय=કૌંતેય–હે અર્જુન; पुरुषस्य=પુરૂષના; विपश्चित=વિવેકી; इंद्रियाणि=ઇંદ્રિયો; प्रमाथीनि=મથી નાખનાર, हरंति=ખેંચી જાય છે; प्रसभम्=બળાત્કારે, मनः=મનને.

હે અર્જુન ! યત્ન કરનાર વિવેકી પુરૂષના મનને પણ, મથી નાંખનાર ઇંદ્રિયો બળાત્કારે ખેંચી જાયછેજ. ૬૦

**तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ॥**
**वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥**

तानि=તે: सर्वाणि=સર્વ-ઇંદ્રિઓને; सयम्य=વશકરી; युक्तः=સ્થિર

ચિત્તવાળો પુરૂષ; आसीत=બેસે છે; मत्परः (अहम् परः यस्य सः)=હું જેને શ્રેષ્ઠ છું એવા-મારા અનન્ય ભક્ત; वशे=વશ. हि=જ, यस्य=જેની; इंद्रियाणि=ઇંદ્રિયો, तस्य=તેની; प्रज्ञा=બુદ્ધિ; प्रतिष्ठिता=સ્થિર છે.

તે સર્વ ઇંદ્રિઓને વશ કરી, મારો અનન્ય ભક્ત સ્થિર ચિત્તવાળો થઈ બેસે છે. જેની ઇંદ્રિયો વશજ છે, તેની બુદ્ધિ સ્થિર છે. ૬૧

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ॥
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥

ध्यायतः=ધ્યાન કરનાર, विषयान्=વિષયોનું; पुंसः=પુરૂષને, संगः= પ્રેમ; तेषु=તેમાં-વિષયોમાં; उपजायते=ઉપજે છે; संगात्=પ્રેમથી; संजायते ઉપજે છે; कामः=કામના, कामात्=કામનાથી; क्रोधः=ક્રોધ, अभिजायते= ઉત્પન્ન થાય છે.

વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને તે વિષયોમાં પ્રેમ ઉપજે છે, પ્રેમથી કામના ઉત્પન્ન થાય છે, અને કામનાથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ૬૨

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ॥
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥

क्रोधात्=ક્રોધથી; भवति=થાય છે, संमोहः=મોહ; संमोहात्=સંમોહથી; स्मृतिविभ्रमः=(स्मृतेः विभ्रमः)=સ્મૃતિનો નાશ; स्मृतिभ्रंशात् (स्मृतेः भ्रंशात्) સ્મૃતિના નાશથી; बुद्धिनाशः (बुद्धेः नाशः)=બુદ્ધિનો નાશ; बुद्धिनाशात्=બુદ્ધિના નાશથી; प्रणश्यति=નાશ પામે છે.

ક્રોધથી મોહ થાય છે, મોહથી સ્મૃતિનો નાશ (થાય

છે), સ્મૃતિના નાશથી બુદ્ધિનો નાશ (થાય છે), અને બુદ્ધિના નાશથી પુરૂષ નાશ પામે છે. ૬૩

**रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ॥**

**आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥**

रागद्वेषवियुक्तैः (रागेण च द्वेषेण च वियुक्तैः)=રાગ અને દ્વેષથી રહિત, तु=તો, विषयान्=વિષયોને इंद्रियैः=ઈંદ્રિયો વડે, चरन्=આચરતો. आत्मवश्यैः (आत्मानः वश्यैः) મનને વશ થયેલી; विधेयात्मा (विधेयः आत्मा यस्य सः)=વશ અંતઃકર્ણવાળો પુરૂષ प्रसादम्=ચિત્તની નિર્મળતાને; अधिगच्छति=પામે છે.

રાગ અને દ્વેષથી રહિત, મનને વશ થયલી ઈંદ્રિયો વડે વિષયોને આચરતો, વશ અંતઃકર્ણવાળો પુરૂષ, તો ચિત્તની નિર્મળતાને પામે છે. ૬૪

**प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ॥**

**प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्टते ॥६५॥**

प्रसादे=ચિત્તની નિર્મળતામાં; सर्वदुःखानाम् (सर्वेषाम् दुःखानाम्) સર્વ દુઃખોનો; हानिः=નાશ; अस्य=આના उपजायते=થાય છે; प्रसन्नचेतसः (प्रसन्नम् चेतः यस्य तस्य)=નિર્મળ ચિત્તવાળાની; हि=જ; आशु=તરત; बुद्धिः=બુદ્ધિ; पर्यवतिष्ठते=સ્થિર થાય છે.

ચિત્તની નિર્મળતામાં આ પુરૂષનાં સર્વ દુઃખોનો નાશ થાય છે, નિર્મળ ચિત્તવાળાની બુદ્ધિ તરતજ સ્થિર થાય છે. ૬૫

**नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ॥**

**न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥६६॥**

न अस्ति=છે નહિ; बुद्धिः=બુદ્ધિ; अयुक्तस्य=ચિત્તને વશ નહિ કરનાર પુરૂષને, न=નથી; च=અને; अयुक्तस्य=ચિત્તને વશ નહિ કરનાર પુરૂષને; भावना=ભાવના; न=નથી, च=અને; अभावयतः=ભાવના વગરનાને, शांतिः=શાંતિ; अशांतस्य=અશાંતને; कुतः=ક્યાથી; सुखम्=સુખ.

ચિત્તને વશ નહિ કરનાર પુરૂષને બુદ્ધિ છે નહિ, અને ચિત્તને વશ નહિ કરનાર પુરૂષને ભાવના નથી, ભાવના વગરનાને શાન્તિ નથી, તો અશાંતને સુખ ક્યાથી હોય? ૬૬

**इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ॥**

**तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥६७॥**

इंद्रियाणाम्=ઇંદ્રિયોને; हि=કારણ કે; चरताम्=ફરતી; यत्=જે; मनः=મન; अनुविधीयते=જોડાય છે. तत्=તે-મન; अस्य=આ-પુરૂષની; हरति=ખેંચી જાય છે; प्रज्ञाम्=બુદ્ધિને; वायुः=વાયુ; नावम्=નાવને; इव=તેમ; अंभसि=જળમાં.

કારણ કે, ફરતી ઇંદ્રિયોને જે મન જોડાય છે, તે મન આ પુરૂષની બુદ્ધિને-જેમ જળમાં નાવને વાયુ ખેંચી જાય છે તેમ—ખેંચી જાય છે. ૬૭

**तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ॥**

**इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८॥**

तस्मात्=તેટલા માટે. यस्य=જેની; महाबाहो=હે મહાબાહો-અર્જુન;

निगृहीतानि=નિગ્રહ કરાયલી છે; सर्वशः=બધી તરફથી; इंद्रियाणि=ઇંદ્રિયો; इंद्रियार्थेभ्यः=ઇંદ્રિયોના વિષયોથી; तस्य=તેની બુદ્ધિ प्रतिष्ठिता=સ્થિર છે.

તેટલા માટે હે અર્જુન ? જેની ઇંદ્રિયો બધી તરફથી ઇંદ્રિયોના વિષયોથી નિગ્રહ કરાયલી છે તેની બુદ્ધિ સ્થિર છે. ૬૮

**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ॥**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥६९॥**

या=જે; निशा=રાત્રી; सर्वभूतानाम् ( सर्वेषाम भूतानाम् ) સર્વ પ્રાણીઓની; तस्यां=તેમાં; जागर्ति=જાગે છે; संयमी=યોગી પુરૂષ; यस्याम् =જેમાં; जाग्रति=જાગે છે; भूतानि=પ્રાણીઓ; सा=તે; निशा=રાત્રિ· पश्यतः=જોનારા-વિવેકી; मुनिः=મુનિની.

સર્વ પ્રાણીઓની જે રાત્રી છે, તેમાં યોગી પુરૂષ જાગે છે. અને જેમાં પ્રાણીઓ જાગે છે, તે વિવેકી મુનિની રાત્રી છે. ૬૯

**आपूर्यमाणमचलप्रतिष्ठं**
**समुद्रमापः प्रविशंति यद्वत् ॥**
**तद्वत्कामा यं प्रविशंति सर्वे**
**सशांतिमाप्नोति न कामकामी ॥७०॥**

आपूर्यमाणम्=ચોતરફથી પૂરાતા; अचलप्रतिष्ठम् ( अचला प्रतिष्ठा अस्य तम् ) અચલ પ્રતિષ્ટાવાળા; समुद्रम=સમુદ્રને, आपः=પાણી;

प्रविशंति=પ્રવેશ કરે છે; यद्वत्=જેવી રીતે; तद्वत=તેવી રીતે, कामा=કામ-નાઓ; य=જે પુરૂષને, प्रविशंति=પ્રવેશ કરે છે, सर्वे=સર્વ; सः=તે; शांतिम्=શાંતિ; आप्नोति=પામે છે. न=નથી; कामकामी=(कामानाम् कामी) =કામનાની ઇચ્છાવાળો.

જેવી રીતે ચો તરફથી પૂરાતા અચલ પ્રતીષ્ટાવળા સમુદ્રમાં પાણી પ્રવેશ કરે છે, તેવી રીતે સર્વ ઇચ્છાઓ જે પુરૂષમાં પ્રવેશ કરે છે, તે શાંતી પામે છે. કામનાની ઇચ્છા-વાળો નથી પામતો. ૭૦

**विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ॥**
**निर्ममो निरहकारः स शांतिमधिगच्छति ॥७१॥**

विहाय=તજીને; कामान्=કામનાઓને; य:=જે; सर्वान्=સઘળી· पुमान्=પુરૂષ; चरति=વિચરે છે· निःस्पृह:=ઇચ્છા વગરનો, निर्मम:=મમતા વગરનો; निरहकार:=અહંકાર વગરનો; स:=તે, शातिम्=શાંતિ, अधि-गच्छति=પામે છે.

જે પુરૂષ, સઘળી કામનાઓને તજીને, ઇચ્છા વગરનો મમતા વગરનો, અને અહંકાર વગરનો, થઇ વીચરે છે, તે શાંતિ પામે છે. ૭૧

**एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ॥**
**स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥७२॥**

एषा=આ; ब्राह्मी=બ્રહ્મ નિષ્ટાવાળી. स्थितिः=સ્થિતિ; पार्थ=હે પાર્થ–અર્જુન; न=નહિ; एनाम्=એને–એ સ્થિતિને; प्राप्य=પામીને; विमुह्यति=મોહ પામે છે; स्थित्वा=રહીને; अस्याम्=આ સ્થિતિમાં; अन्त-

काळे=(अन्तस्यकाले)=અંતકાળે· अपि=પણ, ब्रह्मनिर्वाणम् (ब्रह्मण: निर्वाणम् )=બ્રહ્મ નિર્વાણને. ऋच्छति=પામે છે.

હે અર્જુન ? આ બ્રહ્મનિષ્ઠાવળી સ્થિતિ છે. આ સ્થિતિને પામીને પુરૂષ મોહ પામતો નથી. આ સ્થિતિમાં અંતકાળે પણ રહીને પુરૂષ નિર્વાણ બ્રહ્મને પામે છે. ૭૨

॥ इति द्वितीयोऽध्यायः ॥

---

# तृतीयोऽध्यायः ॥ અધ્યાય ત્રીજો

## कर्मयोगः ॥ કર્મયોગ.

अर्जुन उवाच: ॥ અર્જુન બોલ્યા—

**ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ॥**
**तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥१॥**

ज्यायसी=ઉત્તમ. चेत्=જો; कर्मण:=કર્મથી. ते=તમે; मता=માનો છો; बुद्धि:=બુદ્ધિ જ્ઞાન. जनार्दन=હે જનાર્દન-શ્રીકૃષ્ણ; तत्=તો; किम्=કેમ; कर्माणि=કર્મમા. घोरे=ઘોર; माम्=મને; नियोजयसि=તુ યોજે છે; (તમે જોડે છો), केशव=હે કેશવ;

અર્જુન બોલ્યા—હે શ્રી કૃષ્ણ ? તમે જો કર્મથી બુદ્ધિ-જ્ઞાન ઉત્તમ માનો છો, તો હે કેશવ ? મને ( આ યુદ્ધરૂપી ) ઘોર કર્મમાં કેમ જોડો છો ? ૧

**व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ॥**
**तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥**

व्यामिश्रेण=મિશ્રિત; इव=જેવાં; वाक्येन=વચનવડે; बुद्धिम्=બુદ્ધિને; मोहयसि=તું મોહ પમાડે છે (મોહ પમાડો છો); इव=જેવાં; मे=મારી; तत्=માટે, एकम्=એક, वद=કહે (કહો); निश्चित्य=નક્કી કરીને, येन=જે વડે; श्रेय:=શ્રેયને; अहम्=હું; आप्नुयाम्=પામું.

મિશ્રિત ( સેળભેળ ) જેવાં વચન વડે મારી બુદ્ધિને તમે મોહ પમાડો છો. માટે એક વાત નક્કી કરીને મને કહો, કે જે વડે હું શ્રેયને પામું,-મારૂં ભલું થાય. ૨

**श्रीकृष्ण उवाच ॥** શ્રીકૃષ્ણ બોલ્યા—

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ॥**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥**

लोके=લોકમાં, अस्मिन्=આ; द्विविधा=બે પ્રકારની, निष्ठा=સ્થિતિ; पुरा=પહેલાં, प्रोक्ता=કહી છે; मया=મેં; अनघ=હે નિષ્પાપ-અર્જુન; ज्ञानयोगेन (ज्ञानस्य योगेन)=જ્ઞાન યોગ વડે; सांख्यानाम्=સાંખ્યવાળા-ની-તત્વજ્ઞાનીઓની; कर्मयोगेन (कर्मण: योगेन) કર્મ યોગવડે; योगिनाम्=યોગીઓની.

શ્રી કૃષ્ણ બોલ્યા—હે નિષ્પાપ અર્જુન ! આ લોકમાં બે પ્રકારની સ્થિતિ મેં પહેલાં કહી છે. સાંખ્યવાળાંની—તત્વજ્ઞાનીઓની-જ્ઞાનયોગ વડે અને યોગીઓની કર્મયોગ વડે. ૩

**न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ॥**
**न च संन्यसनादेव सिद्धिंसमधिगच्छति ॥४॥**

न=નહિ; कर्मणाम्=કર્મના; अनारंभात्=આરંભ વગર; नैष्कर्म्यम्=મોક્ષ; पुरुष,=પુરૂષ; अश्नुते=પામે છે; न=નહિ; च=અને; सन्यसनात् સન્યાસથી; एव=પણ; सिद्धिम्=સિદ્ધિ–મોક્ષ; समधिगच्छति=પામે છે.

કર્મના આરંભ વગર પુરૂષ મોક્ષ પામતો નથી, અને કર્મના સન્યાસથી પણ સિદ્ધિ–મોક્ષ પામતો નથી. ૪

**न हि कश्चित्क्षणमपि जातु तिष्टत्यकर्मकृत् ॥**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥**

न=નહિ; हि=કેમકે; कश्चित्=કોઇપણ; क्षणम्=ક્ષણમાત્ર, अपि=પણ, जातु=કદી; तिष्ठति=રહે છે; अकर्मकृत=કર્મ કર્યા વગર; कार्यते=કરે છે हि=કારણ કે. अवशः=પરવશ થઇને, कर्म=કર્મ, सर्व=સર્વ, प्रकृतिजैः=પ્રકૃતિથી ઉત્પન્ન થયલા, गुणैः=ગુણો વડે.

કેમકે, કોઇપણ માણસ કદી ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વગર રહેતું નથી, કારણકે પ્રકૃતિથી ઉત્પન્ન થયલા ગુણોવડે પરવશ થઇને સર્વ કર્મ કરે છે. ૫

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ॥**
**इंन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६॥**

कर्मेन्द्रियाणि [ कर्मणाम् इन्द्रियाणि ]=કર્મેન્દ્રિયોને; संयम्य=વશ રાખીને; यः=જે; आस्ते=રહે છે; मनसा=મન વડે; स्मरन्=સ્મરણ કરતો; इन्द्रियार्थान् [ इन्द्रियाणाम् अर्थान् ]=ઈન્દ્રિયોના વિષયોને; विमू-

ढात्मा (विमुढ. आत्मा यस्य सः) મૂઢ છે આત્મા જેનો તે-મુઢાત્મા; मिथ्याचारः=( मिथ्या आचारः यस्य सः ) મિથ્યા છે વર્તન જેનુ તે-મિથ્યાચારી ઢોંગી, सः=તે; उच्यते=કહેવાય છે.

જે મૂઢાત્મા, કર્મેન્દ્રિયોને વશ રાખીને મનવડે ઇન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરતો રહે છે, તે મિથ્યાચારી-ઢોંગી કહેવાય છે. ૬

**यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ॥**
**कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥**

यः=જે; तु-પણ, इन्द्रियाणि=ઇન્દ્રિયોને; मनसा=મનવડે, नियम्य=વશ રાખી; आरभते=આરભે છે; अर्जुन=હે અર્જુન, कर्मेन्द्रियैः=કર્મેન્દ્રિયો વડે; कर्मयोगम्=કર્મયોગ, असक्तः=અસક્ત-લુબ્ધતા વગરનો; सः=તે, विशिष्यते=શ્રેષ્ટ છે.

પણ હે અર્જુન? જે ઇંદ્રિયોને મન વડે વશ રાખી, કર્મેદ્રિયો વડે કર્મ યોગ આરંભે છે, તે અસક્ત-હોવાથી શ્રેષ્ટ છે. ૭

**नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ॥**
**शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥**

नियतम्=નિર્મેલા; कुरु=કર; कर्म=કર્મ; त्वम्=તુ; कर्म=કર્મ; ज्यायः=ઉત્તમ; हि=કેમકે; अकर्मणः=અકર્મથી; शरीरयात्रा (शरीरस्य यात्रा) =શરીરનો નિભાવ; अपि=પણ; च=અને; ते=તારા, न=નહિ, प्रसिद्ध्येत्=સિદ્ધ થશે; अकर्मणः=અકર્મથી.

તું નિર્મેલાં કર્મ કર. કેમકે અકર્મથી—કર્મ નહિ કરવા કરતાં-કર્મ-કરવું-ઉત્તમ છે. અને તારા શરીરનો નિર્વાહ પણ અકર્મથી સિદ્ધ થશે નહિ. ૮

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ॥**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥९॥**

यज्ञार्थात् (यज्ञस्य अर्थात्)=યજ્ઞના અર્થથી. कर्मण=કર્મ अन्यत्र=બીજા, लोक=લોક, अयम्=આ; कर्मबंधनः=( कर्म बंधनम् यस्य सः =કર્મ બંધન જેને છે તે; तदर्थम्=( तस्य अर्थम् ) તેને ( યજ્ઞને ) માટે; कर्म=કર્મ, कौन्तेय=હે કોન્તેય, मुक्तसंग (मुक्तः संगो येन सः)=સંગથી મુક્ત જે છે તે. समाचर=સારી રીતે કર.

યજ્ઞના અર્થથી-ઈશ્વર પરત્વેણ કરાતા કર્મોથી. બીજા કર્મોવડે આ લોક કર્મ બંધનમ પડે છે, માટે હે અર્જુન ? યજ્ઞને માટે સંગથી મુક્ત થઈ કર્મ કર. ૯

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ॥**
**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥**

सहयज्ञाः=( यज्ञेन सह )=યજ્ઞ સાથે; प्रजाः=પ્રજા; सृष्ट्वा=સરજીને; पुरा=પહેલાં; उवाच=બોલ્યા, प्रजापति=પ્રજાપતિ-બ્રહ્મા अनेन=આ વડે; प्रसविष्यध्वम्=વૃદ્ધિ પામો; एष=આ, वः=તમને अस्तु=થાઓ, इष्टकामधुक् ( इष्टान् कामान् दोग्धि )=ઈષ્ટ આપનાર કામધેનુ.

પહેલાં—સૃષ્ટિના આરંભકાળમાં યજ્ઞ સાથે પ્રજા સ
જીને પ્રજાપતિ–બ્રહ્મા–બોલ્યા, કે આ ( યજ્ઞ ) વડે વૃદ્ધિ
પામો, અને આ યજ્ઞ તમને ઈષ્ટ આપનાર કામધેનુ થાઓ. ૧૦

**देवान्भावयतानेन ते देवा भावयंतु वः ॥**
**परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥११॥**

देवान्=દેવોને, भावयत=સંતુષ્ટ કરો, अनेन=આવડે; ते=તે; देवा
દેવો, भावयतु=સંતુષ્ટ કરશે, व=તમને; परस्परम्=એકબીજાને, भावय
સંતોષતા; श्रेय=શ્રેય; परम्=પરમ; अवाप्स्यथ=પામશો.

આ (યજ્ઞ) વડે દેવોને સંતુષ્ટ કરો, અને તે દેવો
તમને સંતુષ્ટ કરશે, આમ એક બીજાને સંતોષતા તમે પર
શ્રેયને પામશો.—મોક્ષ પામશો. ૧૧

**इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ॥**
**तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः॥१२॥**

इष्टान्=મન વાંછિત; भोगान्=ભોગો; हि=જ; वः=તમને; देवा
દેવો; दास्यंते=આપશે; यज्ञभाविताः=[यज्ञेन भाविताः)=યજ્ઞવડે સંતુષ્ટ
થયેલા; तैः=તેઓએ, दत्तान्=આપેલા; अप्रदाय=અર્પણ કર્યા વગ
एभ्यः=એમને; यः=જે; भुक्ते=ભોગવે છે, स्तेनः=ચોર; एव=જ; सः=

યજ્ઞવડે સંતુષ્ટ થયેલા દેવો તમને મનવાંછિત ભોગ
આપશે; તેઓએ (દેવોએ) આપેલા (ભોગોને) એમને (
વોને) અર્પણ કર્યા વગર જે ભોગવે છે, તે ચોરજ છે. ૧

**यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ॥**
**भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥१३॥**

यज्ञशिष्टाशिन' (यज्ञस्य शिष्ट अश्नंति ते)=યજ્ઞના શેષ રહેલા અન્નને ખાનાર તે; संत=સત્પુરૂષો; मुच्यते=મુક્ત થાય છે. सर्वकिल्बिषै=બધા પાપોથી; भुजंत=ખાય છે; ते=તે. तु=પણ. अघम्=પાપને, पापा =પાપીઓ ये=જે, पचंति=રાંધે છે, आत्मकारणात् ( आत्मानः कारणात् )=પોતાને માટે.

યજ્ઞના શેષ ( બાકી ) રહેલા અન્નને ખાનાર સત્પુરૂષો બધા પાપોથી મુક્ત થાય છે, પણ જે પાપીઓ પોતાને માટે રાંધે છે, તે પાપને જ ખાય છે. ૧૩

**अन्नाद्भवंति भूतानि पर्जन्यादन्नसंभवः ॥**
**यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥**

अन्नात्=અન્નથી; भवति=ઉત્પન્ન થાય છે; भूतानि=પ્રાણીઓ; पर्जन्यात्=વરસાદથી; अन्नसंभव (अन्नस्य सभवः)= અન્નનું ઉત્પન્ન થવું. यज्ञात्=યજ્ઞથી, भवति=થાય છે; पर्जन्यः=વરસાદ, यज्ञ =યજ્ઞ. कर्मसमुद्भव. ( कर्मणः समुद्भवः यस्य तत् )=કર્મથી ઉત્પન્ન થય છે જે તે,

પ્રાણીઓ અન્નથી ઉત્પન્ન થાય છે. અન્ન વરસાદથી ઉત્પન્ન થાય છે. વરસાદ યજ્ઞથી થાય છે અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે. ૧૪

**कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ॥**
**तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥**

कर्म=કર્મ, ब्रह्मोद्भवम् ( ब्रह्मणः उद्भवः यस्य तत् )=વેદથી ઉત્પત્તિ થયલી છે જેની તે. विद्धि=તું જાણ; ब्रह्म=વેદ; अक्षरसमुद्भवम् ( अक्षरात् समुद्भव यस्य तत ) અક્ષર બ્રહ્મથી ઉત્પત્તિ થાય છે જેની તે; तस्मात्=તે માટે. सर्वगतम्=સર્વવ્યાપક; ब्रह्म=બ્રહ્મ नित्यम्=નિરંતર; यज्ञे=યજ્ઞમાં; प्रतिष्ठितम्=વસે છે.

કર્મ વેદથી ઉત્પન્ન થયલાં છે અને વેદ અક્ષર બ્રહ્મથી ઉત્પન્ન થયલા છે એમ તું જાણ. તે માટે જ સર્વવ્યાપક બ્રહ્મ નિરંતર યજ્ઞમાં વસે છે. ૧૫

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ॥**
**अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥१६॥**

एवम्=આ પ્રમાણે; प्रवर्तितम्=ચાલતાં; चक्रम्=ચક્રને; न=નથી; अनुवर्तयति=અનુસરે છે; इह=અહિં; यः=જે; अघायुः [अघम् आयुः यस्य सः]=પાપરૂપજીવન છે જેનું તે; इंद्रियारामः [ इंद्रियेषु आरामः यस्य सः] =ઇંદ્રિયોમાં આરામ છે જેને તે; मोघम्=વ્યર્થ; पार्थ=હે અર્જુન; सः= તે; जीवति=જીવે છે.

આ પ્રમાણે અહિં ચાલતા ચક્રને જે અનુસરતો નથી, તે હે અર્જુન? ઇંદ્રિયોમાં સુખ માનનાર પાપરૂપ જીવનવાળો વ્યર્થ જીવે છે. ૧૬

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ॥**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥**

यः=જે; तु=પણ; आत्मरतिः [आत्मनि रतिः यस्य सः]=આત્મામાં

પ્રીતિ છે જેની તે. एव=જ; स्यात्=છે; आत्मतृप्त [आत्मना तृप्तः] આત્મામાં તૃપ્ત; च=અને. मानव=મનુષ્ય, आत्मनि=આત્મામાં; एव=જ; सतुष्ट = સંતુષ્ટ; तस्य=તેને; कार्यम्=કર્તવ્ય; न=નહિ; विद्यते=જણાય છે–હોય છે.

પણ જે મનુષ્ય આત્મામાં જ પ્રીતિવાળો, આત્મામાંજ તૃપ્તિવાળો અને આત્મામાંજ સંતુષ્ટ છે, તેને કર્તવ્ય હોતું નથી. ૧૭

**नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ॥**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थ व्यपाश्रयः ॥ १८ ॥**

न=નથી; एव=જ; तस्य=તેને; कृतेन=કરેલા કર્મ વડે; अर्थ=પ્રયોજન; न=નથી, अकृतेन=ન કરવા વડે; इह=અહિં–આ લોકમાં; कश्चन= કાંઇ; न=નથી; च=અને; अस्य=એને; सर्वभुतेषु [ सर्वेषु भूतेषु ] સર્વ ભૂતોમાં; कश्चित्=કોઇ, अर्थः=પ્રયોજનનો; व्यपाश्रय=સંબંધ.

આ લોકમાં તેને–આત્મનિષ્ટને–કરેલા કર્મવડે, કે ન કરવા વડે, કાંઈ પ્રયોજન નથી, કેમકે એને સર્વ ભૂતોમાં કોઇ પ્રયોજનનો સંબંધ નથી. ૧૮

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ॥**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९॥**

तस्मात्=તેટલા માટે; असक्तः=સંગ રહિત રહી; सततम्=નિત્ય; कार्यम्=આવશ્યક; कर्म=કર્મ; समाचर=સારી રીતે કર; असक्तः=સંગ-રહિત; हि=કારણકે; आचरन्=કરતો છતો; कर्म=કર્મ; परम=પરમ પદને; आप्नोति=પામે છે; पूरुषः=પુરૂષ.

તેટલા માટે, નિત્ય સંગરહિત રહી, આવશ્યક કર્મ સારી રીતે કર, કારણકે સંગ રહિત પુરૂષ કર્મ કરતો છતો, પરમ પદને—મોક્ષને—પામે છે. ૧૯

**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ॥**
**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २०॥**

कर्मणा=કર્મ વડે; एव=જ; हि=કેમકે; संसिद्धिम्=ઉત્તમ સિદ્ધિ-મોક્ષ; आस्थिताः=પામ્યા છે, जनकादयः ( जनकः आदिः येषाम् ते )= જનક આદિ; लोकसंग्रहम् (लोकस्य संग्रहम्) લોકના સંગ્રહને; एव= જ; अपि=પણ; संपश्यन्=જોતો છતો; कर्तुम्=કર્મ કરવાને; अर्हसि=તું યોગ્ય છે.

કેમકે જનકઆદિ પણ કર્મ વડે જ મોક્ષ પામ્યા છે. લોકના સંગ્રહને જોતો છતો તું કર્મ કરવાને જ યોગ્ય છે.૨૦

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ॥**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥२१॥**

यत्=જે; यत्=જે; आचरति=આચરે છે—કર્મ કરે છે; श्रेष्ठः= શ્રેષ્ઠ મનુષ્ય; तत्=તે; तत्=તે; एव=જ; इतरः=બીજો; जनः=મનુષ્ય; सः=તે-શ્રેષ્ઠ મનુષ્ય; यत्=જેને; प्रमाणम्=પ્રમાણ-માન્ય; कुरुते=કરે છે; लोकः=લોક; तत्=તેને, अनुवर्तते=અનુસરે છે.

શ્રેષ્ઠ મનુષ્ય જે જે કર્મ કરે છે, તે તે કર્મજ બીજો મનુષ્ય (કરે છે.) તે શ્રેષ્ઠ મનુષ્ય જેને પ્રમાણ-માન્ય-કરે છે, તેને લોક અનુસરે છે. ૨૧

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ॥**
**नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥**

न=નહિ, मे=મારે; पार्थ=હે પાર્થ-અર્જુન; अस्ति=છે; कर्तव्यम् =કર્તવ્ય, त्रिषु=ત્રણે; लोकेषु=લોકમાં; किंचन=કાંઈ; न=નથી अनवाप्तम् =ન મેળવેલુ; अवाप्तव्यम्=મેળવવાનું, वर्ते=હું વર્તુ છું; एव=જ, च= છતાં; कर्मणि=કર્મમાં.

હે અર્જુન મારે ત્રણે લોકમાં કાંઈ કર્તવ્ય છે નહિ, ન મેળવેલું મેળવવાનું નથી; છતાં હું કર્મમાં જ વર્તુ છું— કર્મ કરૂં છુ. ૨૨

**यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ॥**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥२३॥**

यदि=જો; हि=ખરેખર; अहम्=હું; नवर्तेयम्=પ્રવૃત ન થાઉં, जातु =કદાચ कर्मणि=કર્મમાં; अतंद्रितः=આળસ વગરનો થઈ; मम=મારા; वर्त्म=માર્ગને, अनुवर्तन्ते=અનુસરે, मनुष्याः=મનુષ્યો, पार्थ=હે પાર્થ-અર્જુન; सर्वशः=સર્વ પ્રકારે.

જો હું આળસ વગરનો થઈ કદાચ કર્મમાં પ્રવૃત ન થાઉં, તો ખરેખર હે અર્જુન ! મનુષ્યો સર્વ પ્રકારે મારા માર્ગને અનુસરે. ૨૩

**उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ॥**
**संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः॥२४॥**

ઉત્સીદેયુ નાશ પામે; इमे=આ; लोकाः=લોકો; न=ન; कुर्याम्=કરું; कर्म=કર્મ; चेत्=જો, अहम्=હું. सकरस्य=વર્ણસંકરનો; च=અને; कर्ता=કર્તા, स्याम्=થાઉં, उपहन्याम्=નાશ કરનાર; इमाः=આ; प्रजाः=પ્રજાઓનો.

જો હું કર્મ ન કરૂં તો આ લોક નાશ પામે, અને હું વર્ણસંકરનો કર્તા તથા આ પ્રજાઓનો નાશ કરનાર થાઉં. ૨૪

**सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ॥**
**कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५॥**

सक्ताः=આસક્ત થયલા; कर्मणि=કર્મમાં; अविद्वांसः=અવિદ્વાન–અજ્ઞાની માણસો; यथा=જેવી રીતે; कुर्वंति=કરે છે; भारत=હે ભારત–અર્જુન; कुर्यात्=કરે; विद्वान=વિદ્વાન–જ્ઞાની, तथा=તેવી રીતે; असक्तः=આસક્તિ રહિત થઇને; चिकीर्षुः=ઇચ્છાથી; लोकसग्रहम् ( लोकस्य सग्रहम् )=લોક સંગ્રહની.

હે અર્જુન ? જેવી રીતે કર્મમાં આસક્ત થયલા અજ્ઞાની માણસો કર્મ કરે છે, તેવી રીતે લોક સંગ્રહની ઇચ્છાથી વિદ્વાન પણ આસક્તિ રહિત થઇને કર્મ કરે. ૨૫

**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ॥**
**जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥**

न=નહિ; बुद्धिभेदम् ( बुद्धेः भेदम् )=બુદ્ધિમાં ભેદ; जनयेत्=પેદા કરે; अज्ञानाम्=અજ્ઞાનીઓની, कर्मसंगिनाम् ( कर्मणि सगा येषाम् तेषाम् ) =કર્મમાં આસક્તિવાળા, जोषयेत=જોડે; सर्वकर्माणि ( सर्वाणि कर्माणि )

=સર્વ કર્મોમાં, विद्वान्=જ્ઞાની; युक्तः=અસક્ત થઈ; समाचरन्=સારી રીતે આચરતો.

જ્ઞાની, કર્મમાં આસક્તિવાળા અજ્ઞાનીઓની બુદ્ધિમાં ભેદ પેદા કરે નહિ, પણ અસક્ત થઈ સારી રીતે કર્મ આચરતો (અજ્ઞાનીઓને) સર્વ કર્મોમાં જોડે. ૨૬

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ॥**
**अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥२७॥**

प्रकृतेः=પ્રકૃતિના; क्रियमाणानि=કરાય છે, गुणैः=ગુણો વડે, कर्माणि કર્મો; सर्वशः=સર્વ પ્રકારનાં; अहंकार विमूढात्मा ( अहंकारेण विमूढः आत्मा यस्य सः )=અહંકાર વડે મુઢ થયેલા ચિત્તવાળો પુરૂષ, कर्ता= કર્તા, अहम्=હું, इति=એમ; मन्यते=માને છે.

પ્રકૃતિના ગુણો વડે સર્વ પ્રકારનાં કર્મો કરાય છે, છતાં અહંકાર વડે મૂઢ થયેલા ચિત્તવાળો પુરૂષ હું કર્તા છું, એમ માને છે. ૨૭

**तत्त्ववित्तु महाबाहो गुणकर्म विभागयोः ॥**
**गुणा गुणेषु वर्तन्ते इति मत्वा न सज्जते ॥२८॥**

तत्त्ववित्=તત્ત્વ જાણનાર-જ્ઞાની, तु=તો, महाबाहो=હે મહાબાહો —અર્જુન; गुणकर्म विभागयोः ( गुणानाम् च कर्मणाम् च विभागयोः ) =ગુણ અને કર્મના વિભાગનું, गुणाः=ગુણો-ઇંદ્રિયો गुणेषु=ગુણોમાં-વિષયોમાં, वर्तन्ते=વર્તે છે; इति=એમ; मत्वा=માનીને, नसज्जते=આસક્ત થતો નથી,

હે અર્જુન ? ગુણ અને કર્મના વિભાગનું તત્ત્વ જાણુ-નાર—જ્ઞાનિ—તો ઇંદ્રિયો વિષયોમાં વર્તે છે, એમ માની આસક્ત થતો નથી. ૨૮

**प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ॥**
**तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥२९॥**

प्रकृतेः=પ્રકૃતિના: गुणसमूढाः [ गुणैः संमूढाः ]=ગુણો વડે મુઢ થયલા; संज्जते=આસક્ત થાય છે; गुणकर्मसु [गुणानाम् कर्मसु] ગુણોના કર્મમાં. तान्=ને; अकृत्स्नविदः=અજ્ઞાની; मन्दान्=મંદ બુદ્ધિવાળા પુરૂષોને; कृत्स्नवित्=જ્ઞાની; न विचालयेत्=ચલાયમાન ન કરે.

પ્રકૃતિના ગુણોવડે મૂઢ થયલા પુરૂષો, ગુણોના કર્મમાં આસક્ત થાય છે, તે અજ્ઞાની મંદ બુદ્ધિવાળા પુરૂષોને જ્ઞાની ચળાયમાન ન કરે—કરવા નહિ. ૨૯

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ॥**
**निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥ ३०॥**

मयि=મારામાં; सर्वाणि=સર્વ; कर्माणि=કર્મોને; सन्यस्य=અર્પણ કરી; अध्यात्म चेतसा=( अध्यात्मनि चेतसा )=અધ્યાત્મ ચિત્ત વડે; निराशीः=આશા વગરનો; निर्ममः=મમતા વગરનો; भूत्वा=થઇને; युद्धयस्व=તું યુદ્ધ કર; विगतज्वरः=( विगतः ज्वरो यस्य सः )=સંતાપ વગરનો થઇ

અધ્યાત્મ ચિત્તવડે સર્વ કર્મોને મારામાં અર્પણ કરી આશા વગરનો, મમતા વગરનો, અને સંતાપ વગરનો થઇ તું યુદ્ધ કર. ૩૦

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ॥
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः॥३१॥

ये=જે; मे=મારા; मतम्=મતને; इदम्=આ; नित्यम्=હમેશાં; अनुतिष्ठति=આચરે છે; मानवाः=માણસો; श्रद्धावंतः=શ્રધ્ધાવાળા; अनसूयंतः=અસૂયા વગરના થઈ; मुच्यते=મુકાય છે–છૂટે છે; ते=તેઓ; अपि=પણ. कर्मभिः=કર્મોથી.

જે માણસો મારા આ મતને, શ્રદ્ધાવાળા અને અસૂયા વગરના થઈ નિત્ય આચરે છે. તેઓ પણ કર્મોથી છૂટે છે. ૩૧

ये त्वेतदभ्यसुयंतो नानुतिष्ठंति मे मतम् ॥
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२॥

ये=જે; तु=પણ; एतत्=આ; अभ्यसूयत.=અસૂયા કરનારા; न अनुतिष्ठंति=અંગીકાર કરતા નથી; मे=મારા; मतम्=મતને; सर्वज्ञानविमूढान् [ सर्वस्मिन् ज्ञाने विमूढान् ]=સર્વ જ્ઞાનમાં વિમુઢ; तान्=તેમને विद्धि=જાણ; नष्टान्=નાશ પામેલા; अचेतसः=દુષ્ટ ચિત્તવાળા.

પણ જે અસૂયા કરનાર પુરૂષો, મારા આ મતને અંગિકાર કરતા નથી, તેમને સર્વ જ્ઞાનમાં વિમૂઢ, દુષ્ટ ચિત્તવાળા, અને નાશ પામેલા જાણ. ૩૨

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ॥
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति॥३३॥

सदृशम्=અનુસાર; चेष्टते=ચેષ્ટા કરે છે स्वस्याः=પોતાની; प्रकृतेः=

પ્રકૃતિ; ज्ञानवान्=જ્ઞાનવાન્; अपि=પણ; प्रकृतिम्=પ્રકૃતિને; याति=અનુસરે છે; भूतानि=સર્વ; પ્રાણીઓ; निग्रह=નિગ્રહ; किम्=શું; करिष्यति કરી શકશે.

જ્ઞાનવાન્ પણ પોતાની પ્રકૃતિ અનુસાર ચેષ્ટા કરે છે. સર્વ પ્રાણીઓ પ્રકૃતિને અનુસરે છે. (ત્યાં) નિગ્રહ શું કરી શકશે ? ૩૩

**इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ॥**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥३४॥**

इंद्रियस्य=ઇંદ્રિયોના; इंद्रियस्य=ઇંદ્રિયોના; अर्थे=વિષયોમાં; रागद्वेषौ (रागः च द्वेषः च) રાગ અને દ્વેષ, व्यवस्थितौ=રહેલા છે; तयोः=તેને; न=નહિ; वशम्=વશ, आगच्छेत्=થવું; तौ= તે-રાગદ્વેષ; हि=કેમકે; अस्य=આના-પ્રાણીના; परिपंथिनौ=વાટપાડુ-શત્રુ-છે.

ઇંદ્રિયો ઇંદ્રિયોના-દરેક ઇંદ્રિયોના-વિષયોમાં રાગ અને દ્વેષ રહેલા છે, તેને વશ થવું નહિ, કેમકે તે રાગ અને દ્વેષ આ પ્રાણીના વાટપાડુ-શત્રુ-છે. ૩૪

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मान्स्वनुष्ठितात् ॥**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥**

श्रेयान्=શ્રેષ્ઠ; स्वधर्मः=પોતાનો ધર્મ; विगुणः=ઓછા ગુણવાળો; परधर्मात् ( परस्य धर्मात् )=પરધર્મથી; स्वनुष्ठितात्=સારી રીતે આચરેલા; स्वधर्मे=પોતાના ધર્મમાં. निधनम्=મરણ; श्रेयः=સારૂં; परधर्मः=પારકો ધર્મ; भयावहः=ભયકારક.

સારી રીતે આચરેલા પરધર્મથી ઓછા ગુણવાળો પોતાનો ધર્મ શ્રેષ્ટ છે. પોતાના ધર્મમાં મરણ સારૂં છે, પરંતુ પારકો ધર્મ ભયકારક છે. ૩૫

**अर्जुन उवाच ॥** અર્જુન બોલ્યા—

**अथ केन प्रयुक्तोयं पापं चरति पूरुषः ॥**
**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः॥३६॥**

अथ=તો પછી; केन=કોના વડે; प्रयुक्तः=પ્રેરાયલો; अयम्=આ; पापम्=પાપ; चरति=આચરે છે-કરે છે; पूरुषः=પૂરૂષ; अनिच्छन्=ન ઇચ્છતો છતો, अपि=પણ, वार्ष्णेय=હે વાર્ષ્ણેય-શ્રીકૃષ્ણ; बलात्=બળથી; इव=પેઠે; नियोजितः=જોડાયલા.

અર્જુન બોલ્યા—હે શ્રીકૃષ્ણ ? તો પછી કોના વડે પ્રેરાયલો, બળથી જોડાયલા પેઠે આ પુરૂષ ન ઇચ્છતો છતો પણ પાપ કરે છે ? ૩૬

**श्रीकृष्ण उवाच ॥** શ્રી કૃષ્ણ બોલ્યા—

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ॥**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम्॥३७॥**

कामः=કામ; एषः=આ; क्रोधः=ક્રોધ; एषः=આ; रजोगुण समुद्भवः (रजसः गुणात् समुद्भवः यस्य सः)=રજોગુણથી ઉત્પન્ન થયલો; महाशनः (महत् अशनम् यस्य सः) ઘણું ખાનાર; महापाप्मा=મહાપાપી; विद्धि=જાણ; एनम्=એને; इह=અહીં-સંસારમાં; वैरिणम्=વેરી.

શ્રીકૃષ્ણ બોલ્યા—આ કામ છે, આ કામજ ક્રોધરૂપ

છે, તે રજોગુણથી ઉત્પન્ન થયલો, ઘણું ખાનાર, મહા પાપી છે. એને અહીં-સંસારમાં-વેરી જાણ. ૩૭

**धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ॥**
**यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥**

धूमेन=ધુમાડા વડે; आव्रियते=ઢંકાય છે; वह्निः=અગ્નિ; यथा=જેવી રીતે. आदर्शः=દર્પણ; मलेन=મેલ વડે; च=અને; यथा=જેવી રીતે; उल्बेन=ઓર વડે; आवृतः=ઢંકાય છે; गर्भः=ગર્ભ; तथा=તેવી રીતે; तेन=તે વડે-કામ વડે, इदम्=આ જગત; आवृतम्=ઢંકાયલું છે.

જેવી રીતે ધુમાડાવડે અગ્નિ ઢંકાય છે, મેલવડે દર્પણ ઢંકાય છે, અને જેવી રીતે ઓર વડે ગર્ભ ઢંકાય છે, તેવી રીતે તે વડે-કામવડે-આ જગત ઢંકાયલું છે. ૩૮

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ॥**
**कामरुपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥३९॥**

आवृतम्=ઢાંક્યું છે; ज्ञानम्=જ્ઞાનને; एतेन=આ; ज्ञानिनः=જ્ઞાનીના; नित्यवैरिणा=હમેશના વેરીએ; कामरुपेण ( कामः रुपम् यस्य सः ) કામ રૂપ; कौंतेय=હે કૌંતેય-અર્જુન; दुष्पूरेण=ન પુરાય એવા; अनलेन=અગ્નિ વડે; च=અને.

હે અર્જુન ? જ્ઞાનીના હમેશના વેરી અને અગ્નિ વડે ન પુરાય એવા આ કામ રૂપે, જ્ઞાનને ઢાંક્યું છે. ૩૯

**इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ॥**
**एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥**

इंद्रियाणि=ઇંદ્રિયો; मनः=મન; बुद्धिः=બુદ્ધિ; अस्य=એનું-કામનું; अधिष्ठानम्=અધિષ્ઠાન-રહેઠાણ; उच्यते=કહેવાય છે; एतैः=એ વડે-અધિષ્ઠાન વડે, विमोहयति=મોહ પમાડે છે; एषः=આ-કામ ક્રોધ; ज्ञानम=જ્ઞાનને; आवृत्य=ઢાંકીને; देहिनम्=દેહી-જીવાત્માને.

ઇંદ્રિયો, મન અને બુદ્ધિ, એનું-કામનું-અધિષ્ઠાન-રહેઠાણ-કહેવાય છે. એ વડે-અધિષ્ઠાન વડે-આ-કામ ક્રોધ જ્ઞાનને ઢાંકીને, જીવાત્માને મોહ પમાડે છે. ૪૦

**तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ॥**
**पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥**

तस्मात्=તેટલા માટે; त्वम्=તું; इंद्रियाणि=ઇંદ્રિયો आदौ=પ્રથમ; नियम्य=વશ કરીને; भरतर्षभ (भरतानाम् ऋषभ)=હે ભરતર્ષભ-અર્જુન; पाप्मानम्=પાપરૂપ; प्रजहि=મારી નાંખ; हि=નિશ્ચય; एनम्=આ કામ ક્રોધને; ज्ञानविज्ञाननाशनम् ( ज्ञानस्य च विज्ञानस्य च नाशनम् )=જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર.

તેટલા માટે, પ્રથમ તું ઇંદ્રિયોને વશ કરીને હે અર્જુન ? જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર, આ પાપરૂપ કામ ક્રોધને નિશ્ચય મારી નાંખ. ૪૧

**इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ॥**
**मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥**

इंद्रियाणि=ઇંદ્રિયોને; पराणि=શ્રેષ્ઠ; आहुः=કહે છે; इंद्रियेभ्य=ઇંદ્રિયોથી; परम्=શ્રેષ્ઠ; मनः=મન; मनसः=મનથી; तु=પણ; परा=શ્રેષ્ઠ; बुद्धिः=બુદ્ધિ; यः=જે; बुद्धेः=બુદ્ધિથી; परतः=શ્રેષ્ઠ; तु=પણ; सः=તે-આત્મા.

ઇંદ્રિયોને (સ્થુલ શરીરથી) શ્રેષ્ઠ કહે છે, ઇંદ્રિયોથી મન શ્રેષ્ઠ છે, અને મનથી બુદ્ધિ શ્રેષ્ઠ છે, જે બુદ્ધિથી પણ શ્રેષ્ઠ છે, તે આત્મા છે. ૪૨

**एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ॥**
**जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥**

एवम्=એ પ્રકારે; बुद्धेः=બુદ્ધિથી; परम=શ્રેષ્ઠ; बुद्ध्वा=જાણીને. संस्तभ्य=સ્થિર કરીને; आत्मानम्=મનને. आत्मना= બુધ્ધિ વડે; जहि =તું હણ; शत्रुम=શત્રુને महाबाहो ( महान्तौ बाहु यस्य )=હે મહાબાહો-અર્જુન; कामरूपम ( कामः रूपम् यस्य सः )=કામરૂપ; दुरासदम =દુર્જય.

હે અર્જુન ? એ પ્રમાણે બુદ્ધિથી શ્રેષ્ઠ આત્માને જાણીને, બુદ્ધિવડે મનને સ્થિર કરીને, કામરૂપ દુર્જય શત્રુને તું હણ. ૪૩

અધ્યાય ત્રીજો સંપૂર્ણ.

---

## चतुर्थोऽध्यायः ॥ અધ્યાય ચોથો.

## ज्ञानविभागयोगः ॥ જ્ઞાનના વિભાગનો યોગ.

**श्रीकृष्ण उवाच** ॥ શ્રીકૃષ્ણ બોલ્યા—

**इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ॥**
**विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१॥**

इमम्=આ; विवस्वते=સૂર્યને; योगम्=યોગ; प्रोक्तवान्=કહ્યો; अहम् =મેં; अव्ययम्=અવ્યય; विवस्वान्=સૂર્યે; मनवे=મનુને; प्राह=કહ્યો; मनुः =મનુએ; इक्ष्वाकवे=ઇક્ષ્વાકુને; अब्रवीत्=કહ્યો.

શ્રીકૃષ્ણ બોલ્યા—આ અવ્યય યોગ મેં સૂર્યને કહ્યો, સૂર્યે મનુને કહ્યો, અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો. ૧

**एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ॥**
**स कालेनेह महता योगो नष्टः परंतप ॥२॥**

एवम्=એ પ્રમાણે; परंपराप्राप्तम्=( परम् परया प्राप्तम ) પરંપરાએ મળેલો, इमम्=આ, राजर्षयः=રાજર્ષિઓ; विदुः=જાણતા હતા; सः=તે; कालेन्=કાળે; इह=અહિ—આ લોકમાં; महता=લાંબા; योगः=યોગ; नष्टः=નાશ પામ્યો; परतप=હે પરંતપ—અર્જુન.

એ પ્રમાણે પરંપરાએ મળેલો આ યોગ, રાજર્ષિઓ જાણતા હતા. હે અર્જુન ? તે યોગ લાંબા કાળે આ લોકમાંથી નાશ પામ્યો. ૨

**स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ॥**
**भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥**

सः=તે; एव=જ; अयम=આ; मया=મેં; ते=તને; अद्य=આજ योग=યોગ; प्रोक्तः=કહ્યો. पुरातनः=અનાદિ; भक्तः=ભક્ત; असि=તું છે मे=મારો; सखा=મિત્ર; च=અને; इति=એ માટે, रहस्यम्=રહસ્ય; हि= કારણ કે: एतत्=આ; उत्तमम्=ઉત્તમ.

તેજ આ અનાદિ યોગ મેં તને કહ્યો, તું મારો ભક્ત

અને મિત્ર છે, એ માટે (કહ્યો.) કારણકે આ ઉત્તમ રહસ્ય છે. ૩

**अर्जुन उवाचः ॥**　　　　અર્જુન બોલ્યા—

**अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ॥**
**कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥**

अपरम्=હમણાં; भवतः=આપનો; जन्म=જન્મ; परम्=પહેલાં जन्म=જન્મ; विवस्वतः=સૂર્યનો, कथम्=કેવી રીતે. एतद्=આ–યોગ विजानीयाम्=હું જાણી શકું; त्वम्=તમે; आदौ=પહેલાં, प्रोक्तवान्=કહ્યો હતો· इति=એમ.

અર્જુન બોલ્યા—આપનો જન્મ હમણાં છે, અને સૂર્યનો જન્મ તો પહેલાં છે, તો આ–યોગ–તમે પહેલાં કહ્યો હતો, એમ કેવી રીતે હું જાણી શકું. ૪

**श्रीकृष्ण उवाच ॥**　　　　શ્રીકૃષ્ણ બોલ્યા—

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन॥**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥५॥**

बहूनि=ઘણા; मे=મારા; व्यतीतानि=થઇ ગયા છે; जन्मानि=જન્મો. तव=તારા; च=અને, अर्जुन=હે- અર્જુન; तानि=તે, अहम्=હું; वेद=જાણું છું. सर्वाणि=બધાને; न=નથી; त्वम्=તું, वेत्थ=જાણે છે; परंतप्=હે પરંતપ–અર્જુન.

શ્રીકૃષ્ણ બોલ્યા—હે અર્જુન ? મારા અને તારા ઘણા જન્મો થઇ ગયા છે, તે બધાને હું જાણું છું પણ હે અર્જુન ? તું જાણતો નથી. ૫

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ॥**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥६॥**

अजः=અજન્મા; अपि=પણ; सन्=છતાં; अव्ययात्मा ( अव्यय आत्मा यस्य सः )=મરણ વગરનો, भूतानाम्=પ્રાણીઓનો; ईश्वर =ઈશ્વર, अपि=પણ, सन्=છતા प्रकृतिम्=પ્રકૃતિને, स्वाम्=મારી, अधिष्ठाय=અવલંબી, संभवामि=હું જન્મુ છુ. आत्ममायया ( आत्मनः मायया )=મારી માયા વડે.

અજન્મા છતાં, મરણ વગરનો છતાં, અને સર્વ પ્રાણીઓનો ઈશ્વર છતાં પણ મારી પ્રકૃતિને અવલંબી, હુ મારી માયા વડે જન્મું છું. ६

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥**
**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥७॥**

यदा=જ્યારે, यदा=જ્યારે; हि=જ; धर्मस्य=ધર્મનો; ग्लानिः=નાશ भवति=થાય છે; भारत=હે ભારત-અર્જુન; अभ्युत्थानम=વૃદ્ધિ-ઉદય. अधर्मस्य=અધર્મનો, तदा=ત્યારે, आत्मानम=પોતાને; सृजामि=સરજુ છુ. अहम=હું.

જ્યારે જ્યારે ધર્મનો નાશ અને અધર્મનો ઉદય થાય છે, ત્યારે ત્યારે હે અર્જુન ? હું મને પોતાને સરજુ છું—હું ઉત્પન્ન થાઉં છું. ૭

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ॥**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥**

परित्राणाय=રક્ષણ કરવા માટે; साधुनाम्=સત્પુરૂષોનું; विनाशाय==નાશ કરવા માટે; च=અને; दुष्कृताम=દુષ્ટોનો; धर्मसंस्थापनार्थाय ( धर्मस्य सन्स्थापनस्य अर्थाय )=ધર્મનું સ્થાપન કરવા માટે; सम्भवामि=હું જન્મ લેઉં છું; युग=યુગે; युगं=યુગમાં

સત્પુરૂષોનું રક્ષણ કરવા માટે, અને દુષ્ટોનો નાશ કરવા માટે, તથા ધર્મનું સ્થાપન કરવા માટે હું યુગે યુગમાં જન્મ લેઉં છું ૮

**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ॥**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन॥९॥**

जन्म=જન્મ· कर्म=કર્મ. च=અને: मे=મારાં. दिव्यम=દિવ્ય: एवम्=એ પ્રમાણે: य=જે; वेत्ति=જાણે છે; तत्त्वतः=યથાર્થ રીતે; त्यक्त्वा=તજીને; देहम=શરીર; पुन.=ફરી; जन्म=જન્મ; नएति=પામતો નથી; माम्=મને; एति=પામે છે; स.=તે; अर्जुन=હે અર્જુન.

મારાં જન્મ અને કર્મ, જે દિવ્ય છે, એ પ્રમાણે યથાર્થ રીતે જાણે છે, તે હે અર્જુન ? શરીર તજીને ફરી જન્મ પામતો નથી, પણ મને પામે છે. ૯

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ॥**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥१०॥**

वितरागभयक्रोधाः ( वीतः रागः च भयम् च क्रोधः च येषाम् ते )=રાગ, ભય અને ક્રોધથી મુક્ત થયલા; मन्मया=મારા મય. माम्=મને; उपाश्रिता.=સેવતા; बहव=ઘણા-પુરૂષો; ज्ञानतपसा ( ज्ञानस्य तपसा )=

જ્ઞાનરૂપ તપ વડે; पूता=પવિત્ર થયલા; मद्भावम् ( मम भावम् ) મારા ભાવને; आगताः=પામ્યા છે.

રાગ, ભય અને ક્રોધથી મુક્ત થયલા, મારામય, મને સેવતા, જ્ઞાનરૂપ તપ વડે પવિત્ર થયલા પુરૂષો મારા ભાવને પામ્યા છે. ૧૦

**ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ॥**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥११॥**

ये=જેઓ; यथा=જેવી રીતે; माम्=મને; प्रपद्यंते=ભજે છે तान्=તેઓને; तथा=તેવી રીતે; एव=જ; भजामि=ભજું છુ-ઇચ્છીત ફળ આપું છુ; अहम्=હું; मम=મારા; वर्त्म=માર્ગને; अनुवर्तते=અનુસરે છે; मनुष्याः=મનુષ્યો; पार्थ=હે પાર્થ-અર્જુન; सर्वशः=સર્વ રીતે.

જેઓ જેવી રીતે મને ભજે છે, તેઓને તેવી રીતેજ હું ભજું છું.—ઇચ્છિત ફળ આપું છું.—હે અર્જુન ? મનુષ્યો સર્વ રીતે મારા માર્ગને અનુસરે છે. ૧૧

**कांक्षतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ॥**
**क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा॥१२॥**

कांक्षतः=ઇચ્છનારા—પુરૂષો; कर्मणाम=કર્મોના; सिद्धिम=ફળને; यजंते=પૂજે છે; इह=આ લોકમાં; देवताः=દેવોને; क्षिप्रम्=તરત; हि=કેમ કે; मानुषे=મનુષ્ય, लोके=લોકમાં; सिद्धिः=ફળ; भवति=થાય છે; कर्मजा-કર્મનું.

આ લોકમાં કર્મના ફળને ઇચ્છનારા પુરૂષો દેવતા-ઓને પૂજે છે, કેમકે મનુષ્ય લોકમાં કર્મનું ફળ તરત થાય છે. ૧૨

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ॥**
**तस्य कर्तारमपि मां विद्धयकर्तारमव्ययम् ॥१३॥**

चातुर्वर्ण्यम=ચાર વર્ણો, मया=મારા વડે; सृष्टम=સરજાઇ છે; गुण कर्मविभागशः (गुणानाम च कर्मणाम च विभागशः)=ગુણો અને કર્મોના વિભાગે કરીને, तस्य=તેનો, कर्तारम्=કર્તા; अपि=છતાં પણ, माम=મને; विद्धि=જાણ; अकर्तारम=અકર્તા अव्ययम=વિકાર રહિત

ગુણો અને કર્મોના વિભાગે કરીને ચાર વર્ણો મારા વડે સરજાઇ છે.—મેં સરજી છે.—હું તેનો કર્તા છું છતાં પણ મને અકર્તા અને વિકાર રહિત જાણ. ૧૩

**न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ॥**
**इति मां योऽभिजानाति कर्मभिर्न सबद्धयते ॥१४॥**

न=નથી; माम्=મને; कर्माणि=કર્મો; लिंपंति=લેપે છે; न=નથી; मे=મારી; कर्मफले ( कर्मणः फले )=કર્મના ફળમાં; स्पृहा=ઇચ્છા; इति=એ પ્રમાણે; माम्=મને य=જે; अभिजानाति=જાણે છે, कर्मभिः=કર્મો વડે, न=નથી; स=તે; बध्यते=બંધાય છે.

મને કર્મો લેપતાં નથી, મારી કર્મના ફળમાં ઇચ્છા નથી, એ પ્રમાણે મને જે જાણે છે, તે કર્મો વડે બંધાતો નથી. ૧૪

**एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ॥**
**कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥**

एवम्=એ પ્રમાણે; ज्ञात्वा=જાણીને; कृतम्=કરેલું છે, कर्म=કર્મ; पूर्वैः=પહેલાંના; अपि=પણ; मुमुक्षुभिः=મુમુક્ષુઓએ; कुरु=કર; कर्म=કર્મ; एव=જ; तस्मात्=તેટલા માટે; त्वम्=તું, पूर्वैः=પહેલાનાઓએ, पुर्वतरम्=તેથી પણ પહેલાં; कृतम्=કરેલું છે.

એ પ્રમાણે જાણીને પહેલાંના મુમુક્ષુઓએ પણ કર્મ કરેલું છે. વળી પહેલાનાઓએ તેથી પણ પહેલાં ( કર્મ ) કરેલું છે, માટે તું કર્મ જ કર. ૧૫

**किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ॥**
**तत्त कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६॥**

किम्=શું; कर्म=કર્મ; किम्=શું; अकर्म=અકર્મ; इति=એ પ્રકારે; कवयः=વિદ્વાનો, अपि=પણ; अत्र=આમાં; मोहिताः=મુઝાણા છે; तत्=તેથી; ते=તેને; कर्म=કર્મ; प्रवक्ष्यामि=કહીશ; यत्=જેને; ज्ञात्वा=જાણીને; मोक्ष्यसे=તું છૂટીશ· अशुभात्=અશુભથી.

કર્મ શું ? અને અકર્મ શું ? એ પ્રકારે આમાં વિદ્વાનો પણ મુઝાણા છે. તેથી તને કર્મ અને (અકર્મ પણ) કહીશ, જેને જાણીને તું અશુભથી છુટીશ. ૧૬

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ॥**
**अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥१७॥**

कर्मण=કર્મનું તત્વ; हि=કેમકે, अपि=પણ, बोद्धव्यम्=જાણવું

बोद्धव्यम्=જાણવું; च=અને; विकर्मणः=વિકર્મનું તત્વ; अकर्मण=અકર્મનું તત્વ; च=અને; बोद्धव्यम्=જાણવું; गहना=ન સમજાય તેવી; कर्मणः=કર્મની; गतिः=ગતિ.

કર્મનું તત્વ પણ જાણવું, અને વિકર્મનું તત્વ પણ જાણવું, વળી અકર્મનું તત્વ પણ જાણવું, કારણ કે કર્મની ગતિ ન સમજાય તેવી છે. ૧૭

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ॥**
**स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥१८॥**

कर्मणि=કર્મમાં. अकर्म=અકર્મને; यः=જે-પુરૂષ; पश्येत्=જુએ છે, अकर्मणि=અકર્મમાં, च=અને; कर्म=કર્મને: यः=જે; सः=તે-પુરુષ; बुद्धिमान्=બુદ્ધિમાન: मनुष्येषु=મનુષ્યોમાં; सः=તે; युक्तः=યોગી; कृत्स्नकर्मकृत् (कृत्स्नम् कर्म करोतियःस )=સર્વ કર્મ કરનાર.

જે પુરૂષ કર્મમાં અકર્મને અનેઅકર્મમાં કર્મને જુએ છે, તે પુરૂષ મનુષ્યોમાં બુદ્ધિમાન્ છે, તે યોગી છે, અને તે સર્વ કર્મ કરનાર છે. ૧૮

**यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ॥**
**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥१९॥**

यस्य=જેનાં; सर्वे=બધાં; समारंभाः=સમારંભો-કર્મો; काम संकल्पवर्जिताः ( कामैः च संकल्पैः च वर्जिताः )=ઇચ્છા અને સંકલ્પ વગરનાં; ज्ञानाग्निदग्धकर्माणम् ( ज्ञानस्य अग्निना दग्धानि कर्माणि यस्य तम् )=જ્ઞાન રુપી અગ્નિ વડે જેનાં કર્મો બળી ગયલાં છે એવા; तम्=તેને; आहुः=કહે છે; पंडितम् પંડિત, बुधाः=જ્ઞાની પુરુષો.

જેનાં બધાં કર્મો ઇચ્છા અને સંકલ્પ વગરનાં છે, તથા જેનાં કર્મો જ્ઞાન રૂપી અગ્નિવડે બળી ગયેલાં છે. તેને જ્ઞાની પુરૂષો "પંડિત" કહે છે. ૧૯

**त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ॥**
**कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥२०॥**

त्यक्त्वा=તજીને, कर्मफलासंगम् ( कर्मणः फले आसंगम् )=કર્મનાં ફળની આસક્તિ, नित्यतृप्तः=હંમેશનો સંતોષી; निराश्रयः=આશ્રય વગરનો, कर्मणि=કર્મોમાં, अभिप્રवृत्तः=મ[illegible] अपि=છતાં પણ; न=નથી; एव=જ, किंचित्=કંઇપણ, करोति=કર[illegible]છે, सः=તે.

કર્મના ફળની આસક્તિ તજીને, હંમેશનો સંતોષી અને આશ્રય વગરનો. કર્મોમાં મચેલો છતાં પણ તે કંઇજ કરતો નથી. ૨૦

**निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ॥**
**शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१॥**

निराशीः=આશા વગરનો यतचित्तात्मा ( यतम् चित्तम् च आत्मा च यस्य सः)=ચિત્ત અને શરીર ને વશ રાખનાર; त्यक्तसर्वपरिग्रहः ( त्यक्तः सर्व- परिग्रहा येन सः )=સર્વ ભોગ સાધનોને ત્યાગનાર, शारीरम्=શરીરનાં; केवलम्=ફક્ત; कर्म=કર્મ, कुर्वन्=કરતો; न आप्नोति=પામતો નથી, किल्बिषम्=પાપને.

આશા વગરનો સિદ્ધ અને શરીરને વશ રાખનાર, સર્વ ભોગનાં સાધનોને ત્યાગનાર, ફક્ત શરીરનાં કર્મો કરતો પાપને પામતો નથી. ૨૧

**यदृच्छालाभ संतुष्टो द्वंद्वातीतो विमत्सरः ॥**
**समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्ध्यते ॥२२॥**

यदृच्छा लाभसंतुष्टः ( यदृच्छालाभे संतुष्ट. )=અનાયાસે મળેલા લાભથી સંતુષ્ટ; द्वंद्वातीतः=( द्वंद्व अतीत )=દ્વંદ્વ રહિત; विमत्सरः=વેર રહિત; सम=સમાન રહેનાર. सिद्धौ=ફળની પ્રાપ્તિમાં; असिद्धौ=ફળની અપ્રાપ્તિમાં, च=અને; कृत्वा=કરીને, अपि=પણ; ननिबद्ध्यते=બંધાતો નથી.

અનાયાસે મળેલા લાભથી સંતુષ્ટ, દ્વંદ્વ રહિત, વેર રહિત, તથા ફળની પ્રાપ્તિમાં અને ફળની અપ્રાપ્તિમાં સમાન રહેનાર પુરૂષ (કર્મ) કરીને પણ બંધાતો નથી. ૨૨

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ॥**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥२३॥**

गतसंगस्य ( गतः सगः यस्य तस्य )=સંગ રહિતનાં; मुक्तस्य=મુક્તના. ज्ञानावस्थितचेतस( ज्ञाने अवस्थितम् चेत यस्य तस्य )=જ્ઞાનમાં સ્થિર ચિત્ત વાળાનાં. यज्ञाय=યજ્ઞને માટે. आचरतः=આચરનારનું; कर्म=કર્મ; समग्रम्=મધુ-ફળ સહિત; प्रविलीयते=નાશ પામે છે.

સંગ રહિત, મુક્ત, જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા યજ્ઞને માટે કર્મ આચરનારનું કર્મ, ફળ સહિત નાશ પામે છે.૨૩

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ॥**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥२४॥**

ब्रह्म=બ્રહ્મ; अर्पणम्=અર્પણ; ब्रह्म=બ્રહ્મ: हविः=હોમવાના પદાર્થો; ब्रह्माग्नौ=બ્રહ્મ અગ્નિમાં; ब्रह्मणा=બ્રહ્મરુપ કર્તાએ; हुतम्=હોમેલું; ब्रह्म

=બ્રહ્મ; एव=જ; तेन=તે; गंतव्यम्=પામવા યોગ્ય; ब्रह्म कर्मसमाधीना (ब्रह्म ऐव कर्म तास्मिन् समाधिः यस्य तेन )=બ્રહ્મ કર્મરૂપ સમાધી વડે.

અર્પણ બ્રહ્મ છે, હોમવાના પદાર્થો બ્રહ્મ છે, બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ કર્તાએ હોમેલું. (બ્રહ્મ જ છે) તે બ્રહ્મરૂપ સમાધિ વડે બ્રહ્મ જ પામવા યોગ્ય છે. ૨૪

**दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ॥**
**ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥२५॥**

दैवम्=દૈવ; एव=જ; अपरे=બીજાઓ; यज्ञम्=યજ્ઞને; योगिनः=યોગીઓ; पर्युपासते=ઉપાસે છે; ब्रह्माग्नौ=(ब्रह्मणः अग्नौ) બ્રહ્મરુપ અગ્નિમાં; अपरे=બીજાઓ–તત્વજ્ઞાનીઓ; यज्ञम्=યજ્ઞને–યજ્ઞરુપ આત્માને; यज्ञेन= યજ્ઞ વડે–જ્ઞાનરુપ યજ્ઞ વડે; एव=જ; उपजुह्वति=હોમે છે.

બીજા યોગીઓ દૈવ યજ્ઞને જ ઉપાસે છે, અને બીજા –તત્વજ્ઞાનીઓ બ્રહ્મરૂપ અગ્નિમાં જ્ઞાનરૂપ યજ્ઞ વડે જ યજ્ઞરૂપ આત્માને હોમે છે. ૨૫

**श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ॥**
**शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥२६॥**

श्रोत्रादीनि ( श्रोत्रम् आदिः येषाम् तानि ) કાન વિગેરે; इंद्रियाणि=ઇંદ્રિઓને; अन्ये=બીજાઓ; संयमाग्निषु ( संयमस्य अग्निषु )=સયમ રુપી અગ્નિઓમાં; जुह्वति=હોમે છે; शब्दादीन् ( शब्दः आदीः येषाम्तान् )=શબ્દાદિ; विषयान्=વિષયોને; अन्ये=બીજાઓ; इंद्रियाग्निषु ( इंद्रियाणाम् अग्निषु )=ઇંદ્રિય રુપી અગ્નિઓમાં; जुह्वति=હોમે છે.

બીજા કાન વિગેરે ઇંદ્રિયોને સંયમરૂપી અગ્નિઓમાં છે, અને બીજા શબ્દાદિ વિષયોને ઇંદ્રિયરૂપી અગ્નિઓમાં હોમે છે. ૨૬

**सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ॥**
**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७॥**

सर्वाणि=બધી; इंद्रियकर्माणि (इंद्रियाणाम् कर्माणि)=ઇંદ્રિયોનાં કર્મોને; प्राणकर्माणि (प्राणस्य कर्माणि)=પ્રાણનાં કર્મોને; च=અને; अपरे=બીજા કોઇ; आत्मसंयम योगाग्नौ [आत्मनः संयम एव योगः तस्य अग्नौ]=આત્મ સંયમરૂપી યોગાગ્નિમાં; जुह्वति=હોમે છે; ज्ञानदीपिते (ज्ञानेन दीपिते)=જ્ઞાન વડે પ્રજ્વલિત થયલા.

બીજા કોઈ સર્વ ઇંદ્રિયનાં કર્મને, અને પ્રાણનાં કર્મોને, જ્ઞાન વડે પ્રજ્વલીત થયલા આત્મસંયમરૂપી યોગાગ્નિમાં હોમે છે. ૨૭

**द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ॥**
**स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥२८॥**

द्रव्ययज्ञाः (द्रव्येण यज्ञः येषाम् ते)=દ્રવ્ય વડે યજ્ઞ કરનારા; तपोयज्ञाः (तपः यज्ञः येषाम् ते)=તપરુપ યજ્ઞ કરનારા; योगयज्ञा (योगः यज्ञ येषाम ते)—યોગરુપ યજ્ઞ કરનારા; तथा=તથા; अपरे=બીજાઓ; स्वाध्यायज्ञानयज्ञाः [स्वाध्यायः च ज्ञानम् च यज्ञः येषाम् ते]=વેદાભ્યાસરુપ અને જ્ઞાનરુપ યજ્ઞ; यतयः=યત્ન કરનારા—પુરુષો; संशितव्रताः (संशित व्रतम् येषाम् ते)=અતિદ્દઢ વ્રતધારીઓ.

બીજાઓ દ્રવ્ય વડે યજ્ઞ કરનારા, તપ રૂપ યજ્ઞ કરનારા, તથા વેદાભ્યાસરૂપ અને જ્ઞાનરૂપ યજ્ઞ કરનારા છે. વળી કેટલાક યત્ન કરનારા પુરૂષો અતિ દૃઢ વ્રત ધારીઓ છે. ૨૮

**अपाने जुह्वती प्राणं प्राणेऽपानं तथाऽपरे ॥**
**प्राणापानगति रुद्ध्वा प्राणायामपरायणाः ॥२९॥**

अपाने=અપાન વાયુમા, जुह्वति=હોમે છે; प्राणम्=પ્રાણ વાયુને; प्राणे=પ્રાણ વાયુમાં अपानम्=અપાનવાયુને; तथा=તથા, अपरे=બીજાઓ; प्राणापानगती (प्राणस्य च अपानस्य च गति)=પ્રાણવાયુ અને અપાનવાયુની ગતિને; रुद्ध्वा=રોકીને; प्राणायामपरायणाः (प्राणायामः परायणम् येषाम्ते)=પ્રાણાયામ કરનારા;

બીજાઓ પ્રાણવાયુને અપાનવાયુમાં તથા અપાનવાયુને પ્રાણવાયુમાં હોમે છે. અને પ્રાણાયમ કરનારા યોગીઓ પ્રાણવાયુ અને અપાનવાયુની ગતિને રોકીને. ( પ્રાણાયામ કરે છે ). ૨૯

**अपरे नियताहाराः प्राणा न्प्राणेषु जुह्वति ॥**
**सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥**

अपरे=બીજાઓ; नियताहाराः (नियतः आहारः येषाम् ते)=નિયમસર ખાનારા, प्राणान्=પ્રાણોને, प्राणेषु=પ્રાણોમાં; जुह्वति=હોમે છે: सर्वे=બધા, अपि=પણ, एते=એ, यज्ञविदः=યજ્ઞ જાણનારા; यज्ञक्षपितकल्मषाः (यज्ञेन क्षपित. कल्मषः येषाम् ते)=યજ્ઞવડે જેનાં પાપ નાશ પામ્યાં છે એવા;

બીજા નિયમસર ખાનારા પ્રાણોને પ્રાણોમાં હોમે છે. એ બધા યજ્ઞ જાણનારા અને યજ્ઞવડે જેનાં પાપ નાશ પામ્યાં છે એવા છે. ૩૦

**यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ॥**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥३१॥**

यज्ञशिष्टामृतभुज. ( यज्ञस्य शिष्टम् अमृतम् भुजंति येते )=યજ્ઞનું વધેલું અમૃતરૂપ અન્ન ખાનાર; याति=પામે છે. ब्रह्म=બ્રહ્મને: सनातनम्=સનાતન; न=નહિ; अयम्=આ; लोक=લોક, अस्ति=છે: अयज्ञस्य=યજ્ઞ નહિ કરનારને, कुतः=ક્યાંથી, अन्य=બીજો લોક, कुरुसत्तम ( कुरुणाम् सत्तम )= હે કુરૂઓમાં શ્રેષ્ટ–અર્જુન.

યજ્ઞનું વધેલું અમૃતરૂપ અન્ન ખાનારા સનાતન બ્રહ્મને પામે છે. યજ્ઞ નહિ કરનારને આ લોક છે નહિ, તો બીજો લોક–સ્વર્ગાદિ–હે અર્જુન ? ક્યાંથી હોય. ૩૧

**एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ॥**
**कर्मजान्विद्धि तान्सर्वान् एवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२॥**

एवम्=એ પ્રમાણે; बहुविधा=ઘણી જાતના, यज्ञाः=યજ્ઞો; विततः=વિસ્તરેલા છે, ब्रह्मणः=વેદના, मुखे=મુખમાં; कर्मजान्=કર્મથી ઉપજેલા, विद्धि=તું જાણ; तान्=તે; सर्वान्=બધાને, एवम्=એ પ્રમાણે; ज्ञात्वा=જાણીને. विमोक्ष्यसे=મુક્ત થઇશ.

એ પ્રમાણે ઘણી જાતના યજ્ઞો વેદના મુખમાંથી વસ્તરેલા છે. તે બધાને તું કર્મથી ઉપજેલા જાણ, એ પ્રમાણે જાણીને તું–સંસારથી મુક્ત થઇશ. ૩૨

**श्रेयान्द्रव्यमयाद्यज्ञा ज्ज्ञानयज्ञः परंतप ॥**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥**

श्रेयान्=ઉત્તમ; द्रव्यमयात्=દ્રવ્યમય; यज्ञात्=યજ્ઞથી; ज्ञानयज्ञः[ ज्ञानस्य यज्ञः ]=જ્ઞાનયજ્ઞ; परंतप=હે પર તપ–અર્જુન; सर्वम्=બધાં; कर्म=કર્મ; अखिलम्=પુરી રીતે; पार्थ=હે પાર્થ–અર્જુન; ज्ञाने=જ્ઞાનમાં; परिसमाप्यते=સમાય છે.

હે અર્જુન ? દ્રવ્યમય યજ્ઞથી જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે, કેમકે હે પાર્થ ? બધાં કર્મ પૂરી રીતે જ્ઞાનમાં સમાય છે. ૩૩

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ॥**
**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥**

तत्=તેને–જ્ઞાનને; विद्धि=તું જાણ; प्रणिपातेन=પ્રણામ વડે; परिप्रश्नेन=વારંવાર પ્રશ્નવડે, सेवया=સેવા વડે, उपदेक्ष्यंति=ઉપદેશ કરશે: ते=તને, ज्ञानम्=જ્ઞાન; ज्ञानीनः=જ્ઞાનિઓ, तत्त्वदर्शिन=તત્વને જાણનાર.

પ્રણામ વડે, વારંવાર પ્રશ્ન વડે; સેવા વડે, તેને–જ્ઞાનને–તું જાણ, તત્વને જાણનાર જ્ઞાનીઓ તને–જ્ઞાનનો ઉપદેશ કરશે. ૩૪

**यज्ज्ञात्वा न पुनर्मोहम् एवं यास्यसि पांडव ॥**
**येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५॥**

यत्=જેને, ज्ञात्वा=જાણીને न=નહિ; पुनः=ફરીથી; मोहम्=મોહ; एवम्=આ પ્રમાણે; यास्यसि=તું પામીશ: पांडव=હે પાંડવ–અર્જુન; येन=જેણે કરીને; भूतानि=પ્રાણીઓને; अशेषेण=સમગ્રપણે; द्रक्ष्यसि=તું જોઇશ: आत्मनि=તારા આત્મામાં; अथो=તથા; मयि=મારામાં.

હે અર્જુન ? જેને જાણીને ફરીથી આ પ્રમાણે તું મોહ પામીશ નહિ, અને જેણે કરીને સમગ્રપણે તું પ્રાણીઓને તારા આત્મામાં તથા મારામાં જોઈશ. ૩૫

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ॥**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥**

अपि=પણ; चेत्=જો; असि=હોય, पापेभ्यः=પાપીઓથી; सर्वेभ्यः=સર્વ; पापकृत्तमः=વધારે પાપી; सर्वम्=સર્વ; ज्ञानप्लवेन (ज्ञानस्य प्लवेन) =જ્ઞાનરૂપ નૌકા વડે; एव=જ; वृजिनम्=સમુદ્રને-संतरिष्यसि=તરી જઈશ.

સર્વ પાપીઓથી પણ તું જો વધારે પાપી હોય, તો પણ સર્વ—પાપરૂપ—સમુદ્રને જ્ઞાનરૂપ નૌકા વડે જ તરી જઈશ. ૩૬

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ॥**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥**

यथा=જેમ; एधांसि=લાકડાંને, समिद्ध=સળગાવેલો अग्निः=અગ્નિ; भस्मसात्=બાળીને ખાખ; कुरुते=કરે છે; अर्जुन=હે અર્જુન; ज्ञानाग्निः (ज्ञानस्य अग्निः)=જ્ઞાનરૂપ અગ્નિ; सर्वकर्माणि (सर्वाणि कर्माणि)=સર્વ કર્મોને; भस्मसात्=બાળીને ખાખ; कुरुते=કરે છે; तथा=તેમ.

હે અર્જુન ? જેમ સળગાવેલો અગ્નિ લાકડાંને બાળી ખાખ કરે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળીને ખાખ કરે છે. ૩૭

**नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥**
**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥३८॥**

नहि=નથી; ज्ञानेन=જ્ઞાનના; सदृशम्=જેવું; पवित्रम्=પવિત્ર; इह=આ જગતમાં. विद्यते=વિદ્યમાન છે. तत्=તે-જ્ઞાન, स्वयम्=પોતેજ; योगसंसिद्धः (योगे संसिद्धः)=યોગથી સિદ્ધ થયેલો પુરુષ. कालेन=કાળે કરીને. आत्मनि=આત્મામાં; विंदति=પામે છે.

આ જગતમાં જ્ઞાનના જેવું પવિત્ર (બીજું કંઈ) વિદ્યમાન નથી. તે-જ્ઞાન-યોગથી સિદ્ધ થએલો પુરૂષ કાળે કરીને—ઘણા કાળ પછી—પોતાના જ આત્મામાં પોતે પામે છે. ૩૮

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ॥**
**ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥३९॥**

श्रद्धावान्=શ્રદ્ધાવાળો; लभते=પામે છે. ज्ञानम्=જ્ઞાન; तत्परः=ગુરૂ-સેવામાં તત્પર, संयतेंद्रियः ( संयतानि इंद्रियाणि यस्य सः )=જીતેંદ્રિય પુરૂષ; ज्ञानम्=જ્ઞાનને. लब्ध्वा=પામીને, पराम्=પરમ. शांतिम्=શાંતિ, अचिरेण=તરતજ. अधिगच्छति=પામે છે.

શ્રદ્ધાવાળો, ગુરૂસેવામાં તત્પર, અને જીતેંદ્રિય પુરૂષ જ્ઞાન પામે છે, જ્ઞાનને પામીને તરતજ પરમ શાંતિ મોક્ષ-પામે છે. ૩૯

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ॥**
**नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥**

अज्ञः=અજ્ઞાની; च=અને; अश्रद्धानः=શ્રદ્ધાવગરનો, च=અને; संशयात्मा=[ संशयः आत्मा यस्य सः ]=સંશયવાળો પુરુષ; विनश्यति=નાશ પામે છે; न=નહિ अयम्=આ, लोकः=લોક, अस्ति=છે, न=નથી, परः=પરલોક; न=નથી, सुखम्=સુખ; संशयात्मनः=સંશયાત્માને.

અજ્ઞાની, શ્રદ્ધાવગરનો અને સંશયવાળો પુરુષ નાશ પામે છે, સંશયાત્માને આ લોક છે નહિ, પરલોક છે નહિ અને સુખ પણ છે નહિ ૪૦

**योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ॥**
**आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥४१॥**

योग संन्यस्त कर्माणम् [ योगेन संन्यस्तम् कर्म येन तम् ]=યોગવડે કર્મનો સંન્યાસ કરનાર; ज्ञानसंछिन्न संशयम् [ ज्ञानेन संछिन्नः संशयः यस्य सः ]=જ્ઞાનવડે સંશય છેદાયલો; आत्मवंतम्=આત્મવાન-પુરુષને; न=નથી, कर्माणि=કર્મો, निबध्नंति=બંધન કરે છે; धनंजय=હે અર્જુન.

હે અર્જુન ? યોગવડે કર્મનો સંન્યાસ કરનાર, જ્ઞાનવડે સંશય છેદાયલા અને આત્મવાન્ પુરૂષને, કર્મો બંધન કરતાં નથી. ૪૧

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ॥**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२॥**

तस्मात्=તેટલા માટે, अज्ञानसंभूतम् [ अज्ञानात् संभूतम् ]=અજ્ઞાનથી ઉપજેલા; हृत्स्थम्=હૃદયમાં રહેલા, ज्ञानासिना ( ज्ञानस्य असिना ) =જ્ઞાનરૂપ તરવારવડે; आत्मनः=આત્માના; छित्त्वा=છેદીને; एनम्=આ;

संशयम=સંશયને; योगम्=યોગને; आतिष्ट=આદર; उत्तिष्ट=ઉભો થા; भारत=હે ભારત અર્જુન.

હે અર્જુન! તેટલા માટે અજ્ઞાનથી ઉપજેલા તથા હૃદયમાં રહેલા, આ સંશયને આત્માના જ્ઞાનરૂપ તરવાર વડે છેદીને, યોગ આદર, અને ( યુદ્ધ કરવાને) ઉભો થા.૪૨

## અધ્યાય ચોથો સંપૂર્ણ.

---

# पंचमोऽध्यायः ॥ અધ્યાય પાંચમો.

## कर्म सन्यासयोगः ॥કર્મ સંન્યાસ યોગ.

**अर्जुन उवाच: ॥** અર્જુન બોલ્યા—

**संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ॥**
**यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१॥**

सन्यासम्=ત્યાગને, कर्मणाम=કર્મના; कृष्ण=હે શ્રીકૃષ્ણ; पुनः=વળી; योगम=કર્મયોગને, च=અને, शंससि=વખાણો છો. यत्=જે; श्रेय=શ્રેય; एतयोः=એ બેમાંનું, म्=એક; तत्=તે, मे=મ. ब्रू.=કહો, सुनिश्चितम=નિશ્ચિત કરેલું.

અર્જુન બોલ્યા—હે શ્રીકૃષ્ણ? કર્મના ત્યાગને અને વળી કર્મયોગને આપ વખાણો છો. તો એ બેમાંનું જે એક નિશ્ચિત કરેલું શ્રેય હોય, તે મને કહો. ૧

**श्रीकृष्ण उवाच ॥**　　　　　　　　　　શ્રીકૃષ્ણ બોલ્યા—

**सन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ॥**
**तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥२॥**

संन्यासः=કર્મ સન્યાસ; कर्मयोगः=કર્મ યોગ; च=અને; निःश्रेयसकरौ=મોક્ષ આપનાર; उभौ=બેઉ; तयोः=તે બેમાં; तु=પણ; कर्मसंन्यासात् (कर्मणः सन्यासात्)=કર્મ સંન્યાસથી; कर्मयोगः=કર્મયોગ; विशिष्यते =શ્રેષ્ઠ છે.

શ્રી કૃષ્ણ બોલ્યા—કર્મ સંન્યાસ અને કર્મયોગ બેઉ મોક્ષ આપનાર છે. તે બેમાં પણ કર્મના સંન્યાસથી કર્મ-યોગ શ્રેષ્ઠ છે. ૨

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ॥**
**निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥३॥**

ज्ञेयः=જાણવો; सः=તે; नित्यसंन्यासी=નિત્ય સંન્યાસી; यः=જે; नद्वेष्टि=દ્વેષ કરતો નથી; नकांक्षति=ઇચ્છા કરતો નથી; निर्द्वंद्वः=રાગ દ્વેષથી રહિત મનુષ્ય; हि=કારણ કે; महाबाहो=હે મહાબાહુ-અર્જુન, सुखम्=સહેજે; बंधात्=બંધથી; प्रमुच्यते=છૂટે છે.

જે દ્વેષ કરતો નથી, અને ઇચ્છા કરતો નથી, તે નિત્ય સંન્યાસી જાણવો, કારણ કે હે અર્જુન ! રાગ દ્વેષ રહિત મનુષ્ય સહેજે બંધથી છુટે છે. ૩

**सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ॥**
**एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥४॥**

साख्ययोगौ ( साख्य. च योग' च )=સાંખ્ય અને યોગને. पृथक् =જુદા, बाला =વિચાર વિનાના પુરુષો, प्रवदति=કહે છે-ગણે છે. न= નહિ, पंडिता'=પંડિતો, एकम्=એકને; अपि=પણ; आस्थित:=આચરનાર પુરુષ. सम्यक्=સારી રીતે, उभयो =બેઉનું , विदति=મેળવે છે, फलम=ફળ

વિચાર વિનાના પુરૂષો જ સાંખ્ય-કર્મ સંન્યાસ-અને યોગ-કર્મ યોગને-જુદા ગણે છે, પંડિતો નહિ. એકને પણ સારી રીતે આચરનાર પુરૂષ. બેઉનું ફળ મેળવે છે. ૪

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ॥**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥५॥**

यत=જે. साख्यै.=સાંખ્યથી-કર્મ સંન્યાસથી: प्राप्यते=પમાય છે: स्थानम् સ્થાન, तत=તે, योगै.=યોગથી-કર્મયોગથી; अपि=પણ; गम्यते =પમાય છે; एकम्=એક. साख्यम्=સાંખ્યને; च=અને; योगम्=યોગને' च=અને य.=જે. पश्यति=જુએ છે, स:=તે; पश्यति=જુએ છે.

જે સ્થાન કર્મસંન્યાસથી પમાય છે, તે કર્મયોગથી પણ પમાય છે. માટે જે સાંખ્યને અને યોગને એક જુએ છે. તે જ જુએ છે. ૫

**संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ॥**
**योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥**

सन्यास:=સંન્યાસ, तु=તો; महाबाहो=હે મહાબાહુ-અર્જુન; दु.खम् દુ:ખરૂપ-કઠણ. आप्तुम=પ્રાપ્ત કરવો; अयोगत.=કર્મયોગ વગરનો: योगयुक्त:=[योगेन युक्त:]=કર્મયોગી; मुनि:=મુનિ; ब्रह्म=બ્રહ્મને; नचिरेण= રત જ; अधिगच्छति=પામે છે.

હે અર્જુન ? કર્મયોગ વગરનો સંન્યાસ તો પ્રાપ્ત કરવો કઠણ છે, પણ કર્મયોગી મુનિ તરતજ બ્રહ્મને પામે છે.૬

**योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ॥**
**सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥**

योगयुक्तः=કર્મયોગમાં જોડાયલો, विशुद्धात्मा ( विशुद्ध आत्मा यस्य सः )=વિશુદ્ધ આત્મા વાળો; विजेतात्मा=શરીરને વશ રાખનાર; जितेंद्रियः-[जितानि इंद्रियाणि येन सः) ઇંદ્રિયોને જીતનાર; सर्वभूतात्मभूतात्मा ( सर्वेषाम् भूतानाम् आत्मा भूतः आत्मा यस्य सः )=સર્વ પ્રાણીઓના આત્માને પોતાના આત્મારુપ જાણનાર; कुर्वन्=કરતો છતો; अपि= પણ; नालिप्यते=લેપાતો નથી–બંધાતો નથી.

કર્મયોગમાં જોડાયલો, વિશુદ્ધ મનવાળો, ઇંદ્રિયોને જીતનાર શરીરને વશ રાખનાર સર્વે પ્રાણીઓના આત્માને પોતાના આત્મારૂપ જાણનાર, કર્મ કરતો છતો પણ બંધાતો નથી. ૭

**नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ॥**
**पश्यन्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥८॥**

न=નથી; एव=જ; किंचित्=કંઇ; करोमि=કરૂં છું. इति=એમ; युक्तः=કર્મયોગી; मन्यते=માને છે; तत्त्ववित्=તત્વને જાણનાર; पश्यन्= જોતો છતો; शृण्वन्=સાંભળતો છતો; स्पृशन्=અડતો છતો; जिघ्रन्= સુંઘતો છતો; अश्नन्=ખાતો છતો; गच्छन=ચાલતો છતો; स्वपन्=ઊંઘ છતો; श्वसन्=શ્વાસ લેતે છતો

કર્મયોગી અને તત્વને જાણનાર પુરૂષ જોતો છતો, સાંભળતો છતો, અડતો છતો, સુંઘતો છતો, ખાતો છતો, ચાલતો છતો, ઊંઘતો છતો અને શ્વાસ લેતો છતો, હું કંઈજ નથી કરતો, એમ માને છે. ૮

**प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ॥**
**इंद्रियाणींद्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥९॥**

प्रलपन्=બોલતો છતો; विसृजन्=ત્યાગતો છતો; गृह्णन्=લેતો છતો, नुन्मिषन्=આંખ ઉઘાડતો છતો. निमिषन=આખ મીંચતો છતો; अपि=પણ. इंद्रियाणि=ઇંદ્રિયો; इंद्रियार्थेषु [ इंद्रियाणाम् अर्थेषु ]=ઇંદ્રિયોના વિષયોમાં. वर्तंते=પ્રવર્તે છે; इति=એમ. धारयन्=ધારતો છતો.

બોલતો છતો, ત્યાગતો છતો, લેતો, આંખ ઉઘાડતો છતો, આંખ મિચતો છતો, પણ ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયોમાં પ્રવર્તે છે, એમ ધારતો છતો ( હું કંઈજ નથી કરતો એમ માને છે ). ૯

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ॥**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥**

ब्रह्मणि=બ્રહ્મમાં; आधाय=અર્પીને; कर्माणि=કર્મોને; संगम्=ફળેચ્છા; त्यक्त्वा=તજીને; करोति=કરે છે; य=જે પુરૂષ; लिप्यते न=લેપાતો નથી; पापेन=પાપ વડે; पद्मपत्रम् [ पद्मस्य पत्रम् ] કમળના પાંદડાની एव= =પેઠે; अंभसा=જળવડે.

જે પુરૂષ ફળેચ્છાને તજીને, બ્રહ્મમાં અર્પણ કરીને,

કર્મો કરે છે, તે જળવડે કમળનું પાંદડુ-લેપાતું નથી-તેની પેઠે પાપવડે લેપાતો નથી. ૧૦

**कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ॥**
**योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥११॥**

कायेन=શરીર વડે. मनसा=મન વડે; बुद्ध्या=બુદ્ધિ વડે; केवलैः =કેવળ; इंद्रियैः=ઇંદ્રિયો વડે; अपि=પણ; योगिनः=યોગીઓ; कर्म=કર્મ; कुर्वन्ति=કરે છે; संगम्=ફળેચ્છા, त्यक्त्वा=તજીને; आत्मशुद्धये ( आत्मनः शुद्धये )=આત્માની શુદ્ધિને માટે.

શરીરવડે, મનવડે, બુદ્ધિવડે અને કેવળ ઇંદ્રિયોવડે, પણ યોગીઓ ફળેચ્છા તજીને આત્મશુદ્ધિને માટે કર્મ કરે છે. ૧૧

**युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्टिकीम् ॥**
**अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥**

युक्तः=આત્મનિષ્ઠ; कर्मफलम्=( कर्मणः फलम् )=કર્મના ફળને; त्यक्त्वा=તજીને; शांतिम्=શાંતિને, आप्नोति=પામે છે; नैष्टिकीम्=મોક્ષરૂપ; अयुक्तः=સકામી; कामकारेण ( कामस्य कारेण )=કામનાને લીધે; फले= ફળમાં; सक्तः=આસક્ત થઇને; निबध्यते=બંધાય છે.

કર્મના ફળને તજીને આત્મનિષ્ઠ (થયલો પુરૂષ) મોક્ષ-રૂપ શાંતિને પામે છે, અને સકામી (પુરૂષ) કામનાને લીધે ફળમાં આસક્ત થઇને બંધાય છે. ૧૨

**सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ॥**
**नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥१३॥**

सर्वकर्माणि=સર્વ કર્મોને; मनसा=મનવડે; संन्यस्य=ત્યાગ કરીને; आस्ते=રહે છે; सुखम्=સુખેથી; वशी=શરીરાદિને વશ રાખનાર; नवद्वारे નવ દરવાજાવાળા નગરમાં, देही=શરીરધારી-આત્માને દેહથી જુદો જોનાર પુરૂષ; न=નથી; एव=જ, कुर्वन्=કરતો; न कारयन्=કરાવતો નથી.

સર્વ કર્મોને મનવડે ત્યાગ કરીને, શરીરાદિને વશ રાખનાર શરીરધારી, નવદરવાજાવાળા નગરમાં સુખથી રહે છે. તે (કશું) કરતો યે નથી, ને કરાવતોયે નથી. ૧૩

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ॥**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥**

न=નથી; कर्तृत्वम्=કર્તાપણાને; न=નથી; कर्माणि=કર્મોને; लोकस्य =લોકનાં; सृजति=સરજે છે; प्रभु=આત્મા; न=નથી, कर्मफलसंयोगम् ( कर्मणः च फलस्यच सयोगम् )=કર્મના ફળના સંયોગને, स्वभाव=માયા; तु=પણ; प्रवर्तते=પ્રવર્તે છે.

આત્મા લોકના કર્તાપણાને સરજતો નથી કર્મોને (સરજતો) નથી, અને કર્મના ફળના સંયોગને (સરજતો) નથી, પણ માયાજ પ્રવર્તે છે. ૧૪

**नादत्ते कस्यचित्पापं नचैव सुकृतं विभुः ॥**
**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥ १५ ॥**

न आदत्ते=લેતો નથી; कस्यचित्=કોઈનાં; पापम्=પાપને; न=નથી; च=અને; एव=જ; सुकृतम्=પુણ્યને; विभुः=પ્રભુ; अज्ञानेन=અજ્ઞાન વડે, आवृतम्=ઢંકાયલું; છે ज्ञानम्=જ્ઞાન; तेन=તેણે કરીને; मुह्यंति=મોહ પામે છે; जंतवः=પ્રાણીઓ.

પ્રભુ કોઈનાં પાપને લેતો નથી, અને પુન્યને પણ લેતો નથી; અજ્ઞાનવડે જ્ઞાન ઢંકાયલું છે, તેણે કરીને પ્રાણીઓ મોહ પામે છે. ૧૫

**ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ॥**
**तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥**

ज्ञानेन=જ્ઞાન વડે; तु=પણ; तत्=તે; अज्ञानम्=અજ્ઞાન; येषाम्=જેમનું; नाशितम्=નાશ પામ્યું છે; आत्मनः=આત્માના; तेषाम्=તેમનું; आदित्यवत्=સૂર્યની પેઠે; ज्ञानम्=જ્ઞાન; प्रकाशयति=બતાવી આપે છે; तत्=તે; परम्=પરબ્રહ્મને.

પણ જેમનું તે અજ્ઞાન, આત્માનાજ્ઞાવડે નાશ પામ્યું છે, તેમનું તે જ્ઞાન સૂર્યની પેઠે પરબ્રહ્મને બતાવી આપે છે. ૧૬

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ॥**
**गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धुतकल्मषाः ॥१७॥**

तद् बुद्धयः ( तस्मिन् बुद्धि· येषामूमे )=તે-બ્રહ્મમાં બુદ્ધિવાળા; तदात्मानः (तत एव आत्मा येषां ते )=તે-આત્માવાળા; तन्निष्ठाः ( तास्मिन निष्ठा येषाम् ते )=તે-આત્મામાં નિષ્ઠાવાળા; तत्परायणाः ( तत परम

अयनम् येषाम् ते )તેના આત્માના જ આશ્રયવાળા. गच्छन्ति=પામે છે. अपुनरावृत्तिम्=ફરીથી જન્મ ન થવા રૂપ-મોક્ષ. ज्ञाननिर्धूतकल्मषः (ज्ञानेन निर्धूताः कल्मषाः येषाम् ते ) જ્ઞાન વડે પાપ રહિત થયલા.

તે-બ્રહ્મમાં બુદ્ધિવાળા, તે-આત્માવાળા, તે-આત્મામાં નિષ્ઠાવાળા, તે-આત્માના આશ્રયવાળા, અને જ્ઞાનવડે પાપ રહિત થયલા પુરૂષો મોક્ષને પામે છે. ૧૭

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ॥**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥१८॥**

विद्याविनयसंपन्ने ( विद्यया च विनयेन च सपन्ने )=વિદ્યા અને નમ્રતાવાળા; ब्राह्मणे=બ્રાહ્મણમાં. गवि=ગાયમાં; हस्तिनि=હાથીમાં. शुनि =કુતરામાં; च=અને, एव જ; श्वपाके=ચંડાળમા, च=અને; पंडिताः= પંડિતો; समदर्शिन =સમદષ્ટિવાળા.

વિદ્યા અને નમ્રતાવાળા બ્રાહ્મણમાં, ગાયમાં હાથીમાં, કુતરામાં; અને ચંડાળમાં, પંડિતો સમદષ્ટિવાળા ( હોય છે. ) ૧૮

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ॥**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥**

इह=અહિં; एव=જ; तैः=તેઓએ, जितः=જીત્યો છે; सर्ग =સંસાર येषाम्=જેઓનુ; साम्ये=સમાનતામાં; स्थितम्=રહેલુ છે. मन =મન; निर्दोषम्=નિર્દોષ; हि=કેમકે. समम्=સમાન; ब्रह्म=બ્રહ્મ; तस्मात=માટે; ब्रह्मणि=બ્રહ્મમાં; ते-તેઓ; स्थिताः=રહ્યા છે.

જેઓનું મન સમાનતામાં રહેલું છે, તેઓએ અહિંજ સંસાર જીત્યો છે. કેમકે બ્રહ્મ નિર્દોષ અને સમાન છે, માટે તેઓ બ્રહ્મમાં રહ્યા છે. ૧૯

**न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ॥**
**स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥२०॥**

न प्रहृष्येत्=હર્ષ પામતો નથી; प्रियम्=પ્રિય; प्राप्य=પામીને: नउद्विजेत्=શોક કરતો નથી प्राप्य=પામીને; च=અને; अप्रियम्=અપ્રિય; स्थिरबुद्धिः ( स्थिरा बुद्धिः यस्य सः ) સ્થિર બુદ્ધિવાળો; असंमूढः=મોહ વગરનો; ब्रह्मवित्=બ્રહ્મને જાણનાર; ब्रह्मणि=બ્રહ્મમાં, स्थितः=રહેલો.

પ્રિયને પામીને હર્ષ પામતો નથી, અને અપ્રિયને પામીને શોક કરતો નથી, તે સ્થિર બુદ્ધિવાળો, મોહ વગરનો બ્રહ્મને જાણનાર, બ્રહ્મમાં રહેલો છે. ૨૦

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ॥**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥२१॥**

ब्राह्यस्पर्शेषु ( बाह्येषु स्पर्शेषु )=બહારના વિષયોમાં; असक्तात्मा ( असक्तः आत्मा यस्य सः )=આસક્તિ રહિત; विंदति=મેળવે છે; आत्मनि=અંતઃકરણમાં; यत्=જે; सुखम्=સુખ; सः=તે; ब्रह्मयोगयुक्तात्मा ( ब्रह्मणि योगेन युक्तः आत्मा यस्य सः )=બ્રહ્મયોગમાં જોડાયલા ચિત્તવાળો; सुखम्=સુખને; अक्षय्यम्=અક્ષય; अश्नुते=પામે છે

બહારના વિષયોમાં આસક્તિ રહિત-પુરૂષ જે સુખ

અંતઃકરણમાં મેળવે છે, તે બ્રહ્મયોગમાં જોડાયલા ચિત્ત-વાળો અક્ષય સુખને પામે છે. ૨૧

**ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ॥**
**आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥२२॥**

ये=જેઓ-જેટલા; हि=ખરેખર; संस्पर्शजा=વિષય જન્ય; भोगाः=ભોગો; दुःखयोनयः (दुःखस्य योनयः)=દુઃખનાં ઉત્પત્તિ સ્થાન; एव=જ; ते=તેઓ; आद्यंतवंतः=આદિ અને અંતવાળા; कौंतेय=હે કૌંતેય-અર્જુન; न=નથી; तेषु=તેઓમાં; रमते=રમે છે, बुधः=બુદ્ધિવાળા પુરૂષ.

ખરેખર ? જેટલા વિષય જન્ય ભોગો છે, તેઓ તેટલા દુઃખનાં ઉત્પત્તિ સ્થાનજ છે અને આદિ ને અંતવાળા છે. હે અર્જુન ? તેઓમાં બુદ્ધિવાળો પુરૂષ રમતો નથી. ૨૨

**शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ॥**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥२३॥**

शक्नोति=શક્તિમાન છે; इह=અહિં; एव=જ; यः=જે-પુરૂષ, सोढुम्=સહન કરવાને, प्राक्=પહેલાં; शरीरविमोक्षणात् ( शरीरात् विमोक्षणात् ) શરીર છુટયાથી; कामक्रोधोद्भवम् [ कामात् च क्रोधात् च उद्भवः यस्य सः )=કામ ક્રોધથી ઉત્પન્ન થતા; वेगम्=વેગને सः=તે युक्तः=યોગી; सः=તે, सुखी=સુખી, नरः=મનુષ્ય.

શરીર છુટયા પહેલાં જે પુરૂષ, અહિંજ કામક્રોધથી ઉત્પન્ન થતા વેગને સહન કરવાને શક્તિમાન છે. તે મનુષ્ય યોગી છે, અને તેજ સુખી છે. ૨૩

**योंऽतः सुखोंऽतरारामस्तथांतर्ज्योतिरेव यः ॥**
**स योगी ब्रह्म निर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥२४॥**

यः=જે; अतःसुखः ( अंतः सुखम् यस्य सः ) અંતરાત્મામાં સુખ વાળો; अंतरारामः [ अंतः आरामः यस्य सः ]=અંતરાત્મામાં આરામવાળો; तथा=તથા; अंतर्ज्योतिः (अंतः ज्योतिः यस्य सः અંતરાત્મામાં પ્રકાશ વાળો; एव=જ; य=જે; सः=તે; योगी=યોગી; ब्रह्म निर्वाणम् ( ब्रह्मणः निर्वाणम् )=બ્રહ્મ નિર્વાણ-મોક્ષને; ब्रह्मभूतः= બ્રહ્મભૂત થયલો; अधिगच्छति=પામે છે.

જે અંતરાત્મામાં સુખવાળો, અંતરાત્મામાં આરામવાળો, તથા જે અંતરાત્મામાંજ પ્રકાશવાળો છે, તે યોગી બ્રહ્મરૂપ થયલો બ્રહ્મ નિર્વાણને-મોક્ષને-પામે છે. ૨૪

**लभंते ब्रह्म निर्वाणमृषयः क्षीणकल्मषाः ॥**
**छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥२५॥**

लभंते=પામે છે; ब्रह्मनिर्वाणम्=બ્રહ્મ નિર્વાણને-મોક્ષને; ऋषयः= ઋષિઓ; क्षीणकल्मषः [ क्षीणाः कल्मषः येषाम् ते ] પાપ વગરના; छिन्नद्वैधाः ( छिन्नम् द्वैधम् येषाम् ते )=સંશય વગરના; यतात्मानः (यतः आत्मा येषाम् ते )=એકાગ્ર ચિત્તવાળા; सर्वभूतहिते=( सर्वेषाम् भूतानाम् हिते )=સર્વ પ્રાણીઓના હિતમાં, रताः=નિમગ્ન.

પાપ વગરના, સંશય વગરના, એકાગ્ર ચિત્તવાળા અને સર્વ પ્રાણીઓના હિતમાં નિમગ્ન રહેનારા ઋષિયો, બ્રહ્મ નિર્વાણ-મોક્ષને-પામે છે. ૨૫

**कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ॥**
**अभितो ब्रह्म निर्वाणं वर्तते विदितात्मनाम् ॥२६॥**

काम क्रोधवियुक्तानाम् ( कामात् च क्रोधात् च वियुक्तानाम् )=કામ અને ક્રોધથી રહિત; यतीनम्=સન્યાસીઓને, यत चेससाम् ( यतम् चेतः येषाम् तेषाम् )=ચિત્તને વશ રાખનારા, अभितः=સર્વ દશામાં; ब्रह्मनिर्वाणम्=બ્રહ્મ નિર્વાણ-મોક્ષને; वर्तते=છે, विदितात्मनाम् ( विदितः आत्मा येषाम् तेषाम् )-આત્માને જાણનારા.

કામક્રોધથી રહિત, ચિત્તને વશ રાખનારા આત્માને જાણનારા, સંન્યાસીઓને સર્વ દશામાં બ્રહ્મનિર્વાણ મોક્ષ-જ છે. ૨૬

**स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ॥**
**प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतर चारिणौः ॥२७॥**

स्पर्शान्=વિષયોને; कृत्वा=કરીને बहिः=બહાર-દૂર, बाह्यान्=બહારના; चक्षुः=આંખને, च=અને; एव=જ; अतरे=વચ્ચે; भ्रुवोः=ભમરોની प्राणापानौ (प्राणः च अपानः च)=પ્રાણ અને અપાનને, समौ=સમાન, कृत्वा=કરીને; नासाभ्यतर चारिणौ ( नासाया: अभ्यतरे चारिणौ )=નાકની અંદર વહેતા;

બહારના વિષયોને દૂર કરીને, આંખને ભમરોની વચ્ચે ( સ્થાપી ) નાકની અંદર વહેતા પ્રાણ અને અપાનને સમાન કરી ( રૂંધી. ) ૨૭

**यतेंद्रियमनोबुद्धि र्मुनिर्मोक्ष परायणः ॥**
**विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२८॥**

यतेंद्रियमनोबुद्धिः ( यतानि इंद्रियाणि च मनः च बुद्धिः च यस्य सः ) ઇંદ્રિય મન અને બુદ્ધિ જીતનાર; मुनिः=મુનિ, मोक्षपरायणः ( मोक्षः परायणम् यस्यसः )=મોક્ષ પરાયણ, विगतेच्छा भयक्रोधः ( विगता इच्छा च भयम् च क्रोधम् च यस्य सः )=ઇચ્છા ભય અને ક્રોધ વગરનો; यः=જે; सदा=હમેશા. मुक्तः=મુક્ત; एव=જ, सः=તે.

ઇંદ્રિય મન અને બુદ્ધિને જીતનાર, ઇચ્છા ભય અને ક્રોધ વગરના, મોક્ષ પરાયણ મુનિ જે છે, તે હમેશાં મુક્ત જ છે. ૨૮

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ॥**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥२९॥**

भोक्तारम्=ભોગવનાર; यज्ञ तपसाम ( यज्ञानाम् च तपसाम् च ) =યજ્ઞ અને તપનો. सर्वलोक महेश्वरम्=( सर्वेषाम् लोकानाम् महेश्वरम् ) સર્વ લોકનો મોટો ઇશ્વર; सुहृदम=પ્રિય મિત્ર, सर्वभूतानाम्=સર્વ પ્રાણીઓનો; ज्ञात्वा=જાણીને· माम=મને. शांतिम्=શાંતિને; ऋच्छति= પામે છે.

યજ્ઞ અને તપનો ભોગવનાર, સર્વ લોકનો મોટો ઇશ્વર, સર્વ પ્રાણીઓનો પ્રિયમિત્ર મને જાણીને, (યોગી) શાંતિને પામે છે. ૨૯

## અધ્યાય પાંચમો સંપૂર્ણ.



# षष्ठोऽध्यायः ॥ અધ્યાય છઠો.

# आत्मसंयमयोगः॥આત્માના સંયમનો યોગ.

**श्रीकृष्ण उवाच ॥** શ્રીકૃષ્ણ બોલ્યા—

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ॥**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥१॥**

अनाश्रितः=આશ્રય વિનાનો. कर्मफलम् [ कर्मण फलम् ]=કર્મના ફળનો; कार्यम्=કર્તવ્ય; कर्म=કર્મ; करोति=કરે છે; यः=જે; सः=તે; सन्यासी=સંન્યાસી; च=અને; योगी, યોગી; च=અને, न=નહિ; निरग्निः= અગ્નિ તજનારો न=નહિ; च=અને; आक्रियः=ક્રિયા વગરનો.

શ્રી કૃષ્ણ બોલ્યા—કર્મના ફળના આશ્રય વિનાનો, જે કર્તવ્ય કર્મ કરે છે, તે સંન્યાસી અને યોગી છે. અગ્નિ તજનારો નહિ, અને ક્રિયા વગરનો પણ નહિ. ૧

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ॥**
**न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥**

यम=જેને; सन्यासम=સંન્યાસ, इति=એમ; प्राहु=કહે છે; योगम= યોગ, तम्=તેને; विद्धि=જાણ; पाडव=હે પાંડવ-અર્જુન; न=નથી; हि=કેમકે; असंन्यस्तसंकल्पः [ न सन्यस्तः संकल्प. येन सः]=સંકલ્પનો ત્યાગ કર્યા વગરનો; योगी=યોગી, भवति=થાય છે; कश्चन=કોઇ પણ;

હે અર્જુન ! જેને ‘ સંન્યાસ ’ એમ કહે છે,

તેને તું યોગ જાણ કેમકે સંકલ્પનો ત્યાગ કર્યા વગરનો કોઇ પણ યોગી થતો નથી. ૨

**आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ॥**
**योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥३॥**

आरुरुक्षो=પામવાને ઇચ્છનો; मुनेः=મુનિને, योगम्=યોગ, कर्म=કર્મ; कारणम्=સાધન, उच्यते=કહેવાય છે: योगारूढस्य ( योगम् आरूढस्य )=યોગારૂઢ થયલાને, तस्य=તે, एव=જ, शमः=શમ–શાંતિ–જ્ઞાન; कारणम्=સાધન उच्यते=કહેવાય છે,

યોગ પામવાને ઇચ્છતા મુનિને કર્મ સાધન કહેવાય છે, અને તે યોગમાં આરૂઢ થયલાને તો શમજ–જ્ઞાન–સાધન કહેવાય છે. ૩

**यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ॥**
**सर्व संकल्पसंन्यासो योगारूढस्तदोच्यते ॥ ४ ॥**

यदा=જ્યારે; हि=જ; न=નથી: इंद्रियार्थेषु=ઇંદ્રિયોના વિષયોમાં; न=નથી; कर्मसु=કર્મમાં; अनुषज्जते=આસક્ત થાય છે. सर्वसंकल्पसन्यासी ( सर्वेषाम् संकल्पानाम् सन्यासी )=સર્વ સંકલ્પ વગરનો; योगारूढः ( योगे आरूढ ] યોગારૂઢ, तदा=ત્યારે, उच्यते=કહેવાય છે;

જ્યારે પુરૂષ ઇંદ્રિયોના વિષયોમાં, અને કર્મમાં આસક્તજ થતો નથી, તથા સર્વ સંકલ્પ વગરનો થાય છે, ત્યારે 'યોગારૂઢ' કહેવાય છે. ૪

**उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ॥**
**आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥५॥**

उद्धरेत्=ઉદ્ધારવો; आत्मना=આત્મા વડે; आत्मानम्=આત્માને; न=નહિ; आत्मानम्=આત્માને; अवसादयेत्=નાશ કરવો, आत्मा=આત્મા; एव=જ; हि=કારણ કે; आत्मनः=આત્માનો. बन्धुः=બંધુ; आत्मा=આત્મા; एव=જ; रिपु=શત્રુ; आत्मनः=આત્માનો

આત્માવડે આત્માને ઉદ્ધારવો, આત્માનો નાશ કરવો નહિ, કારણ કે આત્માજ આત્માનો બંધુ છે, અને આત્મા જ આત્માનો શત્રુ છે. ૫

**बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ॥**
**अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥**

बंधुः=બંધુ; आत्मा=આત્મા, आत्मनः=આત્માનો तस्य=તેનો येन=જેણે; आत्मा=આત્મા; एव=જ; आत्मना=આત્મા વડે; जितः= જીત્યો છે, अनात्मनः [ नजितः आत्मा यस्य तस्य ]=આત્મા જીત્યા વગરનાનો, तु=પણ शत्रुत्वे=શત્રુપણામાં, वर्तेत=વરતે છે; आत्मा=આત્મા एव=જ; शत्रुवत्=શત્રુની પેઠે

જેણે આત્માને આત્માવડે જીત્યો છે, તેનો આત્માજ આત્માનો બંધુ છે, પણ આત્માને જીત્યા વગરનાનો આ-ત્માજ શત્રુની પેઠે શત્રુપણામાં વરતે છે. ૬

**जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ॥**
**शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥**

जितात्मनः = ( जितः आत्मा यस्य तस्य ) આત્માને જીતેલાને; प्रशांतस्य=પ્રશાંત આત્માને; परमात्मा=પરમાત્મા; समाहितः=સમાહિત-સમાધિનો વિષય થાય છે; शीतोष्णसुखदुःखेषु ( शीते च उष्णे च सुखे च दुःखे च )=શીત, ઉષ્ણ, સુખ અને દુઃખમાં; तथा=તથા; मानापमानयोः [ माने च अपमाने च ]=માન અને અપમાનમાં.

આત્માને જીતેલા અને પ્રશાંત આત્માને, શીત, ઉષ્ણ સુખ, દુઃખ, માન અને અપમાનમા, પરમાત્મા સમાધિનો વિષય થાય છે. ૭

**ज्ञानविज्ञान तृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ॥**
**युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥**

ज्ञानविज्ञान तृप्तात्मा ( ज्ञाने च विज्ञाने च तृप्तः आत्मा यस्य सः )=જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત થયલા આત્માવાળો; कूटस्थ=વિકાર રહિત; विजितेंद्रियः ( विजितानि इंद्रियाणि यस्य सः )=ઇંદ્રિયોને જીતનારો; युक्तः=યોગારૂઢ; इति=એમ; उच्यते=કહેવાય છે; योगी=યોગી; समलोष्टाश्मकाचनः (समानि लोष्टम् च अश्मा च काचनम् च यस्मै सः )= માટીનુંઢેફુ, પત્થર, અને સોનું સરખાં માનનાર.

જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત થયલા આત્માવાળો, અવિકારી, ઇંદ્રિયોને જીતનારો, અને માટીનું ઢેફું, પત્થર અને સોનું સરખાં માનનાર યોગી, "યોગારૂઢ" એમ કહેવાયછે.૮

**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ॥**
**साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥**

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ( सुहृत्सु च मित्रेषु च अरिषु च उदासीनेषु च मध्यस्थेषु च द्वेष्येषु च बंधुषु च )=સ્નેહી, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષી અને ભાઈઓમાં; साधुषु=સાધુઓમાં; अपि=પણ; पापेषु=પાપીઓમાં; समबुद्धिः [ समाबुद्धिः यस्य सः ] સમાન બુદ્ધિવાળો; विशिष्यते=સર્વોત્તમ છે.

સ્નેહી, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષી, ભાઈઓ, સાધુઓ અને પાપીઓમાં પણ જે સમાન બુદ્ધિવાળો તે સર્વોત્તમ છે. ૯

**योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ॥**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥१०॥**

योगी=યોગી; युंजीत=જોડે; सततम्=નિરંતર; आत्मानम्=અંતઃકરણને; रहसि=એકાન્તમાં, स्थितः=રહેલો; एकाकी=એકલો રહેલો; यतचित्तात्मा ( यतम् चित्तम् च आत्मा च यस्य सः ) ચિત્ત અને શરીરને નિયમમાં રાખનાર; निराशी=આશા વગરનો; अपरिग्रह=પદાર્થના સંગ્રહ વગરનો.

એકલો રહેલો અંતઃકરણ અને શરીરને નિયમમાં રાખનાર, આશા વગરનો, પદાર્થના સંગ્રહ વગરનો, અને એકાંતમાં રહેલો યોગી પોતાના અંતઃકરણને (આત્મામાં) -જોડે-સ્થિર કરે ૧૦

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ॥**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥११॥**

शुचौ=પવિત્ર; देशे=દેશમાં, प्रतिष्ठाप्य=સ્થાપીને; स्थिरम्=સ્થિર; आसनम्=આસન; आत्मनः=પોતાનું; न=નહિ, अत्युच्छ्रितम्=ઘણું ઉંચું; न=નહિ; अतिनीचम्=ઘણું નીચું; चैलाजिनकुशोत्तरम् [ चैलम् च अजिनम् च कुशाः च उत्तरम् यस्मिन् तत् ]=દર્ભ મૃગચર્મ અને વસ્ત્રવાળું.

પવિત્ર દેશમાં, ઘણું ઉંચું નહિ અને ઘણું નીચું નહિ. એવું, દર્ભ, મૃગચર્મ અને વસ્ત્રવાળું, પોતાનું આસન સ્થિર સ્થાપીને—૧૧

**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ॥**
**उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥१२॥**

तत्र=ત્યાં આસને બેસી; एकाग्रम्=એકાગ્ર; मनः=મનને; कृत्वा=કરીને, यतचित्तेंद्रियक्रियः ( यताः चित्तस्य च इंद्रियाणाम् च क्रिया यस्य सः )=ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાને વશ રાખનાર; उपविश्य=બેસીને; आसने=આસને, युञ्ज्यात्=સાધે; योगम्=યોગ; आत्मविशुद्धये [ आत्मनः विशुद्धये ]=અંતઃકરણની શુદ્ધિ માટે.

ત્યાં-આસને બેસી, ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાને વશ રાખનાર, મનને એકાગ્ર કરીને, અંતઃકરણની શુદ્ધિ માટે યોગ સાધે. ૧૨

**समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ॥**
**संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥१३॥**

**समम्=સરખાં; कायशिरोग्रीवम् ( कायः च शिरः च ग्रीवा च ) =શરીર; માથુ અને ડોકને; धारयन्=રાખતો; अचलम्=અચળ; स्थिरम्**

સ્થિર થઇ; संप्रेक्ष्य=જોઇને; नासिकाग्रम् ( नासिकायाः अग्रम् )= નાકની ટોચ; स्वम्=પોતાના; दिशः=દિશાઓ; च=અને; अनवलोकयन= ન જોતો.

શરીર, માથુ અને ડોકને, સરખાં અને અચલ રાખતો, સ્થિર થઈ દિશાઓને ન જોતો, પોતાના નાકની ટોચ જોઇ—૧૩

**प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ॥**
**मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४॥**

प्रशान्तात्मा ( प्रशान्तः आत्मा यस्य सः )=શાંત ચિત્તવાળો; विगतभीः ( विगता भीः यस्य सः )=ભય વગરનો; ब्रह्मचारिव्रते=( ब्रह्मचारिणः व्रते )=બ્રહ્મચર્યવ્રતમાં, स्थितः=રહેલો मनः=મનનો; संयम्य=સંયમ કરી, मच्चित्तः ( मयि चित्तं यस्य सः )=મારામાં ચિત્ત રાખનાર; युक्तः =સમાધિવાળો, आसीत=બેસે; मत्परः ( अहम् परः यस्य सः ) મારો શરણાગત.

શાંત ચિત્તવાળો, ભય વગરનો, બ્રહ્મચર્ય વ્રતમાં રહેલો, મનનો સંયમ કરી, મારામાં ચિત્ત રાખનાર, મારો શરણાગત, સમાધિવાળો યોગી બેસે-સ્થિર થાય—૧૪

**युंजन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ॥**
**शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥१५॥**

युजन्=જોડતો; एवम्=એમ सदा=સદા; आत्मानम्=ચિત્તને; योगी યોગી; नियतमानसः [ नियतम् मानसम् यस्य सः ]=મનને નિયમમાં

રાખનાર; शांतिम्=શાંતિને, निर्वाणपरमाम् [ निर्वाणम् परमम् यस्याः ताम् ]=પરમ નિર્વાણરૂપ, मत्संस्थाम्=(मयि संस्था यस्या ताम्)=મારામાં રહેલી; अधिगच्छति=પામે છે.

એમ સદા ચિત્તને (યોગમાં) જોડતો, મનને નિયમમાં રાખનાર યોગી, મારામાં રહેલી પરમનિર્વાણરૂપ શાંતિને પામે છે. ૧૫

**नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ॥**
**न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६॥**

न=નથી; अत्यश्नत=ઘણું ખાનારને; तु=પણ, योग=યોગ, अस्ति=છે न=નથી; च=અને, एकांतम्=કેવળ, अनश्नतः=નહિ ખાનારને; न નથી; च=તથા, अतिस्वप्नशीलस्य ( अति स्वप्नशीलम् यस्य तस्य )= ઘણું ઉંઘનારને, जाग्रतः=ઉજાગરો કરનારને; न=નથી; एव=જ, च=અને अर्जुन=હે અર્જુન

હે અર્જુન ? ઘણું ખાનારને યોગ (સિદ્ધ થતો) નથી, અને કેવળ નહિ ખાનારને પણ ( સિદ્ધ થતો ) નથી તથા ઘણું ઉંઘનારને ( યોગ સિદ્ધ થતો ) નથી, અને ઉજાગરો કરનારને પણ (સિદ્ધ થતો) નથી. ૧૬

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ॥**
**युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥**

युक्ताहार विहारस्य ( युक्तः आहारः च विहार च यस्य तस्य ) યોગ્ય આહાર વિહાર કરનારને; युक्त चेष्टस्य ( युक्ता चेष्टा यस्य

तस्य ) યોગ્ય પ્રવૃત્તિવાળાને; कर्मसु=કર્મમાં; युक्त स्वप्नावबोधस्य [युक्तः स्वप्नः च अवबोधः च यस्य तस्य ]=યોગ્ય ઉંઘનાર અને જાગનારને. योग=યોગ; भवति=થાય છે; दुःखहा=દુઃખને। નાશક.

યોગ્ય આહાર વિહાર કરનારને, ( કર્મમાં ) યોગ્ય પ્રવૃત્તિવાળાને, યોગ્ય ઉંઘનાર અને જાગનારને, યોગ દુઃખનાશક થાય છે. ૧૭

**यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ॥**
**निस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥१८॥**

यदा=જ્યારે, विनियतम=અત્યંત એકાગ્ર થયલું, चित्तम्=ચિત્ત, आत्मनि=આત્મામાં, एव=જ, अवतिष्ठते=સ્થિતિ કરે છે–રહે છે, निस्पृहः =નિસ્પૃહી થયલો सर्वकामेभ्यः ( सर्वेभ्यः कामभ्य )=સર્વ કામનાઓથી युक्तः=યુક્ત इति=એમ; उच्यते=કહેવાય છે, तदा=ત્યારે.

જ્યારે અત્યંત એકાગ્ર થયલું ચિત્ત આત્મામાં જ રહે છે, ત્યારે સર્વ કામનાઓથી નિસ્પૃહી થયલો તે (યોગી) "યુક્ત" છે, એમ કહેવાય છે. ૧૮

**यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ॥**
**योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥ १९ ॥**

यथा=જેમ, दीपः=દીવો; निवातस्थ=વાયુ વગરના સ્થાનમાં રહેલો; न इंगते=હાલતો નથી; सा=તે; उपमा=ઉપમા; स्मृता=ચિંતવન કરેલી છે; योगीन=યોગીને; यतचित्तस्य ( यतम चितम् यस्य तस्य= નિરુદ્ધ ચિત્તવાળા; युंजतः=સાધનારા; योगम्=યોગ; आत्मनः=આત્માને।;

જેમ વાયુ વગરના સ્થાનમાં રહેલો દીવો હાલતો નથી, તે ઉપમા નિરૂદ્ધ ચિત્તવાળા, અને આત્માનો યોગ સાધનારા યોગીને, ચિંત્વન કરેલી છે-અપાય છે. ૧૯

**यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ॥**
**यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥२०॥**

यत्र=જ્યાં उपरमते=વિરામ પામે છે. चित्तम्=ચિત્ત; निरुद्धम्=વૃત્તિ રહિત થયલું, योग सेवया ( योगस्य सेवया )=યોગના સેવન વડે; यत्र=જ્યાં; च=અને; एव=જ; आत्मना=અંતઃકરણ વડે; आत्मानम=આત્માને; पश्यन्=દેખતો; आत्मनि=પોતાનામાં, तुष्यति=સંતુષ્ટ થાય છે.

યોગના સેવન વડે વૃત્તિ રહિત થયલું ચિત્ત, જ્યાં વિરામ પામે છે, અને જ્યાં અંતઃકરણવડે આત્માને દેખતો, પોતાનામાં જ સંતુષ્ટ થાય છે,-ત્યાં યોગ જાણવો. ૨૦

**सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ॥**
**वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्वतः ॥२१॥**

सुखम्=સુખ, आत्यंतिकम्=અનંત; यत्=જે; तत्=તે-સુખ; बुद्धिग्राह्यम् ( बुद्ध्या ग्राह्यम् )=બુદ્ધિવડે અનુભવી શકાય તેવું; अतिंद्रियम् ( इंद्रियाणि अति )=ઇંદ્રિયોથી ન જાણી શકાય તેવું; वेत्ति=જાણે છે; यत्र=જેમાં-જે સ્થિતમાં; न=નથી; च=અને एव=જ; अयम्=આ; स्थितः=સ્થિર થયલો, चलति=ચલે છે; तत्त्वतः=તત્ત્વથી.

ઇંદ્રિયોથી ન જાણી શકાય તેવું, પણ બુદ્ધિ વડે

અનુભવી શકાય તેવું, જે અનંત સુખ છે, તે સુખ જે સ્થિતિમાં જાણે છે, અને આ સ્થિતિમાં સ્થિર થયલો પુરૂષ તત્ત્વથી નથી ચળતો-તેને યોગ જાણવો. ૨૧

**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ॥**
**यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥२२॥**

यम्=જેને लब्ध्वा=પામીને, च=અને अपरम्=બીજો; लाभम्=લાભ, मन्यते न=માનતો નથી अधिकम्=અધિક ततः=તેથી; यस्मिन=જેમાં; स्थितः=રહેલો; न=નથી; दुःखेन=દુઃખવડે; गुरुणा=મોટા; अपि=પણ, विचाल्यते=ચળે છે.

જેને પામીને બીજો લાભ તેથી અધિક માનતો નથી, અને જેમાં રહેલો મોટા દુઃખથી પણ ચળતો નથી-તેને યોગ જાણવો. ૨૨

**तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ॥**
**स निश्चयेन योक्तव्यो योगो निर्विण्णचेतसा ॥२३॥**

तम्=તે; विद्यात्=જાણવું. दुःखसंयोग वियोगम् ( दुःखैः संयोगेन वियोगम् )=દુઃખના સંયોગના વિયોગને; योगसंज्ञितम्=યોગનામ सः=તે; निश्चयेन=નિશ્ચયવડે. योक्तव्यः=યોજવો, योगः=યોગ; अनिर्विण्णचेतसा ( न निर्विण्णम् चेतः यस्य तेन )=કંટાળા વગરના ચિત્તવડે

તે દુઃખના સંયોગના વિયોગનું "યોગ" નામ જાણવું, તે યોગ કંટાળા વગરના ચિત્તવડે યોજવો. ૨૩

**संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ॥**
**मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥२४॥**

संकल्पप्रभवान्=સંકલ્પથી ઉત્પન્ન થતી; कामान्=કામનાઓથી त्यक्त्वा=તજીને. सर्वान्=સઘળી, अशेषतः=પૂરેપૂરી; मनसा=મનવડે, एव=જ; इंद्रियग्रामम् ( इंद्रियाणाम् ग्रामम् )=ઇંદ્રિયોના સમુહને. विनियम्य==વશ કરી समंततः=સર્વ તરફથી,

સંકલ્પથી ઉત્પન્ન થતી સઘળી કામનાઓને પૂરેપૂરી તજીને, સર્વ તરફથી ઇંદ્રિયોના સમુહને મન વડે જ વશ કરી—૨૪

**शनैः शनैः रुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ॥**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥२५॥**

शनैः शनैः=ધીમે ધીમે; उपरमेत्=વૃત્તિ રહિત કરે; बुद्ध्या=બુદ્ધિવડે; धृतिगृहीतया [ धृत्या गृहीतया ]=ધીરજવાળી; आत्मसंस्थम्=આત્મામાં સ્થિર; मनः=મનને; कृत्वा=કરીને; न=નહિ, किंचित्=કંઇ; अपि=પણ. चिंतयेत=ચિંતવન કરે,

ધીરજવાળી બુદ્ધિવડે ધીમે ધીમે (મનને) વૃત્તિરહિત કરે, અને મનને આત્મામાં સ્થિર કરીને, કંઈપણ ચિંતવન કરે નહીં. ૨૫

**यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ॥**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥२६॥**

यतः यत =જ્યાંથી જ્યાંથી निश्चरति=ચળીત થાય; मन:=મન. चचलम्=ચંચળ, अस्थिरम्=અસ્થિર; ततः ततः=ત્યાંથી ત્યાંથી नियम्य પાછું વાળીને; एतत्=એને, आत्मनि=આત્મામાં; एव=જ; वशम्=વશ; नयेत्=કરવું.

ચંચળ અને અસ્થિર મન જ્યાંથી જ્યાંથી ચળીત થાય, ત્યાંથી ત્યાંથી પાછું વાળી એને આત્મામાં જ વશ કરવું ૨૬

**प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ॥**
**उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥२७॥**

प्रशातमनसम् [ प्रशातम् मनः यस्यतम् ]=શાંત મનવાળા. हि=નિશ્ચય: एनम्=એ-એવા, योगिनम्=યોગીને; सुखम्=સુખ; उत्तमम्=ઉત્તમ उपैति=આવી મળે છે, शातरजसम् ( शातम् रजः यस्यतम् )=રજોગુણ વગરના; ब्रह्मभूतम्=બ્રહ્મરૂપ થયલા. अकल्मषम=નિષ્પાપી.

શાંત મનવાળા, રજોગુણ વગરના, બ્રહ્મરૂપ થયલા, અને નિષ્પાપી એવા યોગીને નિશ્ચય ઉત્તમ સુખ આવી મળે છે. ૨૭

**युंजन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ॥**
**सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥**

युंजन्=યોજતો; एवम्=એ પ્રમાણે; सदा=નિરંતર; आत्मानम्=ચિત્તને; योगी=યોગી; विगतकल्मषः ( विगतः कल्मषः यस्यसः )=પાપ

ચમરનો; सुखेन=અનાયાસે; ब्रह्मसंस्पर्शम् ( ब्रह्मणा संस्पर्शः यस्यतत् )= બ્રહ્માનુભવના; अत्यतम्=અત્યંત; सुखम्=સુખને. अश्नुते=પામે છે,

એ પ્રમાણે નિરંતર ચિત્તને યોજતો, પાપ વગરનો યોગી, બ્રહ્માનુભવના અત્યંત સુખને અનાયાસે પામે છે. ૨૮

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ॥**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥**

सर्वभूतस्थम् [ सर्वेषु भूतेषु तिष्ठति तम् ] સર્વ ભૂતોમાં રહેલો; आत्मानम्=આત્માને; सर्व भूतानि [ सर्वाणि भूतानि ]=સર્વ ભૂતોને; च=અને; आत्मनि=આત્મામાં; ईक्षते=જુએ છે, योगयुक्तात्मा [ योगेन युक्त, आत्मा यस्य सः ] યોગ યુક્ત ચિત્તવાળો; सर्वत्र=સર્વમાં समदर्शनः=સમદૃષ્ટિવાળો.

સર્વમાં સમદૃષ્ટિવાળો, અને યોગયુક્ત ચિત્તવાળો યોગી, આત્માને સર્વ ભૂતોમાં રહેલો અને સર્વ ભૂતોને આત્મામાં ( રહેલાં ) જુએ છે. ૨૯

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ॥**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥**

यः=જે; माम्=મને; पश्यति=જુએ છે; सर्वत्र=સર્વ ઠેકાણે; सर्वम्=સર્વને; च=અને; मयि=મારામાં; पश्यति=જુએ છે; तस्य=તેને; अहम्=હું; नप्रणश्यामि=જુદો જણાતો નથી; सः=તે, च=અને, मे=મને; नप्रणश्यति=જુદો જણાતો નથી.

જે મને સર્વ ઠેકાણે જુએ છે, અને મારામાં સર્વને જુએ છે, તેને હું જુદો જણાતો નથી, અને તે મને જુદો જણાતો નથી. ૩૦

**सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ॥**
**सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥३१॥**

सर्वभूतस्थितम्=[ सर्वेषु भूतेषु स्थितम् ]=સર્વ ભૂતોમાં રહેલા. यः=જે, माम्=મને, भजति=ભજે છે; एकत्वम्=અભેદ પણે, आस्थितः= રહેનાર; सर्वथा=સર્વ પ્રકારે वर्तमानः=વર્તતો છતો, अपि=પણ, सः=તે योगी=યોગી, मयि=મારામાં, वर्तते=વર્તે છે.

જે અભેદપણે રહેનાર, સર્વ ભૂતોમાં રહેલા મને ભજે છે, તે યોગી સર્વ પ્રકારે વર્તતો છતાં પણ મારામાં વર્તે છે. ૩૧

**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ॥**
**सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२॥**

आत्मौपम्येन ( आत्मनः औपम्येन )=પોતાના દૃષ્ટાંત વડે; सर्वत्र=સર્વ ભૂતોમાં; समम्=સમાન; पश्यति=જુએ છે, यः=જે; अर्जुन= હે અર્જુન, सुखम्=સુખને; वा=અથવા, यदि=વા, वा=અથવા, दुःखम्= દુઃખને; सः=તે; योगी=યોગી; परमः=શ્રેષ્ઠ; मतः=માનેલો છે.

હે અર્જુન! જે સર્વ ભૂતોમાં પોતાના દૃષ્ટાંત વડે સુખને અથવા દુઃખને સમાન જુએ છે, તે યોગી મેં શ્રેષ્ઠ માનેલો છે. ૩૨

अर्जुन उवाच ॥　　　　　　　　　　　　અર્જુન બોલ્યા—

**योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ॥**
**एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥३३॥**

यः=જે; अयम्=આ. योग=યોગ त्वया=તમે, प्रोक्त=કહ્યો; साम्येन=સમાન દૃષ્ટિવડે [ સિદ્ધ થતો ] मधुसूदन=હે મધુસૂદન–શ્રીકૃષ્ણ एतस्य=એની; अहम्=હું, नपश्यामि=જોતો નથી; चचलत्वात्=ચંચળ પણાથી; स्थितम्=સ્થિતિને. स्थिराम्=સ્થિર.

અર્જુન બોલ્યા–હે શ્રીકૃષ્ણ ? જે આ સમાનદૃષ્ટિવડે સિદ્ધ થતો યોગ તમે કહ્યો, એની સ્થિર સ્થિતિને હું ( મનના ) ચંચળપણાથી જોતો નથી. ૩૩

**चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवदृढम् ॥**
**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४॥**

चंचलम्=ચંચળ; हि=કેમકે. मन=મન, कृष्ण=હે શ્રીકૃષ્ણ, प्रमाथि=ઉદ્વેગવાળું: बलवत्=બળવાન. दृढम्=જક્કી; तस्य=તેના· अहम्=હું, निग्रहम्=નિગ્રહને; मन्ये=માનું છું. वायोः=વાયુના; इव=પેઠે. सुदुष्करम्=ઘણો કઠણ;

કેમકે, હે શ્રીકૃષ્ણ ? મન ચંચળ, ઉદ્વેગવાળું, બળવાન્ અને જક્કી છે. તેના નિગ્રહને હું વાયુની પેઠે ઘણો કઠણ માનું છું. ૩૪

श्री कृष्ण उवाच ॥　　　　　　　　　　　　શ્રી કૃષ્ણ બોલ્યા—

**असंशय महाबाहो मनो दुर्निग्रहं चलम् ॥**
**अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥३५॥**

असंशयम्=નિસંશય; महाबाहो=હે મહાબાહુ-અર્જુન; मनः=મન: दुर्निग्रहम्=વશ કરવું કઠણ; चलम्=ચંચળ; अभ्यासेन=અભ્યાસવડે. तु=પરંતુ. कौंतेय=હે કૌંતેય-અર્જુન; वैराग्येण=વૈરાગ્ય વડે; च=અને; गृह्यते=પકડાય છે-વશ કરી શકાય છે.

શ્રી કૃષ્ણ બોલ્યા-હે અર્જુન ? નિસંશય મન વશ કરવું કઠણ અને ચંચળ છે. પરંતુ હે અર્જુન ? અભ્યાસ વડે અને વૈરાગ્યવડે વશ કરી શકાય છે. ૩૫

**असंयतात्मना योगो दुष्प्राप्य इति मे मतिः**
**वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥३६॥**

असंयतात्मना ( असंयतः आत्मा यस्य तेन )=મનને વશ ન રાખનારથી. योगः=યોગ; दुष्प्राप्य=દુષ્પ્રાપ્ય; इति=એવી; मे=મારી, मतिः=મતિ. वश्यात्मना ( वश्य आत्मा यस्य तेन )=મન વશ રાખનારા; तु=પરંતુ. यतता=પ્રયત્ન કરનારે; शक्यः=શક્ય છે; अवाप्तुम=મેળવવાને, उपायतः=ઉપાયથી.

મનને વશ ન રાખનારથી યોગ દુષ્પ્રાપ્ય છે, એવી મારી મતિ છે. પરંતુ મન વશ રાખનાર અને પ્રયત્ન કરનાર ઉપાયથી મેળવવાને શક્ય છે. ૩૬

**अर्जुन उवाच ॥** શ્રી અર્જુન બોલ્યા—

**अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ॥**
**अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७॥**

अयति=યત્ન ન કરનાર; श्रद्धया उपेतः=શ્રદ્ધાવાળો; योगात्=યોગથી; चलितमानसः ( चलितम् मानसम् यस्य सः )=ચલિત મનવાળો; अप्राप्य=ન પામીને, योगसंसिद्धिम् ( योगस्य संसिद्धिम् )=યોગની સિદ્ધિ; काम्=કયી, गतिम्=ગતિને; कृष्ण=હે શ્રીકૃષ્ણ; गच्छति=પામે છે.

અર્જુન બોલ્યા–શ્રદ્ધાવાળો, યત્ન ન કરનાર, યોગથી ચળિત મનવાળો, યોગની સિદ્ધિ ન પામીને હે શ્રીકૃષ્ણ ? કયી ગતિને પામે છે ? ૩૭

**कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ॥**
**अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥३८॥**

कच्चित्=શું, न=નથી; उभयविभ्रष्टः ( उभयतः विभ्रष्टः )=બેઉ તરફથી ભ્રષ્ટ થયલો; छिन्नाभ्रम् ( छिन्नम् अभ्रम् )=છુટા થઈ ગયલા વાદળાની; इव=પેઠે, नश्यति=નાશ પામે છે; अप्रतिष्ठः=અપ્રતિષ્ઠિત; महाबाहो=હે મહાબાહુ શ્રીકૃષ્ણ, विमूढः=અતિમૂઢ થયલો, ब्रह्मणः=બ્રહ્મ; पथि=માર્ગમાં.

હે શ્રીકૃષ્ણ ? બ્રહ્મ માર્ગમાં અતિમૂઢ અને અપ્રતિષ્ઠિત, બેઉ તરફથી ભ્રષ્ટ થયલો, છુટા થઈ ગયલા વાદળની પેઠે શું નાશ નથી પામતો ? ૩૮

**एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ॥**
**त्वदन्यः संशयस्यास्य छेत्ता नह्युपपद्यते ॥३९॥**

एतत्=આ; मे=મારા; संशयम्=સંશયને; कृष्ण=હે શ્રીકૃષ્ણ;

छेत्तुम्=ટાળવાને; अर्हसि=યોગ્ય છો; अशेषत=પૂરેપૂરો, त्वत्=તમારા વિના; अन्य=બીજો કોઇ, संशयस्य=સંશયને, अस्य=આ; छेत्ता=ટાળનાર; न=નથી, हि=નિશ્ચય, उपपद्यते=સંભવે છે.

હે શ્રીકૃષ્ણ ? મારા આ સંશયને પૂરેપૂરો ટાળવાને તમે યોગ્ય છો, નિશ્ચય તમારા વિના બીજો કોઇ આ સંશયને ટાળનાર સંભવતો નથી—જે નહીં. ૩૯

श्रीकृष्ण उवाच ॥ શ્રીકૃષ્ણ બોલ્યા—

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ॥
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥४०॥

पार्थ=હે પાર્થ-અર્જુન; न=નહિ; एव=જ; इह=આ લોકમાં, न=નહિ; अमुत्र=પરલોકમાં, विनाश=નાશ; तस्य=તેનો; विद्यते=છે; न=નથી, हि=કેમકે, कल्याणकृत=કલ્યાણ કરનાર, कश्चित=કોઇ પણ; दुर्गतिम्=દુર્ગતિ; तात=હે તાત-અર્જુન; गच्छति=પામે છે.

શ્રીકૃષ્ણ બોલ્યા—હે અર્જુન ? આ લોકમાં કે પરલોકમાં તેનો નાશ છે જ નહિ. હે તાત ? કોઇ પણ કલ્યાણ કરનારો—શુભ કામ કરનારો—દુર્ગતિ પામતો નથી. ૪૦

प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ॥
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४१॥

प्राप्य=પામીને; पुण्यकृताम्=પુણ્ય કરનારના; लोकान्=લોકને; उषित्वा=રહીને; शाश्वतीः=ઘણો; समाः=સમય; शुचिनाम्=પવિત્ર; श्रीम-

तम=શ્રીમંતના; गेहे=ઘરમાં; योगभ्रष्टः ( योगात् भ्रष्ट. )=યોગથી ભ્રષ્ટ થયલો પુરૂષ, अभिजायते=જન્મે છે.

પુણ્ય કરનારના લોકને પામીને ( ત્યાં ) ઘણો સમય વસીને, પવિત્ર અને શ્રીમંતના ઘરમાં યોગથી ભ્રષ્ટ થયલો પુરૂષ જન્મે છે. ૪૧

**अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥**
**एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥४२॥**

अथवा=અથવા योगिनाम्=યોગિના, एव=જ, कुले=કુળમાં; भवति=ઉત્પન્ન થાય છે; धीमताम्=બુદ્ધિમાન एतत=એ, हि=ખરેખર; दुर्लभतरम्=ઘણો દુર્લભ; लोके=લોકમાં, जन्म=જન્મ यत्=જે, इदृशम्=આવો.

અથવા બુદ્ધિમાન્ યોગીના કુળમાંજ ઉત્પન્ન થાય છે. ખરેખર આ લોકમાં આવો જે જન્મ એ ઘણોજ દુર્લભ છે. ૪૨

**तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ॥**
**यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥४३॥**

तत्र=ત્યાં, तम्=તે; बुद्धिसंयोगम् ( बुद्धेः संयोगम् )=બુદ્ધિના સંયોગને; लभते=પામે છે; पौर्वदेहिकम्=પુર્વ દેહના, यतते=પ્રયત્ન કરે છે; च=અને; ततः=પછી; भूयः=ફરીથી; संसिद्धौ=સિદ્ધિને માટે. कुरुनन्दन. ( कुरुणाम् नन्दन )=હે કુરૂનંદન અર્જુન;

ત્યાં-યોગીના કુળમાં-પૂર્વદેહના બુદ્ધિસંયોગને તે

યોગભ્રષ્ટ–પામે છે, અને પછી હે અર્જુન ? સિદ્ધિને માટે તે પ્રયત્ન કરે છે. ૪૩

**पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ॥**
**जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥४४॥**

पूर्वाभ्यासेन ( पूर्वेण अभ्यासेन )=પુર્વના અભ્યાસવડે; तेन=તે. एव=જ; ह्रियते=ખેંચાય છે, हि=ખરેખર; अवशः=અવશ છતો, अपि=પણ; सः=તે; जिज्ञासुः=જીજ્ઞાસુ अपि=પણ; योगस्य=યોગનો; शब्दब्रह्म=શબ્દબ્રહ્મને વેદોક્ત કર્મને, अतिवर्तते=તરી જાય છે,

તે અવશ છતો પણ, તે પૂર્વના અભ્યાસ વડેજ ખેંચાય છે, ખરેખર ? યોગનો જીજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મને--વેદોક્ત કર્મને–તરી જાય છે. ૪૪

**प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः**
**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥४५॥**

प्रयत्नात्=પ્રયત્ને કરીને. यतमानः=યત્ન કરનાર; तु=તો; योगी=યોગી; संशुद्धकिल्बिषः [ संशुद्धम् किल्बिषम् यस्य सः=પાપથી શુદ્ધ થયલો; अनेकजन्मसंसिद्धः [ अनेक जन्मभिः संसिद्धः ]=અનેક જન્મથી સિદ્ધ થયલો; ततः=પછી; याति=પામે છે· पराम्=પરમ; गतिम्=ગતિને;

પ્રયત્ને કરીને યત્ન કરનાર, પાપથી શુદ્ધ થયલો, અને અનેક જન્મથી સિદ્ધ થયલો યોગી તો, પછી પરમ ગતિને પામે છે. ૪૫

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ॥**
**कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥४६॥**

तपस्विभ्यः=તપસ્વિઓથી; अधिकः=અધિક; योगी=યોગી; ज्ञानिभ्यः=જ્ઞાનિયોથી; अपि=પણ; मतः=માનેલો છે; अधिकः=અધિક; कर्मिभ्यः=કર્મ કરનારાઓથી, अधिकः=અધિક; योगी=યોગી; तस्मात्=તેટલા માટે; योगी=યોગી; भव=તું થા; अर्जुन=હે અર્જુન.

તપસ્વિઓથી યોગી અધિક છે, અને જ્ઞાનિયોથી પણ અધિક છે, કર્મ કરનારાઓથી પણ યોગી અધિક માનેલો છે. તેટલા માટે હે અર્જુન ? તું યોગી થા. ૪૬

**योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ॥**
**श्रद्धावान्भजते योमां स मे युक्ततमोमतः ॥४७॥**

योगिनाम्=યોગિઓમાં; अपि=પણ; सर्वेषाम्=સર્વ, मद्गतेन (माम् गतेन)=મારામાંજ; अंतरात्मना=અર્પેલા ચિત્તવડે; श्रद्धावान्=શ્રદ્ધાવાળો; भजते=ભજે છે; य =જે; माम्=મને; सः=તે; मे=મેં; युक्ततमः=ઉત્તમ યોગી. मतः=માન્યા છે.

સર્વ યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાળો, મારામાંજ અર્પેલા ચિત્તવડે મને ભજે છે, તે મેં ઉત્તમ યોગી મા- છે. ૪૭

## અધ્યાય છઠ્ઠો સંપૂર્ણ.



# सप्तमोऽध्यायः ॥ અધ્યાય સાતમો.

## ज्ञानविज्ञानयोगः ॥ જ્ઞાન અને વિજ્ઞાનનો યોગ.

**श्रीकृष्ण उवाच ॥** શ્રીકૃષ્ણ બોલ્યા—

**मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ॥**
**असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥**

मयि=મારામાં; आसक्तमनाः ( आसक्त मन यस्य सः )=આસક્ત મનવાળો, पार्थ=હે પાર્થ–અર્જુન. योगम्=યોગ; युजन्=કરતો, मदाश्रय ( अहम् आश्रयः यस्य सः )=મારા આશ્રયવાળો. असंशयम्=નિઃસંશય, समग्रम्=પુરેપુરો. माम्=મને; यथा=જે રીતે. ज्ञास्यसि=જાણીશ. तत्=તે, श्रृणु=સાંભળ.

શ્રીકૃષ્ણ બોલ્યા—હે અર્જુન ? મારામાં આસક્ત મનવાળો, મારા આશ્રયવાળો, અને યોગ કરતો તું નિઃસંશય જે રીતે પૂરેપૂરો મને જાણીશ, તે સાંભળ. ૧

**ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ॥**
**यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२॥**

ज्ञानम्=જ્ઞાન, ते=તને, अहम्=હું, सविज्ञानम् ( विज्ञानेनसह ) વિજ્ઞાન સહિત; इदम्=આ; वक्ष्यामि=કહીશ, अशेषतः=પુરેપુરૂં; यत्=જે; ज्ञात्वा =જાણીને; न=નહિ; इह=અહીંઆ, भूयः=ફરીથી; अन्यत्=બીજું. ज्ञातव्यम्=જાણવાનું; अवशिष्यते=બાકી રહે છે.

હું તને વિજ્ઞાન સહિત આ જ્ઞાન પુરેપુરૂં કહીશ, જે જાણીને અહિંઆં ફરીથી બીજું જાણવાનું બાકી રહેતું નથી. ૨

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ॥**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥**

मनुष्याणाम्=મનુષ્યોમાં; सहस्रेषु=હજારોમાં; कश्चित्=કોઇકજ; यतति=યત્ન કરે છે; सिद्धये=સિદ્ધિને માટે; यतताम्=પ્રયત્ન કરનારા; अपि=પણ, सिद्धानाम्=સિદ્ધોમાં; कश्चित्=કોઇકજ, माम्=મને, वेत्ति=જાણે છે; तत्त्वतः=તત્ત્વથી.

હજારો મનુષ્યોમાં કોઇક જ સિદ્ધિને માટે યત્ન કરે છે. યત્ન કરનારા સિદ્ધોમાં પણ કોઇકજ મને તત્ત્વથી જાણે છે. ૩

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ॥**
**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥**

भूमिः=પૃથ્વિ, आपः=પાણી; अनलः=અગ્નિ; वायुः=વાયુ; खम्=આકાશ; मनः=મન; बुद्धिः=બુદ્ધિ; एव=જ; च=અને; अहंकारः=અહંકાર; इति=એ પ્રમાણે; इयम्=આ; मे=મારી; भिन्ना=ભિન્ન; प्रकृतिः=પ્રકૃતિ अष्टधा=આઠ પ્રકારની;

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એ પ્રમાણે આ મારી પ્રકૃતિ આઠ પ્રકારની ભિન્ન છે. અર્થાત્ આઠ ભેદ થયલા છે. ૪

**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ॥**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥५॥**

अपरा=અપરા. इयम्=આ; इतः=આથી. तु=પણ. अन्याम्=બીજી प्रकृतिम्=પ્રકૃતિ; विद्धि=જાણ, मे=મારી; पराम्=પરા जीवभूताम्=જીવરૂપ; महाबाहो=હે મહાબાહુ-અર્જુન. यया=જેના વડે, इदम्=આ, धार्यते=ધારણ કરાય છે; जगत=જગત.

આ અપરા છે. પણ આથી બીજી મારી પરા પ્રકૃતિને જીવરૂપ જાણ, હે અર્જુન? જેનાવડે આ જગત ધારણ કરાય છે. ૫

**एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ॥**
**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥६॥**

एतद्योनीनि ( एषा योनिः येषाम् तानि )=આ બે યોનિ-પ્રકૃતિથી -ઉપજેલાં-છે; भूतानि=ભૂતો; सर्वाणि=સર્વ; इति=એમ; उपधारय=સમજી લે अहम्=હું; कृत्स्नस्य=આખા, जगत=જગતનો; प्रभवः=ઉત્પન્ન કરનાર; प्रलयः=નાશ કરનાર; तथा=તથા.

સર્વ ભૂતો આ બે પ્રકૃતિથી ઉપજેલાં છે, એમ સમજી લે. હું આખા જગતનો ઉત્પન્ન કરનાર તથા નાશ કરનાર છું. ૬

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ॥**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥**

मत्तः=મારાથી; परतरम्=ઉત્તમ; न=નહિ; अन्यत्=બીજું; किंचित्=કાંઈ; अस्ति=છે, धनंजय=હે ધનંજય-અર્જુન; मयि=મારામાં; सर्वम्=બધું, इदम्=આ; प्रोत्तम=પરોવાયલું છે; सुत्रे=દોરામાં; मणिगणाः (मणीनाम् गणाः)=મણીઓની; इव=પેઠે.

હે અર્જુન ? મારાથી ઉત્તમ બીજું કાંઈ છે નહિ, આ બધું મારામાં દોરામાં મણિઓની પેઠે, પરોવાયલું છે. ૭

**रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः ॥**
**प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥८॥**

रसः=રસ; अहम्=હું. अप्सु=જળમાં, कौंतेय=હે કૌંતેય-અર્જુન; प्रभा=તેજ; अस्मि=છુ, शशिसुर्ययोः (शशिनः च सूर्यस्य च)=ચંદ્ર અને સૂર્યનું; प्रणवः=પ્રણુવ सर्ववेदेषु (सर्वेषु वेदेषु)=સર્વ વેદોમાં, शब्दः=શબ્દ; खे=આકાશમાં, पौरुषम्=પુરૂષત્વ; नृषु=નરોમાં;

હે અર્જુન ? જળમાં રસ હું છું, ચંદ્ર અને સૂર્યનું તેજ હું છું, સર્વ વેદોમાં પ્રણવ, આકાશમાં શબ્દ, અને નરોમાં પુરૂષત્વ હું છું. ૮

**पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ॥**
**जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥९॥**

पुण्यः=પવિત્ર; गंधः=ગંધ; पृथिव्याम्=પૃથ્વિમાં; च=અને; तेजः=તેજ; च=અને; अस्मि=છુ; विभावसौ=અગ્નિમાં; जीवनम्=જીવન; सर्वभूतेषु=(सर्वेषु भुतेषु)=સર્વ ભૂતોમાં; तपः=તપ; च=અને; अस्मि=છું; तपस्विषु=તપસ્વિઓમાં.

પૃથ્વીમાં પવિત્ર ગંધ અને અગ્નિમાં તેજ હું છું. સર્વ ભૂતોમાં જીવન અને તપસ્વીઓમાં તપ હું છું ૯

**बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ॥**
**बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥**

बीजम्=બીજ, माम्=મને, सर्वभुतानाम [ सर्वेषाम् भुतानाम् ]=સર્વ ભૂતોનું; विद्धि=જાણ; पार्थ=હે પાર્થ–અર્જુન; सनातनम्=સનાતન; बुद्धिः=બુદ્ધિ; बुद्धिमताम्=બુદ્ધિમાનોની अस्मि=છું, तेजः=તેજ; तेजस्विनाम्=તેજસ્વીઓનું; अहम्=હું.

હે અર્જુન ? સર્વભૂતોનું સનાતન બીજ મને જાણ; બુદ્ધિમાનોની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ હું છું. ૧૦

**बलं बलवतामस्मि कामरागविवर्जितम् ॥**
**धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥**

बलम्=બળ, बलवताम्=બળવાનોનું; अस्मि=છું, कामरागविवर्जितम् ( कामेन च रागेण च विवर्जितम )=ઇચ્છા અને દ્વેષવગરનું, धर्माविरुद्ध [ धर्मेण अविरुद्ध ]=ધર્મથી અવિરુદ્ધ એવો, भूतेषु=ભૂતોમાં, कामः=કામ: अस्मि=છું, भरतर्षभ=હે ભરતર્ષભ—અર્જુન.

હે અર્જુન ? બળવાનોનું ઇચ્છા અને દ્વેષ વગરનું બળ અને ભૂતોમાં ધર્મથી અવિરુદ્ધ એવા કામ હું છું.૧૧

**ये चैव सात्विका भावा राजसास्तामसाश्चये ॥**
**मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥**

ये=જેઓ; चएव=તેમજ. सात्विका=સાત્વિક. भावा=ભાવો; रा॰ जसाः=રાજસ; तामसाः=તામસ, च=અને. ये=જેઓ; मत्त=મારાથી; एव=જ; इति=એમ; तान्=તેઓને; विद्धि=જાણ, न=નથી; तु=પણ; अहम्=હું. तेषु=તેમનામાં; ते=તેઓ; मयि=મારામાં;

જેઓ સાત્વિક અને જેઓ રાજસ તથા તામસ ભાવો છે. તેઓને મારાથી જ (ઉપજ્યા છે) એમ જાણ તેમનામાં હું નથી પણ તેઓ મારામાં છે. ૧૨

**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ॥**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३॥**

त्रिभिः=ત્રણ. गुणमयैः=ગુણમય; भावैः=પદાર્થોવડે; एभिः=આ; सर्वम्=આખુ, इदम्=આ जगत्=જગત मोहितम्=મોહ પમાડેલું છે; न अभिजानाति=જાણતુ નથી; माम्=મને, एभ्यः=આનાથી; परम्=પર; अव्ययम्=વિકાર રહિત.

આ આખું જગત આ ત્રણ ગુણમય પદાર્થો વડે મોહ પમાડેલું છે, (તેથી) આનાથી પર તથા વિકાર રહિત મને જાણતું નથી. ૧૩

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ॥**
**मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥१४॥**

दैवि=[illegible]. हि ખરેખર; एषा=આ; गुणमयी=ગુણવાળી; मम=મારી, माया=માયા, दुरत्यया=દુઃખે કરી તરાય એવી; माम्=મારે; ये=જેઓ; प्रपद्यंते=શરણે આવે છે; मायाम्=માયાને; एताम्=આ; तरंति=તરે છે; ते=તેઓ;

આ મારી ગુણવાળી દૈવી માયા ખરેખર દુઃખે કરી તરાય એવી છે. જેઓ મારે શરણે આવે છે, તેઓ આ માયાને તરે છે. ૧૪

**न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ॥**
**मायया पहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥१५॥**

न=નથી. माम्=મારે दुष्कृतिनः=પાપ કરનારા. मूढाः=મૂઢો प्रपद्यते=શરણે આવે છે, नराधमाः (नरेषू अधमाः)= અધમ માણસો: मायया=માયા વડે; अपहृतज्ञानाः (अपहृतम् ज्ञानम् येषाम् ते)=હણાયલા જ્ઞાનવાળા; आसुरम्=આસુરી. भावम्=ભાવને; आश्रिताः=પામેલા

પાપ કરનારા, મુઢ, અધમ માણસો, માયા વડે હણાયલા જ્ઞાનવાળા, અસુરી ભાવને પામેલા, મારે શરણે આવતા નથી. ૧૫

**चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन॥**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥१६॥**

चतुर्विधाः=ચાર પ્રકારના; भजते=ભજે છે; माम्=મને; जनाः= માણસો; सुकृतिनः=સુકૃત કરનારા; अर्जुन=હે અર્જુન; आर्तः=પીડાવાળો जिज्ञासुः=જીજ્ઞાસુ; अर्थार्थी (अर्थे अर्थयते.इति)=ભોગ સાધનોને ઇચ્છતો ज्ञानी=જ્ઞાની. च=અને; भरतर्षभ=હે ભરતર્ષભ–અર્જુન.

હે અર્જુન ? ચાર પ્રકારના સુકૃત કરનારા માણસો મને ભજે છે. પીડાવાળો, જીજ્ઞાસુ, ભોગ સાધનોને ઇચ્છતો, અને જ્ઞાની. ૧૬

तेषां ज्ञानी नित्ययुक्त एक भक्तिर्विशिष्यते ॥
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥

तेषाम्=તેઓમાં; ज्ञानी=જ્ઞાની, नित्ययुक्तः ( नित्यम्युक्तः )=નિત્ય યુક્ત; एकभक्ति=[ एकस्मिन् भक्तिः यस्य सः ]= એક ભક્તિવાળો; विशिष्यते=શ્રેષ્ટ છે, प्रियः=પ્રિય, हि=કેમકે; ज्ञानिनः=જ્ઞાનિને; अत्यर्थम्=ઘણોજ; अहम्=હું; सः=તે; च=અને; मम=મને; प्रियः=પ્રિય.

તેઓમાં નિત્યયુક્ત અને એક ભક્તિવાળો જ્ઞાની શ્રેષ્ટ છે. કેમકે હું જ્ઞાનીને ઘણોજ પ્રિય છું, અને તે મને પ્રિય છે. ૧૭

उदाराःसर्व एवै ते ज्ञानी त्वात्मैव मे मतम् ॥
आस्थितः सहि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥१८॥

उदाराः=શ્રેષ્ટ છે; सर्वे=સર્વ; एव=જ; एते=આ; ज्ञानी=જ્ઞાની; तु=પણ; आत्मा=આત્મા; एव=જ; मे=મારો, मतम्=મત आस्थितः=આશ્રયે રહેલો છે; सः=તે; हि=કેમકે; युक्तात्मा ( युक्तः आत्मा: यस्य सः ) યુક્તાત્મા; माम=મારે; एव=જ; अनुत्तमाम् ( न अस्ति उत्तमा यस्याः ताम् )=ઉત્તમોત્તમ; गतिम्=ગતિરૂપ.

આ સર્વ શ્રેષ્ટજ છે, પણ જ્ઞાની તો મારો આત્માજ છે, (એમ) મારો મત છે. કેમકે યુક્તાત્મા ઉત્તમોત્તમ ગતિરૂપ મારેજ આશ્રયે રહેલો છે. ૧૮

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ॥
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥१९॥

बहूनाम्=ઘણાં; जन्मनाम्=જન્મોને; अंते=અંતે. ज्ञानवान्=જ્ઞાનવાન પુરૂષ; माम्=મને, प्रपद्यते=પામે છે; वासुदेव=વાસુદેવ, सर्वम्=સર્વ; इति=એમ सः=તે, महात्मा (महान आत्मा: यस्य सः )=મહાત્મા; सुदुर्लभ=ઘણો દુર્લભ છે.

ઘણાં જન્મોને અંતે જ્ઞાનવાન પુરૂષ “ સર્વ વાસુદેવ છે ” એમ જાણી મને પામે છે, તે મહાત્મા ઘણો દુર્લભ છે. ૧૯

**कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्य देवता ॥**
**तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥२०॥**

कामैः=કામનાઓ વડે तैः=તે, तैः=તે; हृतज्ञाना=( हृतम् ज्ञानम् येषाम् ते ) = હણાયલા જ્ઞાનવાળા; प्रपद्यंते=શરણે જાય છે; अन्य देवता ( अन्याः देवता )=બીજા દેવોને, तम्=તે, तम्=તે; नियमम्=નિયમ, आस्थाय=પામીને; प्रकृत्या=પ્રકૃતિ વડે नियता=દોરાયલા; स्वया=પોતાની.

તે તે કામનાઓવડે હણાયલા જ્ઞાનવાળા, પોતાની પ્રકૃતિવડે દોરાયલા, તે તે નિયમ પામીને બીજા દેવોને શરણે જાય છે. ૨૦

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ॥**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१॥**

यः यः=જે જે; याम् याम्=જેને જેને, तनुम्=મૂર્તિને; भक्तः=ભક્ત; श्रद्धया=શ્રદ્ધાવડે; अर्चितुम्=પુજવા; इच्छति=ઇચ્છે છે; तस्य=

તેની, अचलाम्=અચળ, तस्य=તેની; श्रद्धाम्=શ્રદ્ધાને; ताम्=તે, एव=જ; विदधामि=દઢ કરૂં છું. अहम्=હું.

જે જે ભક્ત જે જે મર્તિને શ્રદ્ધાવડે પૂજવા ઇચ્છે છે, તેની તેની તે અચળ શ્રદ્ધાને હું દઢ કરૂં છું. ૨૧

**स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ॥**
**लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥२२॥**

सः=તે-પુરૂષ; तया=તે श्रद्धया=શ્રદ્ધાવડે; युक्तः=યુક્ત થઇને; तस्य=તેનું; आराधनम्=આરાધન, ईहते=કરે છે. लभते=પામે છે; च=અને; ततः=તેની પાસેથી कामान्=કામને मया=મે, एव=જ, विहितान =નિર્મેલા, हि=ખરેખર, तान्=તે.

તે પુરૂષ શ્રદ્ધાવડે યુક્ત થઇને તેનું આરાધન કરે છે, અને તેની પાસેથી મેંજ નિર્મેલા તે કામોને ખરેખર પામે છે. ૨૨

**अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ॥**
**देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥२३॥**

अंतवत्=નાશવંત, तु=પણ, फलम्=ફળ, तेषाम्=તે, तत्=તે; भवति=થાય છે; अल्पमेधसाम् ( अल्पा मेधा येषाम् तेषाम् )=અલ્પ બુદ્ધિવાળાઓનું; देवान्=દેવોને, देवयजः ( देवान् यजते इति )=દેવોને પુજનારા; यांति=પામે છે, मद्भक्ताः (मम भक्ता )=મારા ભક્તો, यांति= પામે છે, माम्=મને, अपि=પણ.

પણ તે અલ્પ બુદ્ધિવાળાઓનું તે ફળ નાશવંત થાય

છે. દેવોને પૂજનારા દેવોને પામે છે, પણ મારા ભક્તો મને પામે છે. ૨૩

**अव्यक्त व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ॥**
**परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥२४॥**

अव्यक्तम-અવ્યક્તને, व्यक्तिम=વ્યક્તિ; आपन्नम=થયલો; मन्यंते=માને છે, माम=મને, अबुद्धयः=બુદ્ધિ વિનાના પુરૂષો; परम्=પરમ: भावम्=ભાવ, अजानत=જાણ્યા વગર: मम=મારો; अव्ययम=અવ્યયી; अनुत्तमम्=અતિશ્રેષ્ટ.

બુદ્ધિ વિનાના પુરૂષો, મારો અવ્યયી અતિશ્રેષ્ટ અને પરમ ભાવ જાણ્યા વગર, મને અવ્યક્તને વ્યક્ત થયલો માને છે. ૨૪

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ॥**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥२५॥**

न=નથી. अहम्=હું; प्रकाश=પ્રગટ, सर्वस्य=સર્વને; योगमाया समावृतः ( योगमायया समावृत: ) યોગમાયા વડે ઢંકાયલો; मूढः=મૂઢ; अयम्=આ; न अभिजानाति=જાણતો નથી. लोक.=લોક, माम्=મને अजम=અજન્મા, अव्ययम्=અવ્યયી.

યોગમાયાવડે ઢંકાયલો હું, સર્વને પ્રગટ નથી. આ મુઢલોક અજન્મા અને અવ્યયી એવા મને, જાણતો નથી. ૨૫

**वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ॥**
**भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥२६॥**

वेद=જાણું છું; अहम्=હું; समतीतानि=થઇ ગયલાં; वर्तमानानि=હાલ છે તે; च=અને, अर्जुन=હે અર્જુન; भविष्याणि=હવે પછી થવાનાં; च=અને; भूतानि=પ્રાણીઓને; माम्=મને; तु=પરંતુ; वेद=જાણતો નથી. कश्चन=કોઇ પણ.

હે અર્જુન ? હું થઇ ગયલાં, હાલ છે તે, અને હવે પછી થવાનાં સર્વ પ્રાણીઓને જાણું છું. પરંતુ મને કોઇ પણ જાણતો નથી. ૨૬

**इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ॥**
**सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥२७॥**

इच्छाद्वेषसमुत्थेन (इच्छायाः च द्वेषात् च समुत्तिष्ठति इति तेन) ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા; द्वंद्वमोहेन (द्वंद्वस्य मोहेन) દ્વંદ્વના મોહવડે; भारत=હે-ભારત-અર્જુન; सर्वभूतानि [सर्वाणि भूतानि] સર્વ પ્રાણીઓ; संमोहम्=મોહ; सर्गे=ઉત્પત્તિ વેળા, यांति=પામે છે; परंतप=હે પરંતપ-અર્જુન.

હે અર્જુન ? ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા દ્વંદ્વના મોહવડે, સર્વ પ્રાણીઓ ઉત્પત્તિવેળા મોહ પામે છે. ૨૭

**येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ॥**
**ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥२८॥**

येषाम्=જે, तु=પરંતુ; अंतगतम्=[अंतम् गतम्]=અંત આવ્યો છે; पापम्=પાપનો; जनानाम्=જનોનાં; पुण्यकर्मणाम् (पुण्यम् कर्म येषाम् तेषाम्)=પુણ્યકર્મવાળા; ते=તેઓ; द्वंद्वमोहनिर्मुक्ता; [द्वंद्वस्य मोहात्

निर्मुक्ताः ]દ્વંદ્વના મોહથી મુક્ત થયલા; भजंते=ભજે છે, माम्=મને; दृढव्रताः [ दृढम् व्रतम् येषाम् ते ]=દૃઢવ્રતવાળા.

પરંતુ જે પુણ્યકર્મવાળા જનોનાં પાપનો અંત આવ્યો છે, તેઓ દ્વંદ્વના મોહથી મુક્ત થયલા, દૃઢવ્રતવાળા મને ભજે છે. ૨૮

**जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ॥**
**ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥२९॥**

जरामरणमोक्षाय [ जरायाः च मरणात् च मोक्षाय ]=ઘડપણ અને મરણથી છૂટવા માટે; माम्=મને; आश्रित्य=આશ્રય કરીને; यतंति=પ્રયત્ન કરે છે; ये=જેઓ, ते=તેઓ ब्रह्म=બ્રહ્મને; तत्=તે, विदुः=જાણે છે; कृत्स्नम्=સમગ્ર, अध्यात्मम्=અધ્યાત્મને; कर्म=કર્મને, च=અને; अखिलम्=સઘળાં.

ઘડપણ અને મરણથી છુટવા માટે મારો આશ્રય કરીને, જેઓ પ્રયત્ન કરે છે, તેઓ તે બ્રહ્મને, સમગ્ર અધ્યાત્મને, અને સઘળા કર્મને જાણે છે. ૨૯

**साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ॥**
**प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥३०॥**

साधिभूताधिदैवम् ( अधिभूतेन च अधिदैवेन च सह )=અધિભૂત; અને અધિદૈવ સહિત, माम्=મને; साधियज्ञम् [ अधियज्ञेन सह ]=અધિયજ્ઞ સહિત; च=અને; ये=જેઓ; विदुः=જાણે છે; प्रयाणकाले ( प्रयाणस्य काले )=મરણ વખતે; अपि=પણ; च=અને, माम्=મને,

ते=તેઓ; विदुः=જાણે છે; युक्तचेतसः (युक्तम् चेतसः येषाम् ते) યુક્ત ચિત્ત વાળા.

જેઓ અધિભૂત અને અધિદૈવ સહિત તથા અધિયજ્ઞ સહિત મને જાણેછે, તેઓ યુકત ચિતવાળા મરણ વખતે પણ મને જાણે છે. ૩૦

અધ્યાય સાતમો સંપૂર્ણ.

---

## अष्टमाऽध्यायः ॥ અધ્યાય આઠમો.

## अक्षर ब्रह्मयोगः ॥ અક્ષર બ્રહ્મયોગ.

अर्जुन उवाच ॥  અર્જુન બોલ્યા—

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ॥
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥१॥

किम=શું; तत्=તે; ब्रह्म=બ્રહ્મ किम्=શું; अध्यात्मम=અધ્યાત્મ; किम्=શું;कर्म=કર્મ, पुरुषोत्तम (पुरुषेषु उत्तम)=હે પુરૂષોમાં-ઉત્તમ શ્રીકૃષ્ણ अधिभूतम्=અધિભૂત; च=અને; किम्=શું. प्रोक्तम्=કહ્યું; अधिदैवम=અધિદૈવ; किम्=શું; उच्यते=કહેવાય છે.

અર્જુન બોલ્યા—હે શ્રીકૃષ્ણ ? તે બ્રહ્મ શું ? અધ્યાત્મ શું ? કર્મ શું ? અને અધિભુત શું કહ્યું ? અને અધિદૈવ શું કહેવાય છે ? ૧

**अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन॥**
**प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥**

अधियज्ञः=અધિયજ્ઞ; कथम्=કેવી રીતે. कः=કોણ, अत्र અહિં, देहे=દેહમાં. अस्मिन्=આ; मधुसूदन=હે મધુસુદન-શ્રીકૃષ્ણ, प्रयाणकाले=મરણ વખતે; च=અને, कथम्=કેવી રીતે; ज्ञेय=જ્ઞેય; असि=છો; नियतात्मभिः ( नियतः आत्मा येषाम् तैः )=મનને નિયમમાં રાખનારાઓથી.

હે શ્રીકૃષ્ણ ? અહિં આ દેહમાં અધિયજ્ઞ કોણ છે ? અને કેવી રીતે છે ? મનને નિયમમાં રાખનારાઓથી મરણ વખત (આપ) કેવી રીતે જ્ઞાત છો ? ૨

**श्री कृष्ण उवाच ॥** શ્રી કૃષ્ણ બોલ્યા—

**अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ॥**
**भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥३॥**

अक्षरम्=નાશ રહિત છે તે ब्रह्म=બ્રહ્મ; परमम्=પરમ; स्वभाव=સ્વભાવ; अध्यात्मम्=અધ્યાત્મ उच्यते=કહેવાય છે; भुतभावोद्भवकरः ( भुतानाम् भावस्य उद्भवम् करोति इति सः )=ભૂત રૂપી વસ્તુની ઉત્પત્તિ કરનાર; विसर्गः=ત્યાગ; कर्मसंज्ञितः ( कर्म संज्ञा यस्य सः )=કર્મ-નામથી કહેલો છે.

શ્રીકૃષ્ણ બોલ્યા—નાશ રહિત છે, તે પરમ બ્રહ્મ છે. સ્વભાવ અધ્યાત્મ કહેવાય છે. ભૂતરૂપી વસ્તુની ઉત્પત્તિ કરનાર ત્યાગને કર્મ નામથી કહેલો છે. ૩

**अधिभूतं क्षरोभावः पुरुषश्चाधिदैवतम् ॥**
**अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥४॥**

**अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ॥**
**अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥४॥**

अधिभूतम्=અધિભુત; क्षरः=નાશવાન્; भावः=પદાર્થ; पुरुषः=પુરૂષ; च=અને; अधिदैवतम्=અધિદૈવ. अधियज्ञः=અધિયજ્ઞ; अहम्=હું; एव=જ; अत्र=આ; देहे=દેહમાં; देहभृताम् [ देहम् बिभ्रति इति तेषाम् ]=હે દેહ ધારણ કરનારાઓમાં; वर=ઉત્તમ.

નાશવાન્ પદાર્થ અધિભૂત છે. પુરૂપ અધિદૈવ છે. અને હે દેહ ધારણ કરનારાઓમાં ઉત્તમ–અર્જુન આ દેહમાં હુંજ અધિયજ્ઞ છું. ૪

**अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ॥**
**यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥५॥**

अंतकाले [ अंतस्य काले ]=અંતકાળે, च=અને; माम्=મને; एव જ; स्मरन्= સ્મરણ કરતો; मुक्त्वा=છોડીને; कलेवरम=શરીર, यः=જે· प्रयाति=જાય છે; सः=તે; मद्भावम् ( मम भावम )=મારા ભાવને; याति =પામે છે; अस्ति=નથી; अत्र=એમાં; संशयः=સંશય.

અને અંતકાળે મને જ સ્મરણ કરતો, શરીર છોડીને જે જાય છે, તે મારા ભાવને પામે છે, એમા સંશય નથી. ૫

**यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ॥**
**तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥६॥**

यम् यम्=જે જે, वा=અથવા; अपि=પણ; स्मरन्=સ્મરણ કરતો;

भावम्=ભાવનું; त्यजति=તજે છે; अंते=અંતે; कलेवरम्=શરીરને; तम्=તેને; तम्=તેને; एव=જ; एति=પામે છે; कौंतेय=હે કૌંતેય-અર્જુન; सदा=હમેશાં; तद्भावभावितः (तेन भावेन भावितः) તે ભાવની ભાવનાવાળો હોવાથી.

અથવા જે જે ભાવનું પણ સ્મરણ કરતો પુરૂષ અંતે શરીરને તજે છે, તેને તેને જ હે અર્જુન ? હમેશાં તે ભાવની ભાવનાવાળો હોવાથી પામે છે. ૬

**तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ॥**
**मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७॥**

तस्मात्=તેટલા માટે; सर्वेषु=સર્વ; कालेषु=કાળમાં; माम्=મને; अनुस्मर=સંભાર; युद्धय=યુદ્ધ કર; च=અને; मय्यार्पितमनो बुद्धिः (मयि अर्पिते मनः च बुद्धिः च यस्य सः)=મારામાં મન અને બુદ્ધિ અર્પણ કરેલો તું, माम्=મને; एव=જ; एष्यासि=પામીશ; असंशयम्=નિઃસંશય.

તેટલા માટે સર્વ કાળમાં મને સંભાર, અને યુદ્ધ કર. મારામાં મન અને બુદ્ધિ અર્પણ કરેલો તું, મનેજ નિઃસંશય પામીશ. ૭

**अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ॥**
**परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥८॥**

अभ्यासयोग युक्तेन (अभ्यासेन च योगेन च युक्तेन)=અભ્યાસ અને યોગથી યુક્ત; चेतसा=ચિત્તવડે न अन्यगामिना (अन्यम् गच्छति इति तेन)=બીજે ન જનારા; परमम्=પરમ; पुरुषम्=પુરૂષને

दिव्यम्=દિવ્ય; याति=પામે છે; पार्थ=હે પાર્થ-અર્જુન; अनुचिंतयन्= નિરંતર ચિંતવન કરતો પુરૂષ.

હે અર્જુન ? નિરંતર ચિંતવન કરતો પુરૂષ અભ્યાસ અને યોગથી યુક્ત, બીજે ન જનારા ચિત્તવડે પરમ દિવ્ય પુરુષને પામે છે. ૮

**कविं पुराणमनुशासितार—**
**मणोरणीयांसमनुस्मरेद्यः ॥**
**सर्वस्य धातारमचिंत्यरूप—**
**मादित्यवर्णं तमसः परस्तात् ॥९॥**

कविम्=સર્વજ્ઞ; पुराणम्=અનાદિ; अनुशासितारम्=સહુનો નિયંતા; अणोः=સૂક્ષ્મથી; अणीयासम्=અતિ સૂક્ષ્મ; अनुस्मरेत्=સ્મરણ કરે છે; यः=જે; सर्वस्य=સર્વને; धातारम्=ધારણ કરનાર; अचिंत्यरूपम् ( अचिंत्यम् रूपम् अस्यतत् )=વિચારમાં ન આવે એવા રૂપવાળો; आदित्यवर्णम् (आदित्यस्य वर्ण इतिवर्णो यस्यतम् )=સૂર્યના જેવા પ્રકાશી; तमसः =અજ્ઞાનથી; परस्तात्=અળગા.

જે પુરૂષ સર્વજ્ઞ, અનાદિ, સહુનો નિયંતા, સૂક્ષ્મથી અતિ સૂક્ષ્મ, સર્વને ધારણ કરનાર, વિચારમાં ન આવે એવા રૂપવાળા, સૂર્યના જેવા પ્રકાશી અને અજ્ઞાનથી અળગા એવાનું સ્મરણ કરે છે. ( તે પુરૂષ, પરમ દિવ્ય પુરૂષને-પરમાત્માને- પામે છે.) ૯

**प्रयाणकाले मनसाऽचलेन**

**भक्त्या युक्तो योगबलेन चैव ॥**
**भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्**
**सतं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥**

प्रयाणकाले=મરણ વખતે; मनसा=મન વડે. अचलेन=અચળ; भक्त्या=ભક્તિ વડે, युक्तः=યુક્ત થઇને, योगबलेन (योगस्य बलेन)=યોગના બળવડે; च=અને; एव=જ; भ्रुवोः=ભ્રમરની, मध्ये=વચ્ચે प्राणम्=પ્રાણને, आवेश्य=રાખીને; सम्यक्=સારી રીતે सः=તે-પુરૂષ तम्=તે, परम्=પરમ; पुरुषम्=પુરૂષને; उपैति=પામે છે. दिव्यम्=દિવ્ય.

મરણ વખતે અચળ મનવડે, ભક્તિવડે અને યોગના બળવડે યુક્ત થઇને, ભમરની વચ્ચે સારી રીતે પ્રાણને રાખીને જે રહે છે, તે પુરૂષ પરમ દિવ્ય પુરૂષ—પરમાત્માને-પામે છે. ૧૦

**यदक्षरं वेदविदो वदंति**
**विशंति यद्यतयो वीतरागाः ॥**
**यदिच्छंतो ब्रह्मचर्यं चरंति**
**तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥११॥**

यत्=જેને, अक्षरम्=અક્ષર; वेदविदः=વેદ જાણનારા, वदंति=કહે છે, विशंति=પ્રવેશ કરે છે, यत्=જેમાં, यतयः=યતિઓ, वितरागाः (वित रागः येषाम् ते)=રાગ વગરના; यत्=જેને इच्छंतः=ઇચ્છનારા, ब्रह्मचर्यम्=બ્રહ્મચર્ય, चरंति=પાળે છે; तत्=તે, ते=તને, पदम्=પદ, संग्रहेण=ટુંકામાં, प्रवक्ष्ये=કહીશ.

જેને વેદ જાણનારા “ અક્ષર ” કહે છે, જેમાં રાગ વગરના યતિઓ પ્રવેશ કરે છે. જેને ઇચ્છનારા બ્રહ્મચર્ય પાળે છે. તે પદ ટુંકામાં હું તને કહીશ. ૧૧

**सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुद्धय च ॥**
**मूर्ध्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥१२॥**

सर्वद्वाराणि ( सर्वाणि द्वाराणि )=બધાં દ્વારોને, संयम्य=બંધ કરીને; मनः=મનને; हृदि=હૃદયમાં; निरुध्य=રોકીને; च=અને; मूर्ध्नि=મસ્તકમાં; आधाय=સ્થાપીને; आत्मनः=પોતાના; प्राणम्=પ્રાણને, आस्थितः=રહેલો; योगधारणाम् ( योगस्य धारणाम् )=યોગની ધારણામાં.

બધાં દ્વારોને બંધ કરીને, મનને, હૃદયમાં રોકીને, અને પોતાના પ્રાણને મસ્તકમાં સ્થાપિને, યોગની ધારણામાં રહેલો. ૧૨

**ॐ मित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ॥**
**यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥**

ॐ=ૐ (ઓમ્); इति=એ પ્રકારના; एकाक्षरम्=એકાક્ષર રૂપ; ब्रह्म=બ્રહ્મ, व्याहरन्=જપતો, माम्=મારૂં; अनुस्मरन्=સતત સ્મરણ કરતો; यः=જે; प्रयाति=જાય છે; त्यजन्=છોડીને; देहम्=દેહને; सः=તે; याति=પામે છે; परमाम्=પરમ; गतिम्=ગતિને.

“ ૐ ” ( ઓમ્ ) એ પ્રકારના એકાક્ષર રૂપ બ્રહ્મને જપતો, તથા મારૂં સતત સ્મરણ કરતો, જે દેહને છોડીને જાય છે, તે પરમ ગતિને પામે છે. ૧૩

अनन्यचेताः सततं योमां स्मरति नित्यशः ॥
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः॥१४॥

अनन्यचेताः [ न अन्यस्मिन् चेतः यस्य सः ]=બીજામાં ચિત્ત ન રાખનારો; सततम्=નિરંતર; यः=જે; माम्=મને; स्मरति=સ્મરે છે; नित्यशः=જીવતાં સુધી; तस्य=તે; अहम्=હું; सुलभः=સુર્લભ છું, पार्थ=હે પાર્થ–અર્જુન; नित्ययुक्तस्य=નિત્યયુક્ત; योगिनः=યોગીને;

જે બીજામાં ચિત્ત ન રાખનારો, મને જીવતાં સુધી નિરંતર સ્મરે છે, તે નિત્ય યુક્ત યોગીને હે અર્જુન ? હું સુર્લભ છું. ૧૪

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ॥
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमोगताः ॥ १५॥

माम्=મને; उपेत्य=પામીને, पुनः=પુનર; जन्म=જન્મ, दुःखालयम् (दुःखानाम् आलयम्)=દુઃખના ભંડારરૂપ; अशाश्वतम्=નાશવંત, न आप्नुवंति=પામતા નથી; महात्मानः=મહાત્માઓ; संसिद्धिम्=સિદ્ધિને परमाम्=પરમ; गताः=પામેલા.

મને પામીને દુઃખના ભંડારરૂપ અને નાશવંત એવો પુનર્જન્મ, પરમ સિદ્ધિને પામેલા મહાત્માઓ પામતા નથી. ૧૫

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ॥
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥१६॥

आब्रह्मभुवनात्=[ आ ब्रह्मणः भुवनात् ]=બ્રહ્મલોકથી માંડીને; लोकाः =લોકો; पुनरावर्तिनः=ફરીને જન્મવાવાળા છે; अर्जुन=હે અર્જુન; माम् =મને; उपेत्य=પામીને; तु=પરંતુ; कौंतेय=હે કૌંતેય-અર્જુન; पुनर्जन्म= ફરીથી જન્મ; न विद्यते=થતો નથી.

હે અર્જુન ? બ્રહ્મ લોકથી માંડીને સર્વ લોકો ફરીને જન્મવાવાળા છે, પરંતુ મને પામીને હે અર્જુન ? ફરીને જન્મ થતો નથી. ૧૬

**सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ॥**
**रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥**

सहस्रयूगपर्यंतम् ( सहस्रम् यूगानि पर्यंतः यस्य तत् )=હજાર યુગ સુધીનો, अहः=દિવસ; यत्=જે; ब्रह्मण =બ્રહ્માનો; विदुः=જાણે છે; रा- त्रिम्=રાત્રિ; यूगसहस्रांताम् ( युगानाम् सहस्रेण अन्तः यस्याताम् ]=હજાર યુગ સુધીનો; ते=તે; अहोरात्रविद [ अहः च रात्रिम् च विदतिइति ] =દિવસ અને રાત્રિને જાણનાર, जनाः=માણસો.

બ્રહ્માનો જે હજાર યુગ સુધીનો દિવસ અને હજાર યુગ સુધીની રાત્રિને જાણે છે, તે માણસો દિવસ અને રાત્રિને જાણનારા છે. ૧૭

**अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ॥**
**रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥**

अव्यक्तात्=અવ્યકતમાંથી; व्यक्तयः=વ્યકિતઓ; सर्वाः=સર્વ; प्रभवंति =જન્મે છે; अहरागमे ( अहनः आगमे )=બ્રહ્માનો દિવસ ઉગતાં; रात्र्या-

गमे [ रात्र्या आगमे )=બ્રહ્માની રાત પડતાં; प्रलीयंते=લય પામે છે; तत्र=ત્યાં; एव=જ; अव्यक्त सञ्ज्ञके ( अव्यक्तम् संज्ञा यस्य तस्मिन् )= અવ્યક્ત નામવાળામાં.

બ્રહ્માનો દિવસ ઉગતાં અવ્યક્તમાંથી સર્વ વ્યાક્તઓ જન્મે છે. અને રાત પડતાં ત્યાંજ અવ્યક્ત નામવાળામાં લય પામે છે. ૧૮

**भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ॥**
**रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९॥**

भूतग्रामः ( भूतानाम् ग्रामः )=પ્રાણીઓનો સમુહ, सः=તે; एव=જ; अयम्=આ, भूत्वा भुत्वा=થઈ થઈને, प्रलीयते=લય પામે છે, रात्र्यागमे= રાત્રિ પડતા, अवश =પરતંત્ર સતો; पार्थ=હે પાર્થ-અર્જુન, प्रभवति= જન્મે છે; अहरागमे=દિવસ ઉગતાં.

હે અર્જુન ? તે જ આ પ્રાણીઓનો સમુહ, થઈ થઈને, પરતંત્ર સતો રાત્રિ પડતાં લય પામે છે, અને દિવસ ઉગતાં જન્મે છે. ૧૯

**परस्तस्मात्तु भावोऽन्यो व्यक्तोऽव्यक्तात्सनातनः ॥**
**यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥**

परः=પર; तस्मात्=તે; तु=પણ; भावः=ભાવ; अन्यः=બીજો; अव्यक्तः =અવ્યક્ત, अव्यक्तात्=અવ્યક્તથી; सनातनः=સનાતન; यः=જે; सः=તે; सर्वेषु=સર્વ भुतेषु=ભુતોમાં, नश्यत्सु=નાશ પામતા છતાં; न विनश्यति નાશ પામતો નથી.

તે અવ્યક્તથી પણ પર બીજો અવ્યક્ત તથા સનાતન જે ભાવ છે, તે સર્વ ભૂતોમાં નાશ પામતા છતાં નાશ પામતો નથી. ૨૦

**अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ॥**
**यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥२१॥**

अव्यक्तः=અવ્યક્ત; अक्षरः=અક્ષર; इति=એમ; उक्तः=કહ્યું છે; तम=તેને, आहुः=કહે છે; परमाम्=પરમ; गति=ગતિ; यम्=જેને; प्राप्य પામીને, न निवर्तन्ते=પાછા આવતા નથી; तत्=તે, धाम=ધામ, परमम्= પરમ, मम=મારૂં.

અક્ષર અવ્યક્ત છે. એમ કહ્યું છે, તેને પરમ ગતિ કહે છે. જેને પામીને કોઈ પાછા આવતા નથી, તે જ મારૂં પરમ ધામ છે ૨૧

**पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ॥**
**यस्यांतः स्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥२२॥**

पुरुषः=પુરૂષ, सः=તે; परः=પરમ; पार्थ=હે પાર્થ-અર્જુન; भक्त्या =ભક્તિવડે; लभ्यः=પમાય તેવો છે; तु=તો; अनन्यया=અનન્ય; यस्य= જેની; अतःस्थानि (अंतः तिष्टंति इति तानि)=અંદર રહેલા; भुतानि= ભુતો; येन=જે વડે; सर्वम्=સર્વ, इदम्=આ; ततम=વ્યાપેલું છે.

હે અર્જુન ? તે પરમ પુરૂષ તો અનન્ય ભક્તિ વડે પમાય તેવો છે. જેની અંદર ભૂતો રહેલાં છે, ને જે વડે આ સર્વ વ્યાપેલું છે. ૨૨

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ॥
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥२३॥

यत्र=જે; काले=કાળમાં; तु=વળી; अनावृत्तिम्=મોક્ષને; आवृत्तिम्=જન્મને; च=અને; एव=જ; योगिनः=યોગીઓ, प्रयाताः=પ્રયાણ કરતા; याति=પામે છે; तम्=તે; कालम्=કાળને; वक्ष्यामि=કહું છું भरतर्षभ=હે ભરતકુળમાં શ્રેષ્ઠ-અર્જુન.

વળી જે કાળમાં પ્રયાણ કરતા યોગીઓ મોક્ષને કે જન્મને જ પામે છે, તે કાળ હે અર્જુન ? હું તને કહું છું. ૨૩

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ॥
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदोजनाः ॥२४॥

आग्निः=અગ્નિ, ज्योतिः=તેજ; अहः=દિવસ; शुक्लः=શુકલપક્ષ षण्मासाः=છમાસ; उत्तरायणम्=ઉતરાયણના, तत्र=તેમાં; प्रयाता=પ્રયાણ કરનારા; गच्छंति=પામે છે; ब्रह्म=બ્રહ્મને, ब्रह्मविदः=બ્રહ્મવિદ; जनाः=પુરૂષો.

અગ્નિ, તેજ, દિવસ, શુકલપક્ષ અને ઉતરાયણના છ માસ, તેમાં પ્રયાણ કરનારા બ્રહ્મવિદ્ પુરૂષો બ્રહ્મને પામે છે.—૨૪

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ॥
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥२५॥

धूमः=ધુમાડો; रात्रिः=રાત્રિ; तथा=તથા; कृष्णः=કૃષ્ણપક્ષ; षण्मासा=છ માસ; दक्षिणायनम्=દક્ષિણાયનના; तत्र=તેમાં; चान्द्रमसम् ( चंद्रमसःइदम् )=ચંદ્રમાના જેવું; ज्योतिः=તેજ; योगी=યોગી; प्राप्य=પામીને; निवर्तते=પાછો આવે છે.

ધુમાડો, રાત્રિ, કૃષ્ણ પક્ષ, અને દક્ષિણાયનના છ માસ તેમાં ( પ્રયાણ કરનારો ) યોગી ચંદ્રમાના જેવું તે જ પામીને, પાછો આવે છે. ૨૫

**शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ॥**
**एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥२६॥**

शुक्लकृष्णे ( शुक्लाच कृष्णाच ]=શુકલ અને કૃષ્ણ; गती=ગતિઓ; हि=ખરેખર; एते=આ; जगतः=જગતની; शाश्वते=કાયમની; मते=માનેલી છે; एकया=એકવડે; याति=પામે છે; अनावृत्तिम्=મોક્ષ; अन्यया=બીજી વડે; आवर्तते=પાછા આવે છે; पुनः=ફરીથી.

ખરેખર જગતની આ શુકલ અને કૃષ્ણ ગતિઓ કાયમની માનેલી છે. એક વડે મોક્ષ પામે છે, અને બીજી વડે ફરીથી પાછા આવે છે. ૨૬

**नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ॥**
**तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥**

न=નથી; एते=એ; सृति=બેઉ માર્ગ; पार्थ=હે પાર્થ-અર્જુન; जानन्=જાણનારો; योगी=યોગી; मुह्यति=મોહ પામે છે; कश्चन्=કોઇપણ;

तस्मात्=तेटला माटे; सर्वेषु=सर्व; कालेषु=काळमां; योगयुक्तः [ योगेन युक्तः ]=योग युक्त; भव=था; अर्जुन=हे अर्जुन.

એ બેઉ માર્ગ જાણનારો કોઈપણ યોગી મોહ પામતો નથી. તેટલા માટે હે અર્જુન ? તું સર્વ કાળમાં યોગ યુક્ત થા. ૨૭

**वेदेषु यज्ञेषु तपः सु चैव**
**दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ॥**
**अत्येति तत्सर्वमिदं विदित्वा**
**योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥**

वेदेषु=વેદોમાં, यज्ञेषु=યજ્ઞોમાં, तपःसु=તપોમાં; च=અને, एव=જ; दानेषु=દાનોમાં, यत्=જે, पुण्यफलम् [ पुण्यस्य फलम् ]=પુણ્યનું ફળ; प्रदिष्टम्=કહ્યુ છે; अत्येति=ઓળંગી જાય છે; तत्=તે, सर्वम्=સર્વને; इदम्=આ; विदित्वा=જાણીને, योगी=યોગી, परम्=પરમ-સર્વથી શ્રેષ્ટ, स्थानम्=સ્થાનને; उपैति=પામે છે; च=અને આद्यम्-કારણરૂપ.

વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં, અને દાનોમાંજ જે પુણ્યનું ફળ કહ્યું છે, તે આ સર્વને યોગી જાણીને ઓળંગી જાય છે, અને સર્વથી શ્રેષ્ટ કારણરૂપ સ્થાનને પામે છે. ૨૮

**અધ્યાય આઠમો સમ્પુર્ણ.**



# नवमाऽध्यायः ॥ અધ્યાય નવમો.

## अध्यात्मयोगः ॥ અધ્યાત્મયોગ.

**श्रीकृष्ण उवाच ॥** શ્રીકૃષ્ણ બોલ્યા—

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१॥**

इदम्=આ, तु=વળી, ते=તને, गुह्यतमम्=છાનામાં છાનું; प्रवक्ष्यामि=હું કહું છું, अनसूयवे=અસુયા વગરના, ज्ञानम्=જ્ઞાન; विज्ञानसहितम् [ विज्ञानेन सहीतम् )=વિજ્ઞાન સહિત, यत=જેને ज्ञात्वा=જાણીને; मोक्ष्यसे=તું મુક્ત થઈશ, अशुभात्=અશુભથી.

શ્રીકૃષ્ણ બોલ્યા—વળી અસૂયા વગરના તને આ છાનામાં છાનું વિજ્ઞાન સહિત જ્ઞાન કહું છું. જેને જાણીને અશુભથી તું મુક્ત થઈશ. ૧

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ॥**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥२॥**

राजविद्या ( विद्यानाम्राजा )=છૂપામાં છૂપું, पवित्रम्=પવિત્ર; इदम्, આ-જ્ઞાન; उत्तमम्=ઉત્તમ, प्रत्यक्षावगमम् [ प्रत्यक्षण अवगमः यस्यतत् )= પ્રત્યક્ષ જણાય તેવું; धर्म्यम्=ધર્મયુક્ત, सुसुखम्=ઘણું સુખરૂપ; कर्तुम् =કરવાને; अव्ययम्=નાશ રહિત.

આ જ્ઞાન વિદ્યાઓમાં શ્રેષ્ટ, છુપામાં છુપું, ઉત્તમ, પવિત્ર પ્રત્યક્ષ જણાય તેવું ધર્મયુક્ત, કરવાને ઘણું સુખ

રૂપ, અને નાશ રહિત છે. ૨

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ॥**
**अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥३॥**

अश्रद्दधानाः=શ્રદ્ધા વગરના; पुरुषाः=પુરૂષો; धर्मस्य=ધર્મ ઉપર; अस्य=આ; परंतप=હે પરંતપ–અર્જુન. अप्राप्य=ન પામી; माम्=મને; निवर्तंते=ભટકે છે; मृत्युसंसारवर्त्मनि=( मृत्योः संसारस्य च वर्त्मनि )=મૃત્યુવાળા સંસારના માર્ગમાં;

હે અર્જુન ? આ ધર્મ ઉપર શ્રદ્ધા વગરના પુરૂષો મને ન પામી, મૃત્યુવાળા સંસાર સાગરના માર્ગમાં ભટકે છે. ૩

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ॥**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥**

मया=મારાવડે; ततम्=વ્યાપ્ત છે; इदम्=આ; सर्वम्=આખું; जगत्=જગત; अव्यक्तमुर्तिना [ अव्यक्ता मुर्तिः यस्य तेन ]=અવ્યક્ત મુર્તિરૂપ; मत्स्थानि ( मयितिष्ठति इति तानि )=મારામાં રહેલાં છે; सर्वभूतानि (सर्वाणि भूतानि )=સર્વ ભુતો; न=નથી. च=અને; अहम्=હું; तेषु=તેમનામાં, अवस्थितः=રહેલો છું.

અવ્યક્ત મૂર્તિરૂપ મારાવડે, આ આખું જગત્ વ્યાપ્ત છે, અને સર્વ ભૂતો મારામાં રહેલાં છે. હું તેમનામાં રહેલો નથી. ૪

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ॥**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥**

न=નથી; च=વળી; मत्स्थानि [ मयि तिष्ठंति इति ]=મારામાં રહેલાં; भुतानि=ભૂતો; पश्य=જો; मे=મારો, योगम्=યોગ; ऐश्वरम्=ઐશ્વર્યવાળો; भूतभृत् ( भुतानि बिभर्ति इति )=પ્રાણીઓનું ધારણ કરતો; न=નથી; च=અને; भुतस्थ ( भूतेषु तिष्ठति इति )=પ્રાણીઓમાં રહેલો; मम=મારો, आत्मा=આત્મા; भुतभावनः [ भुतानि भावयति इति )=પ્રાણીઓને ઉત્પન્ન કરતો.

વળી ભૂતો મારામાં રહેલાં નથી, મારો ઐશ્વર્યવાળો યોગ જો. પ્રાણીઓને ઉત્પન્ન કરતો અને પ્રાણીઓનું ધારણ કરતો, મારો આત્મા પ્રાણીઓમાં રહેલો નથી. ૫

**यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ॥**
**तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥**

यथा=જેમ; आकाशस्थितः [ आकाशे स्थितः ]=આકાશમાં રહેલો; नित्यम्=સર્વદા; वायुः=પવન; सर्वत्रगः ( सर्वत्रगच्छति इति )=સર્વ જગાએ જનાર; महान्=પ્રચંડ; तथा=તેમ; सर्वाणि=સર્વ; भुतानि=ભુતો; मत्स्थानि=મારામાં રહેલાં છે; इति=એમ, उपधारय=સમજ;

જેમ પ્રચંડ અને સર્વ જગાએ જનાર વાયુ સર્વદા આકાશમાં રહેલો છે, તેમ સર્વ ભૂતો મારામાં રહેલાં છે, એમ સમજ. ૬

**सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ॥**

**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥७॥**

सर्वभूतानि=સર્વ ભુતો, कौंतेय=હે કોંતેય–અર્જુન; प्रकृतिम्=પ્રકૃતિને; यान्ति =પામે છે; मामिकाम्=મારી; कल्पक्षये=( कल्पस्य क्षये )=કલ્પના નાશ વખતે; पुनः=વળી, तानि=તેમને; कल्पादौ ( कल्पस्य आदौ )=કલ્પની શરૂઆતમાં, विसृजामि=સરજુ છુ; अहम्=હું.

હે અર્જુન ? સર્વ ભૂતો કલ્પના નાશ વખતે મારી પ્રકૃતિને પામે છે. વળી કલ્પની શરૂઆતમા હું તેમને સરજું છું. ૭

**प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ॥**
**भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥८॥**

प्रकृतिम्=પ્રકૃતિને, स्वाम्=મારી: अवष्टभ्य=અવલબીને; विसृजामि સરજુ છુ; पुनः=ફરી ; पुनः=ફરી, भुतग्रामम् ( भुतानाम् ग्रामम् )=ભુતો-સમુહને, इमम्=આ; कृत्स्नम्=આખા; अवशम्=પરવશ, प्रकृतेः= પ્રકૃતિના. वशात्=સ્વભાવથી.

મારી પ્રકૃતિને અવલબી, પ્રકૃતિના સ્વભાવથી આ આખા પરવશ ભૂતોના સમુહને, હું ફરી ફરી સરજું છું. ૮

**न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ॥**
**उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥९॥**

न=નથી. च=અને. माम्=મને, तानि=તે; कर्माणि=કર્મો; निबध्नंति =બધન કરે છે, धनंजय=હે ધનંજય–અર્જુન; उदासीनवत्=ઉદાસીનની

પેઠે; आसनिम्=રહેલા; असक्तम्=આસક્તિ વગરના; तेषु=તે; कर्मसु=કર્મોમાં.

હે અર્જુન ? તે કર્મોમાં ઉદાસીનની પેઠે રહેલા અને આસક્તિ વગરના મને, તે કર્મો બંધન કરતાં નથી. ૯

**मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ॥**
**हेतुनाऽनेन कौंतेय जगद्विपरिवर्तते ॥१०॥**

मया=મારા; अध्यक्षेण=અધ્યક્ષપણાવડે; प्रकृतिः=પ્રકૃતિ; सूयते=જન્મ આપે છે; सचराचरम् ( चरेण च अचरेण च सह )=સ્થાવર અને જંગમને; हेतुना=હેતુવડે; अनेन=એ; कौंतेय=હે કૌંતેય-અર્જુન; जगत्=જગત; विपरिवर्तते=ફરતું રહે છે.

મારા અધ્યક્ષપણા વડે પ્રકૃતિ સ્થાવર અને જંગમને જે જન્મ આપે છે. એ હેતુવડે હે અર્જુન ? જગત ફરતુંજ રહે છે. ૧૦

**अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ॥**
**परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥११॥**

अवजानंति=અવજ્ઞા કરે છે; माम्=મને; मूढाः=મૂઢ-પુરૂષો; मानुषीम्=માણસનું; तनम्=શરીર; आश्रितम्=ધારણ કરીને રહેલા; परमम्=પરમ; भावम्=ભાવને; अजानंतः=જાણ્યા વિના; मम=મારો; भूतमहेश्वरम् ( भूतानाम् महेश्वरम् )=ભૂતોના મહેશ્વર રૂપ.

મારા ભૂતોના મહેશ્વરરૂપ પરમભાવને જાણ્યા વિના

મૂઢ પુરૂષો મનુષ્યનું શરીર ધારણ કરીને રહેલા, હું ની.–મારી–અવજ્ઞા કરે છે. ૧૧

**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ॥**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥१२**

मोघाशा ( मोघाः आशा' येषाम् ते )=વ્યર્થ આશાવાળા; मोघकर्माणः ( मोघानि कर्माणि येषाम् ते )=વ્યર્થ કર્મોવાળા; मोघज्ञानाः ( मोघम् ज्ञानम् येषाम् ते )=વ્યર્થ જ્ઞાનવાળા; विचेतसः=અવિચારી; राक्षसीम्=રાક્ષસી, आसुरीम्=આસુરી, च=અને; एव=જ; प्रकृतिम्=પ્રકૃતિને, मोहिनीम्=મોહ પમાડે એવી; श्रिताः=આશ્રયે રહેલા

વ્યર્થ આશાવાળા, વ્યર્થ કર્મોવાળા, વ્યર્થજ્ઞાનવાળા, અવિચારી, (જનો) મોહ પમાડે એવી રાક્ષસી અને આસુરી પ્રકૃતિનેજ આશ્રયે રહેલા છે. ૧૨

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ॥**
**भजत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥१३॥**

महात्मनः=મહાત્માઓ तु=તો माम्=મને, पार्थ=હે પાર્થ–અર્જુન, दैवीम्=દૈવી; प्रकृतिम्=પ્રકૃતિને, आश्रिताः=આશ્રય કરીને રહેલા, भजंति=ભજે છે; अनन्य मनसः ( न अन्यस्मिन् मन. येषाम् ते )= અનન્ય મનવાળા; ज्ञात्वा=જાણીને; भूतादिम् ( भुतानाम् आदिम् )= ભૂતોના કારણરૂપ; अव्ययम्=અવિનાશી.

હે અર્જુન ? દૈવી પ્રકૃત્તિને આશ્રય કરીને રહેલા અને

અનન્ય મનવાળા મહાત્માઓ તો, મને ભૂતોના કારણરૂપ અને અવિનાશી જાણીને ભજે છે. ૧૩

**सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ॥**
**नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४॥**

सततम्=નિરંતર, कीर्तयंतः=કિર્તન કરતા; माम्=મારૂં; यततः= પ્રયત્ન. च=અને; दृढव्रताः ( दृढम् व्रतम् येषांमते )=દૃઢવ્રતવાળા; नमस्यंतः=નમતા; च=અને, माम्=મને; भक्त्या=ભક્તિવડે; नित्ययुक्ताः= નિત્યયુક્ત; उपासते=ઉપાસે છે.

નિરંતર મારૂં કિર્તન કરતા, પ્રયત્ન કરતા, દૃઢવ્રતવાળા, ભક્તિવડે, નમતા અને નિત્યયુક્ત ( પુરૂષો ) મને ઉપાસે છે, ૧૪

**ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ॥**
**एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥१५॥**

ज्ञानयज्ञेन=( ज्ञानस्य यज्ञेन )=જ્ઞાન યજ્ઞવડે, च=અને; अपि=પણ; अन्ये=બીજા. यजंतः=પૂજન કરતા माम्=મને; उपासते=ઉપાસે છે; एकत्वेन=એકપણાવડે, पृथक्त्वेन=ભેદપણાવડે; बहुधा=અનેક પ્રકારે; विश्वतोमुखम् [विश्वतः मुखम् यस्य तम् ]=વિશ્વરૂપને.

જ્ઞાનયજ્ઞવડે પૂજન કરતા બીજા, મને એકપણાવડે ઉપાસે છે. અને ( કેટલાક ) ભેદપણાવડે તથા ( કેટલાક ) વિશ્વરૂપને અનેક પ્રકારે ( ઉપાસે છે ) ૧૫.

**अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ॥**
**मंत्रोऽहमहमेवाज्य महमग्निरहं हुतम् ॥१६॥**

अहम्=હું; क्रतुः=અગ્નિષ્ટોમાદિક કર્મરૂપ; अहम्=હું; यज्ञः=યજ્ઞરૂપ, स्वधा=પિતૃઓને આપવાની આહુતિરૂપ; अहम्=હું; औषधम्=ઔષધરૂપ; मंत्रः=મંત્રરૂપ; अहम्=હું; एव=જ; आज्यम्=ઘીરૂપ; अहम्=હું; अग्निः=અગ્નિરૂપ; अहम्=હું; हुतम्=હવનરૂપ.

અગ્નિષ્ટોમાદિક કર્મરૂપ હું જ છું, યજ્ઞરૂપ હું જ છું, પિતૃઓને આપવાની આહુતિરૂપ હું જ છું, ઔષધીરૂપ હું જ છું. મંત્રરૂપ હું જ છું, ઘીરૂપ હું જ છું, અગ્નિરૂપ હું જ છું. અને હવનરૂપ હું જ છું. ૧૬.

**पिताहमस्य जगतो माता धाता पितामहः ॥**
**वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥१७॥**

पिता=પિતા; अहम्=હું; अस्य=આ; जगतः=જગતનો; माता=માતા; धाता=પોષણ કરનાર; पितामहः=દાદો; वेद्यम्=જાણવા યોગ્ય; पवित्रम्=પવિત્ર; ओंकारः=ઓંમકાર (ૐ) ऋक्=ઋગવેદ; साम=સામવેદ; यजुः=યજુર્વેદ; एव=જ; च=અને;

આ જગતનો પિતા, માતા, પોષણ કરનાર, અને દાદો, હું છું. અને જાણવા યોગ્ય પવિત્ર ઓંકાર (ૐ) ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ પણ હું જ છું. ૧૭

**गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ॥**
**प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१८॥**

गतिः=ગતિ આપનાર; भर्ता=પોષણ કરનાર; प्रभुः=પ્રભુ; साक्षी=જોનાર; निवासः=રહેવાનું ઠેકાણું; शरणम्=શરણરૂપ; सुहृत्=ભલું કરનાર; प्रभवः=પેદા કરનાર; प्रलयः=નાશ કરનાર; स्थानम्=આધારરૂપ; निधानम्=ભંડાર; बीजम्=બીજ; अव्ययम्=નાશ ન પામે એવું.

ગતિ આપનાર, પોષણ કરનાર, પ્રભુ, જોનાર, રહેવાના ઠેકાણા રૂપ, શરણરૂપ, ભલું કરનાર, પેદા કરનાર, નાશ કરનાર, આધાર રૂપ, ભંડાર રૂપ, અને નાશ ન પામે એવું બીજ હું છું. ૧૮

**तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ॥**
**अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥**

तपामि=તપું છું; अहम्=હું; अहम्=હું; वर्षम्=વરસાદને; निगृह्णामि=આકર્ષું છું; उत्सृजामि=વરસાવું છું; च=અને; अमृतम्=અમૃત; चएव=તેમજ; मृत्युः=મરણ; च=અને; सत्=સત્; असत्=અસત્; च=અને; अहम्=હું; अर्जुन=હે અર્જુન.

હુંજ તપું છું, અને હુંજ વરસાદને આકર્ષું છું, તથા વરસાવું છું; અને હે અર્જુન ? અમૃત ( અમરપણું ) અને મરણ, તેમજ સત્ અને અસત્ પણ હું જ છું. ૧૯

**त्रैविद्या मां सोमपाः पूतपापा**
**यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ॥**
**ते पुण्यमासाद्य सुरेन्द्र लोक**
**मश्नंति दिव्यान्दिवि देव भोगान् ॥ २० ॥**

त्रिविद्याः ( तिस्रः विद्याः येषाम् ते )=ત્રણ વેદ જાણનાર; माम्=મને; सोमपाः ( सोमम् पिबंति इति )=સોમરસ પીનાર; पूतपापाः ( पूतम् पापम् येषाम् ते )=પાપથી છૂટેલા; यज्ञैः=યજ્ઞોવડે. इष्ट्वा=પુજીને; स्वर्गतिम्=સર્વની ગતિને; प्रार्थयंते=ઇચ્છે છે; ते=તેઓ. पुण्यम्=પુણ્યરુપ आसाद्य=પામીને; सुरेन्द्रलोकं ( सुराणाम् इंद्रस्य लोकम् )=સુરેંદ્ર લોકને; अश्नंति=ભોગવે છે; दिव्यान्=દિવ્ય; दिवि=સ્વર્ગમાં. देवभोगान् ( देवानाम् भोगान् )=દેવોના ભોગોને

ત્રણ વેદ જાણનારા, સોમરસ પીનારા, અને પાપથી છૂટેલા એવા પુરૂષો, મને યજ્ઞવડે પુજીને સ્વર્ગની ગતિને ઇચ્છે છે, તેઓ પુણ્યરૂપ સુરેંદ્રલોકને પામીને સ્વર્ગમાં દેવોના દિવ્ય ભોગોને ભોગવે છે. ૨૦

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभंते ॥ २१ ॥

ते=તેઓ–સકામીઓ; तम्=તે; भुक्त्वा=ભોગવીને, स्वर्गलोकम्=સ્વર્ગ લોકને; विशालम्=વિશાળ; क्षीणे=નાશ થયે; पुण्ये=પુણ્ય; मर्त्यलोकम् ( मर्त्यानाम् लोकम् )=મૃત્યુ લોકમાં. विशंति=પ્રવેશે છે; एवं=એ त्रयीधर्मम् ( त्रयाः धर्मम् )=ત્રણ ધર્મને; अनुप्रपन्नाः=અનુસરનારા; गतागतम् ( गतम्च आगतम्च ) જવું આવવું; कामकामाः ( कामानाम् कामः येषाम् ते )=કામની ઇચ્છાવાળા; लभंते=પામે છે.

તેઓ સૂકામીઓ-તે વિશાલ સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય નાશ થયે, મૃત્યુલોકમાં પ્રવેશે છે. ત્રણ ધર્મને અનુસરનારા, કામની ઇચ્છાવાળા, જવું આવવું પામે છે. ૨૧

**अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ॥**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥**

अनन्याः=અનન્ય હોઇને; चिंतयंतः=ચિંતવન કરતા; माम्=મને; ये=જે; जनाः=માણસો; पर्युपासते=સર્વ રીતે ભજે છે; तेषाम्=તે. नित्याभियुक्तानाम्=નિત્ય અભિયુક્તના; योगक्षेमम्=યોગ ક્ષેમને; वहामि આપું છું; अहम्=હું;

જે માણસો, અનન્ય હોઇને ( મારૂં ) ચિંતવન કરતા, મને સર્વ રીતે ભજે છે, તે નિત્ય અભિયુક્તના યોગ-ક્ષેમને હું આપું છું. ૨૨

**येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ॥**
**तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥ २३ ॥**

ये=જેઓ. अपि=પણ; अन्यदेवताभक्ताः अन्यानाम् देवतानाम् भक्ताः )=બીજા દેવોના ભક્તો; यजंते=પુજે છે; श्रद्धया=શ્રદ્ધા. अन्विताः=યુક્ત; ते=તેઓ, अपि=પણ; माम्=મને; एव=જ; कौंतय=હે કોંતેય—અર્જુન; यजंति=પુજે છે; अविधिपूर्वकम् [ अविधि पूर्वकम् यथा स्यात् तथा ] વિધિવગર-અજ્ઞાન પૂર્વક;

જેઓ, બીજા દેવોના ભક્તો પણ શ્રદ્ધાયુક્ત ( તે

દેવોને ) પૂજે છે, તેઓ પણ હે અર્જુન ? અજ્ઞાનપૂર્વક મનેજ પૂજે છે. ૨૩

**अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ॥**
**न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥ २४ ॥**

अहम्=હું; हि=કેમકે; सर्वयज्ञानाम् (सर्वेषाम् यज्ञानाम् )=સર્વ યજ્ઞોનો; भोक्ता=ભોકતા; च=અને; प्रभुः=પ્રભુ; एव=જ; च=અને; न=નથી; तु=તો પણ; माम्=મને; अभिजानंति=જાણે છે; तत्त्वेन= તત્વવડે; अतः=માટે; च्यवंति=પડે છે; ते=તેઓ,

કેમકે, હું જ સર્વ યજ્ઞોનો ભોકતા અને પ્રભુ છું. તો પણ મને તત્વવડે ( તેઓ ) જાણતા નથી, માટે તેઓ ( સ્વસ્વરૂપથી ) પડે છે. ૨૪

**यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ॥**
**भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥२६॥**

यांति=પામેછે; देवव्रताः ( देवेषु व्रतम् येषाम् ते )=દેવને પૂજનારા; देवान्=દેવલોકને; पितॄन्=પિતૃલોકને; यांति=પામે છે; पितृव्रताः ( पितृषु व्रतम् येषाम् ते )=પિતૃને પૂજનારા; भूतानि=ભૂતલોકને; यांति=પામે છે; भूतेज्याः ( भूतेभ्यः इज्या येषाम् ते )=ભૂતોને પૂજનારા; यांति=પામે છે; मद्याजिनः ( माम् यजते इति )=મને પૂજનારા; अपि=પણ; माम्=મને:

દેવને પૂજનારા દેવલોકને પામે છે, પિતૃને પૂજનારા પિતૃલોકને પામે છે, ભૂતોને પૂજનારા ભૂતલોકને પામે છે, અને મને પૂજનારા મને પામે છે. ૨૫

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ॥
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥

पत्रम्=પાંદડું; पुष्पम्=ફૂલ; फलम्=ફળ; तोयम्=પાણી; य=જે·
मे=મને; भक्त्या=ભક્તિવડે; प्रयच्छति=અર્પણ કરે છે, तत्=તે. अहम्
હું; भक्त्युपहृतम् (भक्त्या उपहृतम्)=ભક્તિવડે અર્પણ કરેલાને.
अश्नामि=લેઉં છું; प्रयतात्मनः [प्रयतः आत्मा यस्य तस्य]=શુદ્ધ
બુદ્ધિવાળાનાં;

જે મને ભક્તિવડે પાંદડું, ફુલ, ફળ, કે પાણી, અર્પણ કરે છે, તે શુદ્ધ બુદ્ધિવાળાનાં તે ભક્તિવડે અર્પણ કરેલાં ને, હું લેઉં છું. ૨૬

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ॥
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

यत्=જે; करोषि=કરે છે; यत्=જે; अश्नासि=ભોગવે છે; यत्=જે.
जुहोषि=હોમે છે; ददासि=આપે છે; यत्=જે; यत्=જે; तपस्यसि=તપ
કરે છે, कौंतेय=હે કોંતેય-અર્જુન; तत्=તે; कुरुष्व=કર; मदर्पणम्
(मयि अर्पणम्)=મને અર્પણ;

તું જે કરે છે, જે ભોગવે છે, જે હોમે છે, જે આપે છે, ને જે તપ કરે છે, તે હે અર્જુન ? મને અર્પણ કર. ૨૭

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ॥
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

शुभाशुभफलैः ( शुभम् च अशुभम् च फलम् येषाम् तैः )=સારા અને ખોટા ફળવાળાં; एवम्=એ રીતે; मोक्ष्यसे=મુક્ત થઈશ. कर्मबंधनैः ( कर्मणाम् बंधनैः )=કર્મ બંધનથી संन्यास योग युक्तात्मा=संन्यासस्य योगेन युक्तः आत्मा यस्यसः )=સંન્યાસ યોગવડે યુક્ત ચિત્તવાળો. विमुक्तः=મુક્ત થઈ; माम्=મ उपैष्यसि=પામીશ.

એ રીતે સારાં અને ખોટાં ફળવાળાં કર્મ બંધનથી તું મુક્ત થઈશ, સન્યાસ યોગવડે યુક્ત ચિત્તવાળો તું મુક્ત થઈ મને પામીશ. ૨૮

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ॥**
**ये भजंति तु मां भक्त्या मयि ते तेषुचाप्यहम् ॥ २९ ॥**

समः=સમાન; अहम्=હું; सर्वभूतेषु ( सर्वेषु भूतेषु )=સર્વ પ્રાણીઓમાં, न=નહિ; मे=મારે; द्वेष्यः=દ્વેષી, अस्ति=છે; न=નથી, प्रियः=પ્રિય, ये=જેઓ; भजंति=ભજે છે; तु=તો પણ, माम्=મને; भक्त्या=ભક્તિવડે, मयि=મારામાં; ते=તેઓ तेषु=તેઓમાં; च=અને अपि==પણ; अहम्=હું;

હું સર્વ પ્રાણીઓમાં સમાન છું, મારે ( કોઈ ) દ્વેષી નથી, અને પ્રિય નથી, તો પણ જેઓ મને ભક્તિવડે ભજે છે, તેઓ મારામાં છે, અને તેઓમાં હું પણ છું. ૨૯

**अपि चेत्सुदुराचारो भजते मामनन्य भाक् ॥**
**साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥**

अपि=પણ; चेत्=જો; सदुराचारः=મોટો દુરાચારી भजते=ભજે છે;

माम्=મને; अनन्यभाक् (न अन्यम् भजति इति)=અનન્ય ભાવથી: साधुः=સાધુ; एव=જ; सः=તે; मंतव्यः=માનવા યોગ્ય છે; सम्यक्=સારા; व्यवसितः=નિશ્ચયવાળો છે; हि=કેમકે; सः=તે.

મોટો દુરાચારી પણ જો મને અનન્ય ભાવથી ભજે છે, તો તે સાધુજ માનવાને યોગ્ય છે, કેમકે તે સારા નિશ્ચયવાળો છે. ૩૦

**क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ॥**
**कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥**

क्षिप्रम्=તરતજ, भवति=થાય છે; धर्मात्मा (धर्मे आत्मा यस्य सः)=ધર્માત્મા; शाश्वत्=નિત્ય એવી, शांतिम्=શાંતિને; निगच्छति=પામે છે; कौंतेय=હે કૌંતેય-અર્જુન; प्रतिजानीहि=પ્રતિજ્ઞા કર-નક્કી જાણ; न=નથી; मे=મારો; भक्तः=ભક્ત; प्रणश्यति=નાશ પામે છે;

તે તરતજ ધર્માત્મા થાય છે, અને નિત્ય એવી શાંતિને પામે છે. હે અર્જુન? મારો ભક્ત નાશ પામતો નથી, એ નક્કી જાણ. ૩૧

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ॥**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥ ३२ ॥**

माम्=મારો; हि=વળી; पार्थ=હે પાર્થ-અર્જુન; व्यपाश्रित्य=આશ્રય કરીને, ये=જેઓ; अपि=પણ; स्युः=હોય; पापयोनयः [ पापयोनिः येषाम् ते ] પાપી જાતિના હોય; स्त्रियः=સ્ત્રીઓ; वैश्याः=વૈશ્યો; तथा=અને; शूद्राः=શૂદ્રો; ते=તેઓ; अपि=પણ, यांति=પામે છે पराम=પરમ गतिम्=ગતિને;

વળી, હે અર્જુન? મારો આશ્રય કરીને જેઓ પાપી જાતિના પણ હોય, અને સ્ત્રીઓ, વૈશ્યો, તથા શુદ્રો હોય, તેઓ પણ પરમગતિને પામે છે. ૩૨

**किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ॥**
**अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥**

किम्=શું; पुनः=તે; ब्राह्मणाः=બ્રાહ્મણો; पुण्याः=પવિત્ર; भक्ताः=ભકતો; राजर्षयः=રાજર્ષિઓ; तथा=અને· अनित्यम्=અનિત્ય; असुखम्=દુખરૂપ; लोकम्=લોકને; इमम्=આ. प्राप्य=પામી; भजस्व=ભજ; माम्=મને:

તો પવિત્ર બ્રાહ્મણો, ભક્તો અને રાજર્ષિઓ, ( પરમ ગતિને પામે ) એમાં કહેવુંજ શું? આ નિત્ય અને દુ:ખ રૂપ લોકને પામીને, તું મને ભજ. ૩૩

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ॥**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥**

मन्मनाः ( मयि मनः यस्य सः )-મારામાં મન રાખનાર; भव=થા; मद्भक्तः [ मम भक्तः ]=મારો ભકત; मद्याजी [ माम् यजते इति ]=મને પુજનાર, माम्=મને; नमस्कुरु=નમસ્કાર કર; माम्=મને; एव=જ; एष्यसि=પામીશ; युक्त्वा=જોડીને; एवम्=એમ, आत्मानम्=મનને; मत्परायणः [ अहम् परायणम् यस्य सः ]=મારે શરણ થયલો.

મારામાં મન રાખનાર, મારો ભક્ત, અને મને

પૂજનાર થા, મને નમસ્કાર કર, એમ મારે શરણ થયલો મારામાં મનને જોડીને તું મને જ પામીશ. ૩૪

## અધ્યાય નવમો સમ્પુર્ણ.

---

## दशमोऽध्यायः ॥ અધ્યાય દશમો.

### विभूति योगः ॥ વિભૂતિ યોગ-

श्री कृष्ण उवाच ॥ શ્રી કૃષ્ણ બોલ્યા—

**भूय एव महाबाहो श्रृणु मे परमं वचः ॥**
**यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥**

भूयः=ફરીથી; एव=પણ; महाबाहो=હે મહાબાહુ–અર્જુન; श्रृणु=સાંભળ; मे=મારૂં; परम=પરમ; वचः=વચન; यत्=જે; ते=તને; अहं=હું; प्रियमाणाय=પ્રીતિવાળા; वक्ष्यामि=કહીશ; हितकाम्ययां ( हितस्य काम्ययां )=હિતની ઇચ્છાથી.

શ્રી કૃષ્ણ બોલ્યા—હે અર્જુન ? ફરીથી પણ મારૂં પરમ વચન સાંભળ, જે ( વચન ) હું પ્રીતિવાળા તને હિતની ઇચ્છાથી કહીશ. ૧

**न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ॥**
**अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥**

न=નથી, मे=મારા, विदुः=જાણે છે. सुरगणा ( सुरगणा गणा. ) =દેવતાઓ; प्रभवं=પ્રભાવને, न=નથી; महर्षयः ( महान्त ऋषयः )= મોટા રૂષિઓ. अहं=હું. आदि =આદિ=કારણરૂપ; हि=કેમકે; देवानां= દેવોને. महर्षीणां=મોટા રૂષિઓનો; च=અને; सर्वशः=સર્વ પ્રકારે:

મારા પ્રભાવને દેવતાઓ જાણતા નથી, અને મોટા રૂષિઓ ( પણ જાણતા ) નથી. કેમકે હું દેવોનો અને મોટા રૂષિયોનો, સર્વ પ્રકારે કારણરૂપ છું, ૨

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ॥**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥**

यः=જે; मां=મને, अजं=અજન્મા. अनादिं=અનાદિ, च=અને वेत्ति=જાણે છે लोकमहेश्वरं ( लोकस्य महेश्वरं )=લોકોનો મોટો ઇશ્વર. असंमूढः=મોહ રહિત. सः=તે; मर्त्येषु=મૃત્યુ લોકમાં सर्वपापैः=( सर्वैः पापैः )=સર્વ પાપોથી, प्रमुच्यते=મુક્ત થાય છે.

જે અજન્મા અનાદિ અને લોકોનો મોટો ઇશ્વર, મને જાણે છે, તે મૃત્યુ લોકમાં મોહરહિત ( હોઈ ) સર્વ પાપોથી મુક્ત થાય છે. ૩

**बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ॥**
**सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥ ४ ॥**

बुद्धिः=બુદ્ધિ: ज्ञानं=જ્ઞાન, असंमोहः=નિર્મોહ; क्षमा=ક્ષમા. सत्यं=સત્ય; दमः=દમ. शमः=શમ; सुखं=સુખ; दुःखं=દુઃખ; भवः

=જન્મ: अभावः=મરણ, भयं=ભય; च=અને; अभयं=અભય. एवच=તેમજ.

બુદ્ધિ, જ્ઞાન, નિર્મોહ; ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, જન્મ, મરણ, ભય અને અભય તેમજ—૪

**अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ॥**
**भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥**

अहिंसा=અહિંસા, समता=સમતા; तुष्टिः=સંતોષ, तपः=તપ; दानं=દાન, यशः=યશ, अयशः=અપયશ, भवंति=થાય છે; भावाः=ભાવે; भूतानां=પ્રાણીઓના, मत्तः=મારાથી, एव=જ पृथग्विधाः (पृथक् विधाः येषाम ते)=જુદી જુદી જાતના.

અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ અને અપયશ, એ જુદી જુદી જાતના પ્રાણીઓના ભાવો મારાથીજ થાય છે. ૫

**महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ॥**
**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥**

महर्षयः=મોટા ૠષિઓ, सप्त=સાત, पूर्वे=પહેલાંના, चत्वारः=ચાર, मनवः=મનુઓ; तथा=અને; मद्भावाः (मय्यिभावो येषां ते)=મારા પરાયણ; मानसाः=મનથી; जाताः=ઉત્પન્ન થયા છે; येषां=જેમની; लोके=લોકમાં; इमाः=આ; प्रजाः=પ્રજા.

પહેલાંના સાત મોટા ૠષિઓ અને ચાર મનુઓ,

મારા પરાયણ અને મનથી ઉત્પન્ન થયલા છે. તેમની લોકમાં આ પ્રજા છે. ૬

**एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ॥**
**सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥**

एतां=આ; विभुतिं=વિભૂતિને; योगं=યોગને; च=અને; मम=મારો; यः=જે; वेत्ति=જાણે છે; तत्त्वतः=ખરી રીતે; सः=તે; अविकंपेन (न विकंपते इति तेन)=અચલ; योगेन=યોગવડે; युज्यते=જોડાય છે; न=નથી; अत्र=આમાં; संशय=સંશય.

મારી આ વિભૂતિને અને યોગને જે ખરી રીતે જાણે છે. તે અચલ યોગવડે જોડાય છે, એમાં સંશય નથી. ૭

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ॥**
**इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥**

अहं=હું; सर्वस्य=સર્વનો; प्रभवः=પેદા કરનાર છું; मत्तः=મારાથી. सर्वं=સઘળુ; प्रवर्तते=પ્રવર્તે છે; इति=એમ; मत्वा=માનીને; भजंते=ભજે છે; मा=મને; बुधाः=બુદ્ધિમાનો; भावसमन्विताः (भावेन समन्विताः)=પ્રેમથી યુકત થઇને.

હું સર્વનો પેદા કરનાર છું મારાથી સઘળું પ્રવર્તે છે. એમ માનીને બુદ્ધિમાનો પ્રેમયુક્ત થઈને. મને ભજે છે. ૮

**मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ॥**
**कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥ ९ ॥**

मच्चिताः ( मयि चित्त येषा ते )=મારે વિષે ચિત્તવાળા; मद्गतप्राणा. ( मा गताः प्राणाः येषा ते )=મારા પરાયણ પ્રાણવાળા; बोधयंतः=બોધ કરતા, परस्परं=પરસ્પર, कथयतः=કથા કરતા, च=અને, मां=મારી; नित्यं=નિત્ય, तुष्यति=સંતોષ પામે છે, च=અને; रमंति= આનંદ પામે છે; च=અને.

મારે વિષે ચિત્તવાળા, મારા પરાયણ પ્રાણવાળા, પરસ્પર બોધ કરતા અને નિત્ય મારી કથા કરતા. સંતોષ પામે છે. અને આનંદ પામે છે. ૯

**तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ॥**
**ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥ १० ॥**

तेषाम्=તે; सततयुक्तानाम् ( सततम् युक्तानाम् )=નિરંતર મારામાં મનવાળા, भजताम्=ભજનારાને; प्रीतिपूर्वकम् (प्रीति पूर्वं यथा स्यात् तथा )=પ્રેમપૂર્વક; ददामि=આપુ છું. बुद्धियोगम् ( बुद्धेः योगम् )=બુદ્ધિ યોગ. तम्=તે; येन=જેવડે; माम्=મને, उपयाति=પામે છે, ते=તે;

તે નિરંતર મારામાં મનવાળા અને પ્રેમપૂર્વક (મને) ભજનારાને, હું બુદ્ધિયોગ આપું છું, કે જે વડે તે મને પામે છે. ૧૦

**तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ॥**
**नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥**

तेषाम्=તેમની; एव=જ; अनुकपार्थम् ( अनुकंपायाः अर्थम् )=દયાને માટે. अहम्=હું; अज्ञानजम् ( अज्ञानात् जातम् )=અજ્ઞાનથી ઉપજેલા;

तमः=અંધકારને; नाशयामि=નાશ કરૂં છું. आत्मभावस्थः ( आत्मनः भावे स्थितः )=આત્મભાવમાં રહેલો; ज्ञानदीपेन ( ज्ञानस्य दीपेन )= જ્ઞાનરૂપી દીવાવડે; भास्वता=તેજોમય.

તેમનીજ દયાને માટે આત્મભાવમાં રહેલો હું, તેજોમય જ્ઞાનરૂપી દીવાવડે, અજ્ઞાનથી ઉપજેલા અંધકારનો નાશ કરૂં છું. ૧૧

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા—

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ॥
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥

परम्=પરમ, ब्रह्म=બ્રહ્મ; परम्=પરમ; धाम=ધામ, पवित्रम्=પવિત્ર; परमम्=પરમ. भवान्=આપ; पुरुषम्=પુરૂષ, शाश्वतम्=શાશ્વત; दिव्यम्= દિવ્ય; आदिदेवम्=આદિદેવ; अज=અજન્મા; विभुम्=વિભુ.

અર્જુન બોલ્યા—પરમ બ્રહ્મ, પરમધામ, અને પરમ પવિત્ર, આપ છો. ( આપને ) પુરૂષ, શાશ્વત, દિવ્ય, આદિદેવ- અજન્મા અને વિભુ એમ—૧૨

आहुस्त्वामृषयः सर्वेदेवर्षिर्नारदस्तथा ॥
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषिमे ॥ १३ ॥

आहुः=કહે છે; त्वाम्=તમને; ऋषयः=ઋષિયો; सर्वे=સર્વ; देवर्षिः= દેવર્ષિ; नारदः=નારદ; तथा=તથા; असितः=અસિત; देवलः=દેવલ; व्यासः=વ્યાસ; स्वयम्=આપ પોતે, च=અને; एव=પણ, ब्रवीषि=કહો છો; मे=મને;

સર્વ રૂષિઓ; અને દેવર્ષિ નારદ તથા અશીત, દેવલ, અને વ્યાસ તમને કહે છે, અને આપ પોતે પણ મને કહો છો. ૧૩

**सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ॥**
**नहि ते भगवान्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥**

सर्वम्=સર્વ; एतत्=એ, ऋतम्=સત્ય; मन्ये=હું માનું છું; यत्=જે; माम्=મને; वदसि=કહો છો; केशव=હે કેશવ-શ્રીકૃષ્ણ; न=નથી; हि=કેમકે; ते=તમારા; भगवान्=હે ભગવાન; व्यक्तिम्=પ્રભાવને; विदुः=જાણે છે; देवाः=દેવો, न=નથી, दानवाः=રાક્ષસો.

હે શ્રી કૃષ્ણ? આપ મને જે કહો છો; એ સર્વ હું સત્ય માનું છું; કેમકે હે ભગવાન! તમારા પ્રભાવને દેવો જાણતા નથી, અને રાક્ષસો ( પણ જાણતા ) નથી. ૧૪

**स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ॥**
**भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥**

स्वयम्=પોતે; एव=જ; आत्मना=આત્મા વડે; आत्मानम्=આત્માને; वेत्थ=જાણો છો; त्वम्=તમે, पुरुषोत्तम=હે પુરૂષોત્તમ, भूतभावन ( भूतानि भावयसि इति )=હે પ્રાણીઓના બનાવનાર; भूतेश ( भूतानाम् ईश )=હે પ્રાણીઓના ઇશ; देवदेव ( देवानाम् देव )=હે દેવોના દેવ; जगत्पते ( जगतः पते )=હેજગતના માલીક;

હે પુરૂષોત્તમ? હે પ્રાણીઓના બનાવનાર? હે પ્રા-

ણીઓના ઈશ? હે દેવોના દેવ? હે જગતના માલીક? તમે પોતેજ આત્માવડે આત્માને જાણો છો. ૧૫

**वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ॥**
**याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥१६॥**

वक्तुम्=કહેવાને अर्हसि=યોગ્ય છો; अशेषेण=બધી; दिव्या=દિવ્ય, हि=જ; आत्मविभूतयः ( आत्मनः विभूतयः )=આપની વિભૂતિઓ, याभिः=જે, विभूतिभिः=વિભૂતિઓ વડે, लोकान्=લોકને; इमान्=આ त्वम्=તમે-આપ; व्याप्य=વ્યાપ્ત કરીને, तिष्ठसि=રહેલા છો.

જે વિભૂતિઓ વડે આ લોકને વ્યાપ્ત કરીને આપ રહેલા છો, તે આપની વિભૂતિઓ દિવ્ય જ છે. ( માટે ) આપજ બધી કહેવાને યોગ્ય છો, ૧૬

**कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन् ॥**
**केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥ १७ ॥**

कथ=શી રીતે, विद्या=જાણું, अहं=હું, योगिन्=હે યોગી, त्वा=આપને; सदा=હમેશાં परिचिंतयन्=ચિંતવન કરતો, केषु=કયી, केषु=કયા, च=અને, भावेषु=વસ્તુઓમાં; चिंत्यः=ચિંતવન કરવા યોગ્ય; असि=છો, भगवन्=હે ભગવાન- શ્રીકૃષ્ણ, मया=મારે.

હે યોગી? હંમેશાં ચિંત્વન કરતો હું આપને શી રીતે જાણું? અને હે શ્રીકૃષ્ણ? કયી કયી વસ્તુઓમાં ( આપ ) મારે ચિંત્વન કરવા યોગ્ય છો? ૧૭

**विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ॥**
**भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥१८॥**

विस्तेण:=વિસ્તારથી, आत्मन:=તમારા; योगं=યોગને; विभुतिं વિભૂતિને; जनार्दन=હે જનાર્દન–શ્રીકૃષ્ણ; भूयः=ફરીથી; कथय=કહો; तृप्ति:=તૃપ્તિ; हि=કેમકે, श्रृण्वत:=સાંભળતા; न अस्ति=થતી નથી. मे=મને; अमृत=અમૃતને;

હે શ્રી કૃષ્ણ ? તમારા યોગને અને વિભૂતિને વિસ્તારથી ફરીથી કહો, કેમકે (આપનાં વચનરૂપ) અમૃતને સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. ૧૮

**श्रीकृष्ण उवाच ॥** શ્રી કૃષ્ણ બોલ્યા—
**हंत ते कथयिष्यामि दिव्या ह्यात्म विभूतयः ॥**
**प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥ १९ ॥**

हतं=ભલે; ते=તને, कथयिष्यामि=હું કહીશ; दिव्या:=દિવ્ય; हि= કેમકે. आत्मविभूतय:=મારી વિભૂતિઓ, प्राधान्यतः=મુખ્ય મુખ્ય; कुरुश्रेष्ठ=હે કુરૂવંશમાં શ્રેષ્ઠ–અર્જુન; न अस्ति=નથી: अतः=છેડો; विस्तरस्य=વિસ્તારનો; मे=મારા;

શ્રીકૃષ્ણ બોલ્યા—ભલે તને મારી દીવ્ય વિભૂતિઓ મુખ્ય મુખ્ય કહીશ. કેમકે હે અર્જુન ? મારા વિસ્તારનો છેડો નથી. ૧૯

**अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ॥**
**अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ २० ॥**

अहम्=હું; आत्मा=આત્મા. गुडाकेश=હે ગુડાકેશ-અર્જુન; सर्व भूताशय स्थितः ( सर्वेषाम् भूतानाम् आशये स्थितः )=સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો; अहम्=હું; आदिः=આદિ-ઉત્પત્તિ; मध्यम्=મધ્ય-સ્થિતિ; च=અને; भुतानाम्=પ્રાણીઓની, अंतः=અંત-વિનાશ, एव=જ; च=અને;

હે અર્જુન ? સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો હું આત્મા છું, અને હુંજ પ્રાણીઓનાં ઉત્પત્તિ સ્થિતિ અને વિનાશ છું. ૨૦

**आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ॥**
**मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥**

आदित्यानाम्=આદિત્યોમાં; अहम्=હું; विष्णुः=વિષ્ણુ; ज्योतिषाम्=તેજમાં; रविः=સૂર્ય; अंशुमान्=કિરણવાળો; मरीचिः=મરીચિ; मरुताम्=મરૂતોમાં; अस्मि=છું; नक्षत्राणाम्=નક્ષત્રોમાં. अहम्=હું; शशी=ચંદ્રમા:

આદિત્યોમાં વિષ્નુ હુંજ છું, તેજમાં હું કિરણવાળો સૂર્ય છું, મરૂતોમાં હું મરીચિ છું, નક્ષત્રોમાં ચંદ્રમા હું છું. ૨૧

**वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ॥**
**इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥**

वेदानाम्=વેદોમાં; सामवेदः=સામવેદ; अस्मि=હુંછું; देवानाम्= દેવોમાં अस्मि=હુંછું; वासवः=ઇંદ્ર; इंद्रियाणाम=ઇદ્રિયોમાં; मनः=મન; च=અને; अस्मि=હુંછું; भुतानाम्=પ્રાણીઓમાં; अस्मि=છું; चेतना=ચેતના.

વેદોમાં સામવેદ હું છું. દેવોમાં ઇંદ્ર હું છું, ઇંદ્રિઓમાં મન હું છું, અને પ્રાણીઓમાં ચેતના હું છું. ૨૨

**रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ॥**
**वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३॥**

रुद्राणां=રૂદ્રોમાં: शंकरः=શંકર; च=અને; अस्मि=છું; वित्तेशः=કુબેર; यक्षरक्षसाम्=( यक्षाणाम् च रक्षसाम् च )=યક્ષ અને રાક્ષસોમાં; वसुनाम्=વસુઓમાં; पावकः=પાવક; च=અને; अस्मि=હુંછું; मेरुः=મેરૂ; शिखरिणाम् ( शिखराणि एषाम् संति इति )=શિખર વાળા પર્વતોમાં; अहम्=હું;

રૂદ્રોમાં શંકર અને યક્ષ રાક્ષસોમાં કુબેર હું છું, વસુઓમાં પાવક અને શિખરવાળા પર્વતોમાં મેરૂ હું છું ૨૩

**पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ॥**
**सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥ २४ ॥**

पुरोधसाम्=પુરોહિતોમાં; च=અને; मुख्यम्=મોટા, माम=મને; विद्धि=જાણુ; पार्थ=હે પાર્થ-અર્જુન; बृहस्पतिम्=બ્રહસ્પતિ; सेनानीनाम् ( सेनाम् नयति इति एषाम् )=સેનાપતિઓમાં; अहं=હું; स्कंदः=કાર્તિક સ્વામી, सरसां=સરોવરોમાં; अस्मि=હુંછું; सागरः=સાગર.

હે અર્જુન? પુરોહિતોમાં મને મોટો બ્રુહસ્પતિ જાણુ,સેનાપતિઓમાં કાર્તિક સ્વામી અને સરોવરમાં સાગર હું છું. ૨૪

**महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ॥**
**यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥**

महर्षीणा=મોટા ઋષિઓમાં, भृगुः=ભૃગુ ઋષિ. अहं=હું; गिरा=વાણીઓમા, अस्मि=છું; एकम्=એક अक्षरम्=અક્ષર: यज्ञानाम्=યજ્ઞોમાં; जपयज्ञः ( जपस्य यज्ञः )= જપ રૂપી યજ્ઞ; अस्मि=છું; स्थावराणाम्=સ્થાવરોમાં, हिमालयः=હિમાલય.

મોટા ઋષિઓમાં ભૃગુઋષિ હું છું, વાણીઓમાં ( ॐ કાર રૂપ ) અક્ષર હું છું, યજ્ઞમાં જપરૂપી યજ્ઞ હું છુ, સ્થાવરોમાં હિમાલય હું છું. ૨૫

**अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ॥**
**गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥**

अश्वत्थः=પીપળા; सर्ववृक्षाणाम्=( सर्वेषाम् वृक्षाणाम् )=સર્વ વૃક્ષોમાં देवर्षीणाम्=દેવર્ષિઓમાં; च=અને; नारदः=નારદ, गंधर्वाणाम्=ગંધર્વોમાં; चित्ररथः=ચિત્રરથ. सिद्धानाम्=સિદ્ધોમાં; कपिलः=કપિલ; मुनिः=મુનિ;

સર્વ વૃક્ષોમાં પીંપળો દેવર્ષિઓમાં નારદ, ગંધર્વોમાં ચિત્રરથ, અને સિદ્ધોમાં કપિલમુનિ હું છું. ૨૬

**उच्चैः श्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ॥**
**ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥**

उच्चैः श्रवसम्=ઉચ્ચૈઃ શ્રવા, अश्वानाम्=ઘોડાઓમાં; विद्धि=જાણ; माम्=મને; अमृतोद्भवम् ( अमृतात् उद्भवः यस्य सः )=અમૃતથી નીક-

જેલો એવા ऐरावतम्=ઐરાવત; गजेंद्राणाम्=હાથીઓમાં; नराणां=નરોમાં; च=અને; नराधिपम् ( नराणाम् अधिपम् )=રાજા;

ઘોડાઓમાં અમૃતથી–અમૃત સારૂ સમુદ્ર મથતાં-નીકળેલો એવા ઉચ્ચૈઃશ્રવા મને જાણ, હાથીઓમાં ઐરાવત અને નરોમાં રાજા ( મને જાણ ) ૨૭

**आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ॥**
**प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८॥**

आयुधानां=આયુધોમાં, अहम्=હું; वज्रं=વજ્ર. धेनूनाम्=ગાયોમાં अस्मि=હુંછું. कामधुक् ( कामान् दोग्धि इति )=ઇચ્છિત આપનાર–કામધેનુ, प्रजनः=પ્રજા ઉત્પન્ન કરનાર; च=અને; अस्मि=હુંછું कंदर्पः=કામ. सर्पाणां=સાપોમાં, अस्मि=હું છું; वासुकिः=વાસુકિ;

આયુધોમાં વજ્ર હું છું. ગાયોમાં કામધેનું હું છું, અને સાપોમાં વાસુકિ હું છું. ૨૮

**अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ॥**
**पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥२९॥**

अनंतः=અનંત; च=અને, अस्मि=છું; नागानां=નાગોમાં, वरुण=વરૂણ, यादसां=જળચરોમાં, अहं=હું; पितॄणां=પિતૃઓમાં; अर्यमा=અર્યમા च=અને; अस्मि=છું; यमः=યમ; संयमतां=સંયમ કરનારાઓમાં, अहं=હું.

નાગોમાં અનંત જળ ચરોમાં વરૂણ હું છું, પિતૃ-ઓમાં અર્યમા અને સંયમ કરનારાઓમાં યમ હું છું ૨૯

**प्रल्हादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ॥**
**मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥**

प्रल्हाद:=પ્રલ્હાદ; च=અને; अस्मि=હું છું; दैत्यानां=દૈત્યોમાં; काल=કાળ; कलयतां=ગણના કરનારાઓમાં; अहं=હું; मृगाणां=પશુઓમાં च=અને मृगेन्द्रः=(मृगाणां इंद्रः)= પશુઓનો રાજા–સિંહ; अहं=હું; वैनतेय (विनतायाः अपत्यं पुमान्)=ગરૂડ; च=અને; पक्षिणां=પક્ષીઓમાં

દૈત્યોમાં પ્રલ્હાદ હું છું, પશુઓમાં સિંહ હું છું, અને પક્ષીઓમાં ગરૂડ હું છું, ૩૦

**पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ॥**
**झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जान्हवी ॥३१॥**

पवनः=પવન; पवतां=પવિત્ર કરનારાઓમાં, अस्मि=છું; रामः=શ્રીરામ; शस्त्रभृतां=(शस्त्राणि बिभ्रति इति तेषां)=શસ્ત્ર ધારણ કરનારાઓમાં. झषाणां=મત્સ્યોમાં; मकरः=મગર; च=અને, अस्मि=છું; स्रोतसां=નદીઓમાં; अस्मि=છું; जान्हवी=[ जन्होः अपत्यं स्त्री ]=ગંગા;

પવિત્ર કરનારાઓમાં પવન હું છું શસ્ત્ર ધારણ કરનારોમાં શ્રી રામ હું છું મત્સ્યોમાં મગર હું છું અને નદીઓમાં ગંગા હું છું ૩૧

**सर्गाणामादिरंतश्च मध्यं चवाहमर्जुन ॥**
**अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥३२॥**

सर्गाणां=સૃષ્ટિનો; आदिः=આદિ; अंतः=અંત; च=અને; मध्यं=મધ્ય;

च=અને; एव=જ; अहं=હું; अर्जुन=હે અર્જુન; अध्यात्म विद्य (अध्यात्मनः विद्या)=અધ્યાત્મ વિદ્યા; विद्यानां=વિદ્યાઓમાં; वादः વાદ· प्रवदतां=વાદ કરનારાઓમાં अहं=હું.

હે અર્જુન ? સૃષ્ટિનો આદિ મધ્ય અને અંત હું જ છું, અને વિદ્યાઓમાં અધ્યાત્મ વિદ્યા, તથા વાદ કરનારા ઓમાં વાદ હું છું. ૩૨

**अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ॥**
**अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३॥**

अक्षराणां=અક્ષરોમાં. अकारः=અકાર; अस्मि=છું; द्वंद्वः=દ્વંદ્વ सामासिकस्य [ समासानाः समूहः तस्य ]=સમાસોમાં; च=અને; अहं=હું एव=જ, अक्षयः=અક્ષય; कालः કાળ. धाता=પોષક; अहं=હું; विश्वतोमुख વિશ્વતોમુખ-સર્વત્ર જોનાર.

અક્ષરોમાં अ કાર અને સમાસોમાં દ્વંદ્વ હું છું, અને અક્ષય કાળ હું જ છું, વિશ્વતોમુખ -સર્વત્ર જોનાર-પોષક હું છું. ૩૩

**मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ॥**
**कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥**

मृत्युः=મૃત્યુ; सर्वहरः=[ सर्वं हरति इति ]= સર્વનો નાશ કરનાર च=અને; अहं=હું; उद्भवः=ઉત્કર્ષ; च=અને; भविष्यतां=ઉત્પન્ન થનાર ઓમાં; कीर्तिः=કીર્તિ; श्रीः=લક્ષ્મી· वाक्=વાણી, च=અને; नारीणां:

સ્ત્રીઓમાં સ્મૃતિ=સ્મૃતિ; મેધા=બુદ્ધિ; ધૃતિ=ધીરજ. ક્ષમા=ક્ષમા.

સર્વનો નાશ કરનાર મૃત્યું હું છું, અને ઉત્પન્ન થનારાઓમાં ઉત્કર્ષ હું છું, તેમજ સ્ત્રીઓમાં કીર્તિ, લક્ષ્મી, વાણી, સ્મૃતિ, બુદ્ધિ અને ક્ષમા હું છું, ૩૪

**बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ॥**
**मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥**

बृहत्साम=બ્રહત્સામ तथा=તથા, साम्ना=સામોમાં, गायत्री=ગાયત્રી. छंदसा=છંદોમાં अहं=હું मासाना=મહીનાઓમાં; मार्गशीर्षः=માગશર; अहं=હું; ऋतूना=ૠતુઓમાં. कुसुमाकर. ( कुसुमाना आकरः )=ફૂલોને લાવનાર-વસંતૠતુ.

સામોમાં બૃહત્સામ તથા છંદોમાં ગાયત્રી હું છું, મહીનાઓમાં માગશર હું છું, અને ૠતુઓમાં વસંત ૠતુ હું છું ૩૫

**द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ॥**
**जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥३६॥**

द्यूत=જુગટું. छलयता=છલ કરનારાઓમાં. अस्मि=છું. तेजः=તેજ; तेजस्विना=તેજસ્વીઓમાં. अहं=હું. जयः=જય; अस्मि=હું છું, व्यवसाय= ઉદ્યોગ अस्मि=છું, सत्त्वं=સત્વગુણ सत्त्ववता=સાત્વિકોમાં, अहं=હું.

છળ કરનારાઓમાં જુગટું હું છું, તેજસ્વીઓમાં તેજ હું છું, જય હું છું, ઉદ્યોગ હું છું, અને સાત્વિકોમાં સત્વ-ગુણ હું છું. ૩૬

**वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ॥**
**मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥३७॥**

वृष्णीनां=યાદવોમાં; वासुदेवः=વાસુદેવ; अस्मि=હું; पाण्डवानां=પાંડવોમાં; धनंजयः=ધનંજય-અર્જુન; मुनीनां=મુનિઓમાં; अपि=પણ अहं=હું; व्यासः=વ્યાસ कवीनां=કવિઓમાં; उशना=શુક્રાચાર્ય; कविः=કવિ.

યાદવોમાં વાસુદેવ હું છું, પાંડવોમાં અર્જુન હું છું; મુનીઓમાં વ્યાસ હું છું, અને કવિઓમાં શુક્રાચાર્ય કવિ હું છું. ૩૭

**दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ॥**
**मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥**

दंडः=દંડ, दमयतां=દમનારાઓમાં, अस्मि=હું છું; नीतिः=નીતિ अस्मि=હું છું; जिगीषतां=જય ઇચ્છનારાઓમાં, मौनं=મૌન; च=અને एव=જ; अस्मि=હું છું; गुह्यानां=ગુપ્ત રાખનારાઓમાં; ज्ञानं=જ્ઞાન ज्ञानवतां=જ્ઞાનીઓમાં; अहं=હું.

દમનારાઓમાં દંડ હું છું, જય ઇચ્છનારાઓમાં નીતિ હું છું, ગુપ્ત રાખનારાઓમાં મૌન હું છું, અને જ્ઞાનીઓમાં જ્ઞાન હું જ છું. ૩૮

**यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ॥**
**न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९॥**

यत्=જે, च=અને; अपि=પણ, सर्वभूतानां=સર્વ ભૂતોનું बीज=બીજ; तत्=તે; अहं=હું; अर्जुन=હે અર્જુન, न=નથી; तत्=તે अस्ति=છે; विना=વિના; यत्=જે, स्यात्=છે, मया=મારા; भुतं=ભૂત चराचरं ( चर च अचर च )=સ્થાવરોને જંગમ.

હે અર્જુન? સર્વ ભૂતોમાં જે બીજ તે પણ હું છું, જે સ્થાવર તે જંગમ ભૂત છે, તે મારાવિના નથી. ૩૯

**नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ॥**
**एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥**

न=નહિ; अंत=અંત: अस्ति=છે मम=મારી; दिव्याना=દિવ્ય विभुतिना=વિભૂતિઓનો; परंतप=હે પરંતપ-અર્જુન; एष=આ; तु=તોપણ उद्देशतः=સંક્ષેપથી; प्रोक्तः=કહ્યો છે, विभुतेः=વિભૂતિનો विस्तर વિસ્તાર; मया=મેં.

હે અર્જુન? મારી દિવ્ય વિભૂતિઓનો અંત છે નહિ, તો પણ વિભૂતિનો આ વિસ્તાર મેં સંક્ષેપથી કહ્યો છે ૪૦

**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदुर्जितमेव वा ॥**
**तत्तदेवावगच्छ त्वं ममतेजोंऽशसंभवम् ॥ ४१ ॥**

यत् यत्=જે જે; विभुतिमत्=વિભૂતિવાળું; सत्त्वं=સત્ત્વ-પ્રાણી પદાર્થ; श्रीमत्=શોભાવાળું; ऊर्जितं=બળવાળું; एव=જ; च=અને तत् तत्=તેનેતેને; एव=જ; अवगच्छ=જાણ; त्वं=તું; मम=મારા, तेजोंश संभव ( तेजसः अंशात् संभवः यस्य तत् )=તેજના અંશથી ઉત્પન્ન થયલું.

જે જે સત્ય-પ્રાણી પદાર્થ-વિભૂતિવાળું, શોભાવાળું, અને બળવાળું (હોય) તેને તેને તું મારા જ તેજના અંશથી ઉત્પન્ન થયેલું જાણ. ૪૧

**अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ॥**
**विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥**

अथवा=અથવા, बहुना=બહુ; एतेन=આ; किं=શું, ज्ञातेन=જાણવાથી, तव=તને; अर्जुन=હે અર્જુન, विष्टभ्य=ધારણ કરીને, अहं=હું, इदं=આ, कृत्स्न=આખા, एकांशेन=એક અંશવડે, स्थितः=રહ્યો છું; जगत्=જગતને.

અથવા હે અર્જુન? બહુ જાણવાથી તને શું પ્રયોજન છે? આ આખા જગતને એક અંશવડે ધારણ કરીને હું રહ્યો છું. ૪૨

## અધ્યાય દસમો સમ્પુર્ણ.



# एकादशोऽध्यायः ॥ અધ્યાય અગીઆરમો.

## विश्वरुपदर्शन योगः ॥ વિશ્વરૂપના દર્શનનો યોગ.

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા-

**मदनुग्रहाय परमं गुह्यमध्यात्म संज्ञितम् ॥**
**यत्त्वयोक्तंवचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥**

मदनुग्रहाय (मय अनुग्रहाय)=મારા અનુગ્રહને માટે, परम=પરમ गुह्यम=ગુહ્ય, अध्यात्मसज्ञितमं=અધ્યાત્મ નામનું यत्=જે त्वया=તમે આપે' उक्तमं=કહ્યું वचः=વચન तेन=તેથી मोह=મોહ अयमं=આ विगत=જતો રહ્યો. मम=મારો.

અર્જુન બોલ્યો—મારા અનુગ્રહને માટે આપે જે અધ્યાત્મક નામનું પરમ ગુહ્ય વચન કહ્યું, તેથી મારો આ મોહ જતો રહ્યો. ૧

**भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ॥**
**त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥**

भवाप्ययौ ( भवः च अप्ययः च )=ઉત્પતિ અને નાશ, हि=જ भूतानामं=પ્રાણીઓનાં; श्रुतौ=સાંભળ્યાં; विस्तरशः=વિસ્તારથી, मया=મે त्वत्तः=તમારાથી; कमलपत्राक्ष=कमलस्य पत्रम इव अक्षिणी यस्य स )= કમળના પત્ર જેવી આંખવાળા, माहात्म्यमं=મહાત્મ, अपि=પણ; च= અને; अव्ययमं= અવ્યય.

હે કમળપત્રાક્ષ--શ્રી કૃષ્ણ? મેં પ્રાણીઓના ઉત્પત્તિ અને નાશ તમારાથી જ વિસ્તારથી સાભળ્યાં, અને અવ્યય મહાત્મ પણ સાંભળ્યું. ૨

**एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ॥**
**द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥**

एवम्=એવી રીતે; एतत्=એ; यथा=જેવી રીતે; आत्थ=કહો છો; त्वम्=આપ; आत्मानम्=આપને, परमेश्वर=હે પરમેશ્વર, द्रष्टुम्=જોવાને; इच्छामि=ઇચ્છુ છુ; ते=તમારૂં. रूपम्=રૂપને. ऐश्वरम्=ઐશ્વર. पुरुषोत्तम =હે પુરૂષોત્તમ-શ્રી કૃષ્ણ

હે પરમેશ્વર? જેવી રીતે આપ, આપને કહો છો. એવી રીતે એ ઐશ્વર રૂપને જોવાને, હે શ્રી કૃષ્ણ? હું ઇચ્છું છું. ૩

**मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ॥**
**योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥**

मन्यसे=માનતા હો; यदि=જો; तत्=તે; शक्यम्=શક્ય છે मया=મારાથી; द्रष्टुम्=જોવાને; इति=એમ; प्रभो=હે પ્રભુ; योगेश्वर (योगस्य ईश्वर)=હે યોગેશ્વર; ततः=તો; मे=મને; त्वम्=તમે; दर्शय=બતાવો; आत्मानम्=આત્મા; अव्ययम्=અવ્યય.

હે પ્રભુ? તે મારાથી જોવાને શકય છે, એમ માનતા હો, તો હે યોગેશ્વર? તમે અવ્યય આત્મા મને બતાવો. ૪

**श्रीकृष्ण उवाच ॥** શ્રી કૃષ્ણ બોલ્યા—

**पश्य मे पार्थ रुपाणि शतशोऽथ सहस्रशः ॥**
**नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५ ॥**

पश्य=જો. मे=મારાં; पार्थ=હે પાર્થ-અર્જુન, रुपाणि=રૂપોને; शतशः=સેકડો; अथ=અને, सहस्रशः=હજારો. नानाविधानि= જુદી જુદી જાતના; दिव्यानि=દિવ્ય; नानावर्णाकृतीनी (नाना वर्णाः आकृतयः च एषाम् तानि)=નાના પ્રકારના વર્ણ અને આકૃતિવાળાં. च=અને.

શ્રી કૃષ્ણ બોલ્યા—હે અર્જુન? જુદીજુદી જાતનાં દિવ્ય અને નાના પ્રકારનાં વર્ણ અને આકૃતિવાળાં સેકડો અને હજારો રૂપોને તું જો. ૫

**पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ॥**
**बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥**

पश्य=જો. आदित्यान्=આદિત્યોને. वसून्=વસુઓને; रुद्रान्=રૂદ્રોને; अश्विनौ=અશ્વિની કુમારોને; मरुतः=મરૂતોને; तथा=તથા; बहूनि=બહુ બહુ; अदृष्टपूर्वाणि ( पूर्वम् न दृष्टानि )=પુર્વે નહિ જોયેલાં; पश्य=જો; आश्चर्याणि=આશ્ચર્યોને; भारत=હે ભારત-અર્જુન.

હે અર્જુન? આદિત્યોને, વસુઓને, રૂદ્રોને, અશ્વિની કુમારોને, અને મરૂતોને જો. તથા પૂર્વે નહિ જોયેલાં બહુ બહુ આશ્ચર્યોને જો. ૬

**इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ॥**
**मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥**

इह=અહિ. एकस्थम्=( एके स्थितम् )=એક જગાએ રહેલ· जगत्=જગતને; कृत्स्नम्=સમગ્ર, पश्य=જો अद्य=આજે; सचराचरम ( चरेण अचरेण च सह )=ચર અને અચર; मम=મારા, देहे=દેહમા; गुडाकेश=હે ગુડાકેશ-અર્જુન, यत=જે; च=અને. अन्यत्=બીજુ द्रष्टुम्=જોવાને; इच्छसि=ઇચ્છે.

અહિં મારા દેહમાં સમગ્ર ચર અને અચર એક જગાએ રહેલ જગતને, હે અર્જુન? તું આજ જો, અને જે બીજું જોવાને ઇચ્છે તે જો. ૭

**न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ॥**
**दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥**

न=નથી, तु=પરંતુ, माम्=મને, शक्यसे=શક્તિમાન. द्रष्टुम्=જોવાને; अनेन=આ; एव=જ; स्वचक्षुषा=તારી આંખો વડે; दिव्यम्=દિવ્ય; ददामि =આપું છું; ते=તને; चक्षुः=આંખો; पश्य=જો; मे=મારા; योगम्=યોગને; ऐश्वरं=ઐશ્વર્યરૂપ;

પરંતુ, આ જ તારી આંખોવડે મને જોવાને તું શક્તિમાન નથી, માટે તને હું દિવ્ય આંખો આપું છુ. (તે વડે) ઐશ્વર્યરૂપ યોગને જો. ૮

संजय उवाच ॥ સંજય બોલ્યા—

**एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ॥**
**दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥**

एव=એમ; उक्त्वा=કહીને, ततः=પછી, राजन्=રાજા, महायोगेश्वर [ महान् योगेश्वरः ]=મહા યોગેશ્વર; हरि =હરિએ–શ્રી કૃષ્ણે; दर्शयामास =દેખાડ્યુ, पार्थाय=પાર્થને–અર્જુનને, परम=પરમ; रूपं=રૂપ ऐश्वर= ઐશ્વર;

સંજય બોલ્યા—હે રાજા–ધૃતરાષ્ટ્ર ! એમ કહીને પછી મહાયોગેશ્વર શ્રી કૃષ્ણે, અર્જુનને પરમ ઐશ્વરરૂપ દેખાડ્યુ. ૯

**अनेक वक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ॥**
**अनेक दिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥**

अनेकवक्त्र नयन ( अनेकानि वक्त्राणि च नयनानि च यस्मिन् तत् )=ઘણાં મુખો અને આંખો વાળુ; अनेकाद्भुतदर्शनं ( अनेकानि अद्भुतानि दर्शनानि यस्मिन् तत् )=ઘણાં અદ્ભૂત દર્શનોવાળુ. अनेक दिव्या भरण ( अनेकानि दिव्यानि आभरणानि यस्मिन् तत् )=ઘણાં દિવ્ય ઘરેણાંવાળુ; दिव्यानेकोद्यतायुधं [ दिव्यानि अनेकानि उद्यतानि आयुधानि यस्मिन् तत् ]=ઉગામેલાં ઘણાં દિવ્ય આયુધવાળુ.

ઘણાં મુખો અને આંખોવાળું, ઘણાં અદ્ભૂત દર્શનોવાળું, ઘણાં દિવ્ય ઘરેણાંવાળું, ઉગામેલાં ઘણાં દિવ્ય આયુધવાળું ૧૦

**दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ॥**
**सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥ ११ ॥**

दिव्यमाल्यांबरधरं [ दिव्यानि माल्यानि च अंबराणि च धरति इति तत् ]=દિવ્ય માળા અને વસ્ત્રો પહેરેલું, दिव्यगंधानु लेपनम् [ दिव्यः गंधः च अनुलेपन च यस्य तत् ]=દિવ્ય ગંધના લેપનવાળું; सर्वाश्चर्यमय=સર્વ આશ્ચર્યથી ભરપુર; देवं=દેવ રૂપ अनंतं=અનંત; विश्वतोमुखं=સર્વ તરફ મુખવાળું,

દિવ્યમાળા અને વસ્ત્રો પહેરેલું, દિવ્ય ગંધના લેપનવાળું, સર્વ આશ્ચર્યથી ભરપુર, દેવરૂપ, અનંત અને સર્વ તરફ મુખ વાળું (એવું રૂપ દેખાડ્યું.) ૧૧

**दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ॥**
**यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥१२॥**

दिवि=આકાશમાં; सूर्यसहस्रस्य [ सूर्याणां सहस्रस्य ]=હજારો સૂર્યની; भवेत्=હોય. युगपत्=એકજ વખતે. उत्थिता=પ્રગટેલી. यदि=જો; भाः= =પ્રભા; सदृशी=જેવી; सा=તે-પ્રભા; स्यात्=થાય. भासः=પ્રકાશના; तस्य=તે; महात्मनः=મહાત્માની.

આકાશમાં એકજ વખતે જો હજારો સૂર્યની પ્રભા પ્રગટેલી હોય, તો તે પ્રભા તે મહાત્માની પ્રભા જેવી થાય. ૧૨

**तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ॥**
**अपश्यत देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥**

तत्र=ત્યાં एकस्थम्=એક જગ્યાએ રહેલું; जगत्=જગતને; कृत्स्नम्=આખા; प्रविभक्तम्=વિભાગવાળું, अनेकधा=અનેક રીતે, अपश्यत्=જોવા લાગ્યો; देवदेवस्य=દેવોના દેવના; शरीरे=શરીરમાં; पाण्डवः=પાંડવ-અર્જુન; तदा=તે વખતે;

તે વખતે ત્યાં, દેવોના દેવના શરીરમાં એક જગાએ રહેલું, અનેક રીતે વિભાગવાળું એવા આખા જગતનને અર્જુન જોવા લાગ્યો. ૧૩.

**ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ॥**
**प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥**

ततः=ત્યાર પછી, सः=તે; विस्मयाविष्टः [ विस्मयेन अविष्टः ]=વિસ્મયવડે વ્યાપ્ત થયલો; हृष्टरोमा [ हृष्टानि रोमाणि यस्य सः ]=ઉભાં થયલાં રૂંવાડાંવાળો; धनंजयः=ધનંજય-અર્જુન; प्रणम्य=પ્રણામ કરીને; शिरसा=માથા વડે, देवम्=દેવને, कृतांजलि ( कृत अंजलि एन सः )=હાથ જોડેલો, अभाषत=બોલ્યો,

ત્યાર પછી વિસ્મયવડે વ્યાપ્ત થયેલો, ઉભાં થયલાં રૂંવાડાંવાળો, તે અર્જુન, દેવને માથાવડે પ્રણામ કરીને, હાથ જોડેલો ( થઇ ) બોલ્યો. ૧૪

**अर्जुन उवाच ॥** અર્જુન બોલ્યા—

**पश्यामि देवांस्तव देवदेहे सर्वांस्तथा भूतविशेषसंघान् ॥**
**ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान्॥१५॥**

पश्यामि=જોઉ છુ; देवान्=દેવોને; तव=તમારા, देव=હે દેવ; देहे =દેહમાં; सर्वान्=સર્વને. तथा=તથા; भूतविशेष संघान ( भूतानाम् विशेषणाम् संघान् )=ભૂતોના સર્વ સમુહને; ब्रह्माणम्=બ્રહ્માને; ईशम्=સર્વના નિયંતા; कमलासनस्थम् ( कमलस्य आसने स्थितम् )=કમળના આસને બેઠેલા; ऋषिन्=ૠષીઓને; सर्वान्=સર્વ: उरगान्=સર્પોને; च=અને; दिव्यान्=દિવ્ય.

અર્જુન બોલ્યા—હે દેવ ? તમારા દેહમાં સર્વ દેવોને, તથા ભૂતોના સર્વ સમુહને, કમળના આસને બેઠેલા સર્વના નિયંતા બ્રહ્માને, તથા સર્વ ૠષિઓને અને દિવ્ય સર્પોને હું જોઉ છું. ૧૫

**अनेकबाहुदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरुपम् ॥**
**नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरुपम् ॥**

अनेकबाहूदरवक्त्रनेत्रम् ( अनेक बाहव: उदराणि च वक्त्राणि च नेत्राणि च यस्य तम् )=ઘણા હાથ પેટ મોં અને આંખોવાળા; पश्यामि=જોઉં છું. त्वाम्=તમને; सर्वत:=સર્વત્ર. अनंतरुपम् ( अनंतानि रुपाणि यस्य तम् )=અનંત રૂપવાળા; न अंतम्=અંત નથી; न मध्यम्=મધ્ય નથી; न=નથી; पुन:=વળી; तव=તમારો; आदिम्=આદિ; पश्यामि=હું જોઉં છું. विश्वेश्वर ( विश्वस्य ईश्वर )=હે વિશ્વના ઇશ્વર; विश्वरूपम्=( विश्व: रूपम् यस्यतम् )=વિશ્વરૂપ.

તમને ઘણા હાથ, પેટ, મોં અને આંખોવાળા, સર્વત્ર અનંત રૂપવાળા, હું જોઉં છું. તમારો આદિ, મધ્ય, કે અંત

હે વિશ્વરૂપ ? વિશ્વના ઇશ્વર ? હું જોતો નથી ૧૬

किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो
दीप्तिमंतम् ॥ पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद्
दीप्तानलार्क द्युतिमप्रमेयम् ॥ १७ ॥

किरीटिनम् ( किरीटम् अस्य अस्ति तम् )=મુકુટવાળા; गदिनम्=ગદાવાળા, चक्रिणम्=ચક્રવાળા च=અને; तेजोराशिम् ( तेजस राशिम् ) =તેજના ઢગલારૂપ; सर्वत=સર્વ જગાએ, दीप्तिमन्तम्=ચળકી રહેલા, पश्यामि=જોઉં છું त्वाम्=તમને, दुर्निरीक्ष्यम्=( दु:खेन निरीक्ष्यम् )=સામું ન જોઇ શકાય તેવા; समंतात्=સર્વ તરફથી; दिप्तानलार्क द्युतिम् ( दिप्तस्य अनलस्य च अर्कस्य च इव द्युतिः यस्य तम् )=અગ્નિ અને સૂર્ય સરખા તેજવાળા अप्रमेयम=અપ્રમેય.

તમને મુગટવાળા, ગદાવાળા, ચક્રવાળા, તેજના ઢગલારૂપ, સર્વ જગાએ ચળકી રહેલા, સર્વ તરફથી સામુ ન જોઇ શકાય તેવા, અગ્નિ અને સૂર્ય સરખા તેજવાળા અપ્રમેય, જોઉં છું. ૧૭

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ॥
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतोमे ॥१८॥

त्व=તમે, अक्षरम्=અક્ષર બ્રહ્મ; परम्=પરમ; वेदितव्यम्=જાણવા યોગ્ય; त्वम्=તમે, अस्य=આ; विश्वस्य=જગતના; परम्=પરમ; निधानम् =આધાર રૂપ; त्वम्=તમે; अव्ययः=નાશ વગરના; शाश्वतधर्मगोप्ता

शाश्वतस्य धर्मस्य गोप्ता )=સનાતન ધર્મના રક્ષક; सनातनः=સનાતન: त्वम्=તમે, पुरुष=પુરૂષ. मतः=મત. मे=મારો.

જાણવા યોગ્ય પરમ અક્ષર બ્રહ્મ તમે છો, આ જગતના પરમ આધારરૂપ તમેછો, તમે નાશ વગરના, સનાતન ધર્મના રક્ષકછો, તમે સનાતન પુરૂષ છો, એમ મારો મત છે ૧૮

**अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम् ॥**
**पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ।१९।**

अनादिमध्यांतम् ( न आदि. मध्यः अंतः तस्य तम् )=આદિ મધ્ય અને અંત વગરના. अनंतवीर्यम् ( अनंतम् वीर्यम् यस्य तम् )=અનંત બળવાળા; अनंतबाहुम् ( अनंता बाहव. यस्य तम् )=અનંત હાથવાળા; शशिसूर्यनेत्रम् ( शशि च सूर्यः च नेत्रे यस्य तम् )=ચંદ્ર અને સૂર્યરૂપી આંખોવાળા. पश्यामि=જોઉં છું; त्वाम्=તમને: दीप्तहुताशवक्त्रम् ( दीप्तः हुताशः इव वक्त्रम् यस्य तम् )=ઝળકતા અગ્નિ જેવા મોં વાળા; स्वतेजसा=પોતાના તેજ વડે; विश्व=જગતને; इदं=આ; तपंतम्=તપાવનારા.

તમને આદિ, મધ્ય અને અંત વગરના, અનંત બળ-વાળા, અનંત હાથવાળા, ચંદ્ર, અને સૂર્યરૂપી આંખોવાળા ઝળકતા અગ્નિ જેવાં મોં વાળા, અને પોતાના તેજવડે આ જગતને તપાવનારા જોઉં છું. ૧૯

**द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः॥**
**दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥**

द्यावापृथिव्योः ( द्यावः च पृथिव्याः च )=આકાશ અને પૃથ્વિની इदं=આ; अंतरं=વચ્ચેનો ભાગ; हि=જ; व्याप्तं=વ્યાપ્ત. त्वया=તમારા; एकेन=એકલાવડે; दिशः=દિશાઓ; च=અને; सर्वाः=સર્વ, दृष्ट्वा=જોઇને: अद्भुतं=અદ્‌ભુત; रूप=રૂપ. उग्रम्=ભયંકર, तव=તમારૂં; इदं=આ. लोकत्रय (लोकाना त्रय )=ત્રણે લોક, प्रव्यथित=ભય પામેલા છે. महात्मन्= હે મહાત્મા-શ્રી કૃષ્ણ.

પૃથ્વિ અને આકાશની વચ્ચેનો આ ભાગ અને સર્વ દિશાઓ તમારા એકલા વડેજ વ્યાપ્ત છે, આ તમારૂં અદ્‌ભુત અને ભયંકર રૂપ જોઇને, હે મહાત્મા ? ત્રણે લોક ભય પામેલા છે. ૨૦

**अमीहित्वां सुरसंघा विशंति केचिद्भीताः प्रांजलयो गृणंति ॥ स्वस्तीत्युक्त्वा महर्षिसिद्ध संघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥ २१ ॥**

अमी=આ; हि=જ, त्वा=તમારામા; सुरसघाः [ सुराणा संघाः ] =દેવતાઓનાં ટોળાં; विशति=પેસે છે. केचित्=કેટલાક, भीताः=ભય પામેલા: प्राजलयः=હાથ જોડીને, गृणति=સ્તુતિ કરે છે: स्वस्ति ( सु+ अस्ति )=કલ્યાણ થાઓ: इति=એમ: उक्त्वा=બોલીને; महर्षिसिद्ध संघाः [ महर्षीणा च सिद्धानां च संघाः [=મોટા રૂષિઓ અને સિદ્ધોના ટોળાં;

સ્તુવંતિ=સ્તવે છે; त्वां=તમારા; स्तुतिभिः=સ્તુતિઓ વડે; पुष्कलाभिः= ઘણી ઘણી.

આ દેવતાઓનાં ટોળા તમારામાંજ પેસે છે, કેટલાક ભય પામેલા હાથ જોડીને સ્તુતી કરે છે, અને મોટા રૂષિઓ અને સિદ્ધોનાં ટોળાં "કલ્યાણ થાઓ" એમ બોલીને ઘણી ઘણી સ્તુતીઓ વડે તમને સ્તવે છે. ૨૧

**रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ॥ गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥**

रुद्रादित्याः [ रुद्राः च आदित्यो. च ]=રૂદ્રો એને આદિત્યો; वसवः=વસુઓ; ये=જેઓ; च=અને; साध्याः=સાધ્ય દેવો, विश्वे=વિશ્વદેવો; अश्विनौ=અશ્વિની કુમારો; मरुतः=મરૂતો; च=અને; उष्मपाः=ઉષ્મપા પિતૃઓ, च=અને; गंधर्वयक्षा सुरासिद्धसघाः ( गंधर्वाणा च यक्षणा च असुराणा च सिद्धाना च सघाः )=ગંધર્વ યક્ષ રાક્ષસ અને સિદ્ધનાં ટોળાં, विक्षते=જુએ છે; त्वा=તમને; विस्मिताः=વિસ્મય પામેલા; च= અને; एव=જ; सर्वे=સર્વ.

જેઓ, રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યદેવો, વિશ્વદેવો, અશ્વિનિકુમારો, મરૂતો. ઉષ્મપા પિતૃઓ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને સિદ્ધનાં ટોળાં છે ( તેઓ ) સર્વ વિસ્મય પામેલા તમનેજ જુએ છે. ૨૨

**रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ॥**
**बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम्**

रूपं=રૂપને. महत्=મોટા. ते=તમારા; बहुवक्त्रनेत्रं=[ बहूनि वक्त्राणि च नेत्राणि च यस्मिन् तत् ]=ઘણાં મુખ અને આંખોવાળું. महाबाहो =હે મહાબાહો. बहुबाहूरुपाद ( बहवः बाहवः च ऊरवः च पादाः च यस्मिन् तत् )=ઘણા હાથ જાંઘ અને પગવાળું; बहूदर [ बहूनि उदराणि यस्मिन् तत् ]=ઘણાં પેટવાળું, बहुदंष्ट्राकराल=[ बह्वीभिः दंष्ट्राभि करालं ]=ઘણી બિહામણી દાઢો વડે ભયંકર; दृष्ट्वा=જોઈને; लोकाः= લોકો; प्रव्यथिताः=દુખ પામ્યા છીએ. तथा=તથા, अहं=હું.

હે મહાબાહો ? ઘણા મુખ અને આંખોવાળું, ઘણા હાથ, જાંગ અને પગવાળું, ઘણાં પેટવાળું, ઘણી બીહામણી દાઢોવડે ભયંકર એવા તમારા મોટા રૂપને જોઈને, લોકો તથા હું દુઃખ પામ્યા છીએ. ૨૩

**नभः स्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम्॥**
**दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो**

नभः स्पृश [ नभः स्पृशति इति त ]=આકાશને અડેલા; दीप्तं= ચળકતા; अनेकवर्णं [ अनेके वर्णाः यस्य त ]=ઘણા રંગવાળા; व्यात्ताननं ( व्यात्तानि आननानि यस्य त )=પહોળાં મુખ વાળા; दीप्तविशालनेत्र [ दीप्तानि विशालानि नेत्राणि यस्य तं ]=ચળકતી મોટી આંખે વાળા. दृष्ट्वा=જોઈને. हि=જ; त्वा=તમને; प्रव्यथितांतरात्मा

प्रव्यथितः अंतरात्मा यस्य सः )=અત્યંત વ્યથિત મનવાળો; धृतिं= ધીરજને; नविंदामि=પામતો નથી. शमं=શાંતિને. च=અને; विष्णोः= હે વિષ્ણું;

આકાશને અડેલા. ચળકતા ઘણા રંગવાળા, પહોળા મુખવાળા, ચળકતી મોટી આંખોવાળા, (એવા) તમને જોઇને હું અત્યંત વ્યથિત મન વાળો છું. હે વિષ્ણું? હું ધીરજને અને શાંતિને પામતો નથી. ૨૪

**दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैवकालानलसंनिभानि ॥**
**दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास**

दंष्ट्राकरालानि (दंष्ट्राभिः करालानि )=દાઢો વડે વિકરાળ. च=અને ते=તમારાં; मुखानि=મુખોને; दृष्ट्वा=જોઇને; एव=જ; कालानल संनिभानि (कालस्य अनलस्य च सनिभानि )=પ્રલયના અગ્નિ જેવા; दिशः= દિશાઓને; न जाने=નથી જાણતો: न लभे=નથી પામતો: च=અને; शर्म=સુખ; प्रसीद=પ્રસન્ન થાઓ, देवेश (देवानाम् ईश =હે દેવોના ઇશ जगन्निवास (जगतः निवास )=જગતના નિવાસ ૨૫.

દાઢોવડે વિકાળ અને પ્રલયના અગ્નિ જેવાં, તમારાં મુખોને જોઇનેજ હું, દિશાઓ નેજાણતો નથી, અને સુખ પામતો નથી, માટે હે જગતના નિવાસરૂપ? દેવોના ઇશ? પ્રસન્ન થાઓ. ૨૫

**अमी च त्वां धतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः॥ भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः**

अमी=આ, च=અને, त्वाम्=તમારામાં, धृतराष्ट्रस्य=ધ્રતરાષ્ટ્રના पुत्राः=પુત્રો, सर्वे=સર્વ, सह=સાથે, एव=જ; अवनिपालसंघैः ( अवनिम् पालयति इति तेषाम् संघैः )=રાજાઓનાં ટોળાં, भीष्म.=ભીષ્મ; द्रोणः= દ્રોણુ; सूतपुत्रः=( सूतस्य पुत्र. )=દાસીનો પુત્ર-કર્ણ, तथा=તથા असौ=આ, सह=સાથે, अस्मदीय.=અમારા, अपि=પણ, योधमुख्यैः ( योधाना मुख्यैः )=મુખ્ય યોદ્ધાઓ.

રાજાઓનાં ટોળા સાથેજ આ સર્વ ધ્રુતરાષ્ટ્રના પુત્રો અને અમારા મુખ્ય યોદ્ધાઓની સાથેજ આ ભીષ્મ, દ્રોણ તથા કર્ણુ, પણ તમારામાં (પ્રવેશે છે.) ૨૬

**वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि ॥ केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः**

वक्त्राणि=મુખોમા; ते=તમારાં, त्वरमाणाः=ઉતાવળા, विशंति=પેસે છે; दंष्ट्राकरालानि=દાઢોવડે વિકાળ, भयानकानि=બીક લાગે તેવા; केचित् =કેટલાક; विलग्नाः=વળગેલા, दशनांतरेषु ( दशनानां अंतरेषु )=દાંતોની વચ્ચેના ભાગમાં; संदृश्यंते=દેખાય છે चूर्णितैः=ચુરો થઇ ગયલા, उत्तमांगैः =માથાંઓ સહિત;

કેટલાક દાઢોવડે વિકાળને બીક લાગે તેવા તમારા મુખોમાં ઉતાવળા પેસે છે, કેટલાક ચુરો થઇ ગયલાં માથાઓ સહિત દાંતોની વચ્ચેના ભાગમાં વળગેલા દેખાય છે. ૨૭

**यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति॥**
**तथा तवामी नरलोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति**

यथा=જેમ नदीना=નદીના, बहवः=ઘણા; अंबुवेगाः (अंबुनां वेगाः) =પાણીના પ્રવાહો; समुद्र=સમુદ્ર; एव=જ, आभिमुखाः=સામે; द्रवंति= દોડે છે, तथा=તેમ, तव=તમારા, अमी=આ; नरलोकवीराः ( नराणा लोकवीराः )=મનુષ્ય લોકના વીરો; विशंति=પેસે છે; वक्त्राणि=મુખોમાં; अभिविज्वलंति=સર્વ તરફથી અત્યંત પ્રકાશવાળાં.

જેમ નદીના ઘણા પાણીના પ્રવાહો સમુદ્ર સામેજ દોડે છે. તેમ આ મનુષ્ય લોકના વીરો તમારા સર્વ તરફથી અત્યંત પ્રકાશવાળા મુખોમાં પેસે છે. ૨૮

**यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगाः**
**तथैव नाशाय विशंति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः**

यथा=જેમ, प्रदीप्त=સળગતા, ज्वलनं=અગ્નિમાં; पतंगा=પતંગીઆંઓ; विशति=પેસે છે; नाशाय=નાશ પામવાને માટે, समृद्धवेगाः ( समृद्धः वेग. येषा ते )=ઘણા વેગવાળાં, तथा=તેમ; एव=જ; नाशाय =નાશ પામવાને માટે; विशंति-પેસે છે, लोकाः=લોકો, तव=તમારાં; अपि=પણ, वक्त्राणि=મુખોમાં, समृद्धवेगाः=ઘણા વેગવાળાં,

જેમ ઘણા વેગવાળાં પતંગીઆંઓ નાશ પામવાને માટે સળગતા અગ્નિમાં પેસે છે, તેમજ ઘણા વેગવાળા લોકો પણ નાશ પામવાને માટે તમારા મુખમાં પેસે છે. ૨૯

**लेलिह्यसे ग्रसमान: समंताल्लोकान्समग्रान्वदनै ज्वलद्भि: ॥ तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्रा: प्रतपंति विष्णो ॥ ३० ॥**

लेलिह्यसे=ચાટો છો, ग्रसमान:=ખાતા; समंतात्=સર્વ તરફથી: लोकान्=લોકોને; समग्रान=સમગ્ર, वदनै:=મુખોવડે: ज्वलद्भि:=પ્રજ્વલીત: तेजोभि:=તેજવડે; आपूर्य=પુરી કઇને, जगत्=જગતને, समग्र=આખા: भास:=તેજ; तव=તમારૂં: उग्रा:=સખત; प्रतपति=તપી રહ્યું છે. विष्णो=હે વિષ્ણુ.

સમગ્ર લોકોને પ્રજ્વલીત મુખોવડે સર્વ તરફથી ખાતા (તમે) ચાટો છો. હે વિષ્ણું ! આખા જગતને તેજવડે પુરી કઇને તમારૂં સખત તેજ તપી રહ્યું છે. ૩૦

**आख्याहि मेको भवानुग्ररुपो नमोस्तु ते देववर प्रसीद ॥ विज्ञातुमिच्छामि भवंतमाद्यं नहि प्रजानामि तव प्रवृत्तिम् ॥**

आख्याहि=કહો; मे=મને, क:=કોણ; भवान्=આપ; उग्ररुप: (उग्र रुप यस्य स: )=બીહામણા રૂપવાળા, नम:=નમસ્કાર, अस्तु=છે; ते=તમને: देववर=( देवाना वर =હે દેવવર: प्रसीद=પ્રસન્ન થાઓ: विज्ञातुं=જાણવાને: इच्छामि=ઇચ્છુંછું: भवंतं=આપ, आद्यम=આદિને; न=નથી; हि=કેમકે, प्रजानामि=જાણુછુ, तव=તમારી, प्रवृत्ति=પ્રવૃત્તિને.

મને કહો, કે આપ બીહામણા રૂપવાળા કોણ છો હે દેવવર ! તમને નમસ્કાર છે, પ્રસન્ન થાઓ. આપ આદિને જાણવાને ઇચ્છુંછું, કેમકે તમારી પ્રવૃત્તિને હું જાણતો નથી. ૩૧

**श्री कृष्ण उवाच ॥** શ્રી કૃષ્ણ બોલ્યા—

**कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तु-**
**मिह प्रवृत्तः ॥ ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे**
**येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ ३२ ॥**

कालः=કાળ; अस्मि=હું છું; लोकक्षयकृत् ( लोकानाम् क्षयम् करोति इति )=લોકનો નાશ કરનાર; प्रवृद्धः=અત્યંત વૃદ્ધિ પામેલો; लोकान्=લોકનો. समाहर्तुम्=નાશ કરવાને; इह=અહિં; प्रवृत्तः=પ્રવર્ત થયો છું; ऋते=વિના; अपि=પણ; त्वाम्=તારા; न=નહિ; भविष्यंति=રહેશે; सर्वे=સર્વ; ये=જે; अवस्थिताः=રહેલા છે; प्रत्यनीकेषु=સામી સેનામાં; योधाः=યોદ્ધાઓ;

શ્રી કૃષ્ણ બોલ્યા—લોકોનો નાશ કરનાર અત્યંત વૃદ્ધિ પામેલો કાળ હું છું. અહિં લોકોનો નાશ કરવાને પ્રવૃત થયો છું. સામી સેનામાં જે યોદ્ધા રહેલા છે, તે સર્વ તારા વિના પણ રહેશે નહિં. ૩૨

**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुंक्ष्व राज्यं**
**समृद्धम् ॥ मयैवैते निहताः पूर्वमेव निमित्त मात्रं**
**भव सव्यसाचिन् ॥ ३३ ॥**

तस्मात्=તેટલા માટે; त्वम्=તું; उत्तिष्ठ=ઉઠ; यशः=યશ; लभस्व=મેળવ; जित्वा=જીતીને; शत्रून्=શત્રુઓને; भुक्ष्व=ભોગવ; राज्यम्=રાજ્ય;

समृद्धम्=સમૃદ્ધિવાળું; मया=મેં; एव=જ; एते=એઓને; निहताः= હણેલા છે; पूर्वम्=પહેલેથી; एव=જ; निमित्तमात्रम्=નિમિતમાત્ર; भव= થા; सव्यसाचिन् ( सव्येन साचितुम् शीलम् यस्य सः )=હે ડાબે હાથે બાણ મારનાર-અર્જુન !

તેટલા માટે તું ઉઠ, યશ મેળવ. શત્રુઓને જીતીને સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ. હે અર્જુન ! એઓને મેં પહેલેથીજ હણેલા છે. તું ફકત નિમિત્ત માત્રજ થા. ૩૩

**द्रोण च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान् ॥ मया हतांस्त्वं जहि माव्यथिष्ठा युध्यस्व जेताऽसि रणेसपत्नान् ॥ ३४ ॥**

द्रोणम्=દ્રોણને; च=અને; भीष्मम्=ભીષ્મને; च=અને, जयद्रथम्= જયદ્રથને, च=અને, कर्णम्=કર્ણને; तथा=તથા; अन्यान्=બીજા; अपि= પણ; योधवीरान् ( योधानाम् वीरान् )=વીર યોદ્ધાઓને; मया=મેં; हतान्=હણેલા; त्वम्=તું; जहि=હણ; मा=નહિ; व्यथिष्ठाः=દુઃખ પામ; युध्यस्व=યુદ્ધ કર; जेतासि=જીતીશ; रणे=રણમાં; सपत्नान्=શત્રુઓને.

દ્રોણને અને ભીષ્મને, તથા જયદ્રથને અને કર્ણને તેમ મે હણેલા બીજા પણ વીર યોદ્ધાઓને તું હણ. દુઃખ પામ નહિ. યુદ્ધ કર. રણમાં શત્રુઓને જીતીશ. ૩૪

**संजय उवाच ॥** સંજય બોલ્યા—

**एतच्छ्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटी ॥ नमस्कृत्वा भूयएवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५ ॥**

• एतत्=આ. श्रुत्वा=સાભળીને; वचनम्=વચન; केशवस्य=કેશવનું; कृतांजलिः=( कृतः अजलिः येन सः )=હાથ જોડી રાખેલો; वेपमानः=કંપતો; किरीटि=મુકુટધારી અર્જુન; नमस्कृत्वा=નમસ્કાર કરીને; भूय ફરીથી; एव=જ, आह=બોલ્યો; कृष्णम्=શ્રીકૃષ્ણને; सगद्गदम् ( गद्गदेन सह )=ગદ્ગદ કંઠે; भीतभीत.=બીતો બીતો; प्रणम्य=અત્યંત નમ્ર થઇને.

સંજય બોલ્યા—કેશવનું આ વચન સાંભળીને હાથ જોડી રાખેલો અને ધ્રુજતો અર્જુન, શ્રી કૃષ્ણને નમસ્કાર કરીને નમ્ર થઇને, બીતો બીતો ફરીથી પણ ગદ્ગદ કંઠે બોલ્યો. ૩૫

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા—

**स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ॥**
**रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥ ३६ ॥**

स्थाने=યોગ્યજ છે, हृषीकेश=હે હૃષીકેશ; तव=તમારી; प्रकीर्त्या=અત્યંત કીર્તિવડે; जगत्=જગત; प्रहृष्यति=અતિ હર્ષ પામે છે; अनुरज्यते=રાજી થાય છે; च=અને; रक्षांसि=રાક્ષસો; भीतानि=ભય પામેલા; दिशः=દિશાઓમાં; द्रवंति=નાશે છે; सर्वे=સર્વ; नमस्यंति=નમસ્કાર કરે છે; च=અને; सिद्धसंघाः ( सिद्धानाम् संघाः )=સિદ્ધોનાં ટોળાં.

અર્જુન બોલ્યા—હે હૃષીકેશ! તમારી અત્યંત કીર્તિ

વડે જગત અતિ હર્ષ પામે છે, ને રાજી થાય છે. ભય પામેલા રાક્ષસો દિશાઓમાં નાસેછે, અને સર્વ સિદ્ધોનાં ટોળાં નમસ્કાર કરે છે, એ યોગ્યજ છે. ૩૬

**कस्माच्च तेन नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ॥ अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥**

कस्मात्=કેમ; च=અને; ते=તમને; न नमेरन्=નમે નહિ: महात्मन =હે મહાત્મા; गरीयसे=ગુરૂરૂપ; ब्रह्मणः=બ્રહ્માના, अपि=પણ: आदिकर्त्रे =આદિ કર્તાને; अनंत=હે અનંત; देवेश=હે દેવેશ, जगन्निवास=હે જગતના નિવાસરૂપ; त्वम्=તમે; अक्षरम्=અક્ષર બ્રહ્મ; सत्=સત્, असत्= અસત તત્=તે બંનેથી. परम्=પર; यत्=જે:

હે મહાત્મા ! હે અનંત ! હે દેવેશ ! હે જગતના નિવાસરૂપ! બ્રહ્માના પણ આદિકર્તા અને ગુરૂરૂપ તમને (તે સર્વે) કેમ નમે નહી ? તમે સત્ છો. અસત્ છો. અને જે તે બન્નેથી પર અક્ષર બ્રહ્મ છે, તે પણ તમે છો. ૩૭

**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ॥ वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥ ३८ ॥**

त्वम्=તમે, आदिदेवः=આદિ દેવ; पुरुष=પુરૂષ पुराणः=પુરાણ; त्वम्=તમે; अस्य=આ; विश्वस्य=વિશ્વના, परम्=પરમ निधानम्=આધાર वेत्ता=જાણનાર; असि=છો; वेद्यम्=જાણવા યોગ્ય; च=અને, परम्=પરમ;

च=અને; धाम=ધામ; त्वया=તમારા વડે; ततम्=વ્યાપ્ત; विश्वम्=વિશ્વ; अनंतरुप=હે અનંતરૂપ.

તમે આદિ દેવ, પુરાણ પુરૂષ છો, તમે આ વિશ્વના પરમ આધાર છો; જાણનાર, જાણવા યોગ્ય અને પરમ ધામ તમે છો. હે અનંતરૂપ! વિશ્વ તમારા વડે વ્યાપ્ત છે. ૩૮

**वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ॥ नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥**

वायुः=વાયુ; यमः=યમ, अग्निः=અગ્નિ; वरुणः=વરૂણ; शशांकः=ચંદ્ર; प्रजापति=બ્રહ્મા; त्वम्=તમે, प्रपितामहः=વડાદાદા; च=અને; नमः=નમસ્કાર; नमः=નમસ્કાર; ते=તમને; अस्तु=હો; सहस्रकृत्वः=હજારો વાર; पुनः=ફરીને, च=અને, भूयः=વારંવાર; अपि=પણ; नमः=નમસ્કાર; नमः=નમસ્કાર; ते=તમને;

વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચંદ્ર, બ્રહ્મા અને વડાદાદા તમે છો. તમને હજારોવાર નમસ્કાર હો! નમસ્કાર હો! અને તમને ફરીને પણ વારંવાર નમસ્કાર હો! નમસ્કાર હો! ૩૯.

**नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ॥ अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥**

नमः=નમસ્કાર; पुरस्तात्=આગળ; अथ=તથા; पृष्ठतः=પાછળ; ते તમને; नमः=નમસ્કાર; अस्तु=હો; ते=તમને; सर्वतः=સર્વ તરફથી; एव=પણ; सर्व=હે સર્વરૂપ; अनंतवीर्य=( अनंतम् वीर्यम् यस्य सः ) =બહુ બળવાળા; अमितविक्रमः ( अमितः विक्रमः यस्य सः )=અપાર પરાક્રમવાળા; त्वम्=તમે; सर्वम्=સર્વને; समाप्नोषि=વ્યાપ્ત કરો છો; ततः=તેથી. असि=હોઇ; सर्वः=સર્વ·

તમને આગળ તથા પાછળ નમસ્કાર હો! હે સર્વરૂપ! તમને સર્વ તરફથી પણ નમસ્કાર હો! તમે બહુ બળવાળા અને અપાર પરાક્રમવાળા હોઇ સર્વને વ્યાપ્ત કરો છો. તેથી સર્વ છો. ૪૦

**सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ॥ अजानता महिमानं तवेदं मया प्रमादा त्प्रणयेन वापि ॥ ४१ ॥**

सखा=સખા; इति=એમ; मत्वा=માનીને; प्रसभम्=અનુચિત વચન; यत्=જે; उक्तम्=કહ્યું; हे कृष्ण=હે કૃષ્ણ; हे यादव=હે યાદવ, हे सखे =હે સખે; इति=એ પ્રમાણે; अजानता=નહિ જાણતા. महिमानम्= મહિમાને: तव=તમારા; इदम्=આ: मया=મેં. प्रमादात्=પ્રમાદથી; प्रणयेन=સ્નેહથી; वा=કે; अपि= પણ.

તમારા આ મહીમાને નહિ જાણતાં મેં, પ્રમાદથી અથવા સ્નેહથી પણ સખા છો, એમ માનીને અનુચિત વચન

હે કૃષ્ણ! હે યાદવ! હે સખે! એ પ્રમાણે જે કહ્યું છે, (તે સર્વ આપ ક્ષમા કરો) ૪૧

**यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ॥ एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥**

यत्=જે; च=અને; अवहासार्थम् ( अवहातस्य अर्थम् )=મશ્કરીને માટે; असत्कृतः=અપમાન કર્યું; असि=છે; विहारशय्यासनभोजनेषु ( विहारे च शय्याम् च आसने च भोजने च )=વિહારમાં, શય્યામાં, આસનમાં અને ભોજનમાં; एकः=એકલા; अथवा=અથવા; अपि=પણ; अच्युत=હે અચ્યુત-શ્રીકૃષ્ણ; तत्=તે-સખાઓની; समक्षम्=રૂબરૂ; तत् =તેની; क्षामये=ક્ષમા માગું છું; त्वाम्=તમો; अहम्=હું; अप्रमेयम्= અપ્રમેયની.

અને હે અચ્યુત! વિહારમાં, શય્યામાં, આસનમાં, અને ભોજનમાં એકલા અથવા તે સખાઓની રૂબરૂ મશ્કરીને માટે જે અપમાન કર્યું છે. તેની તમો અપ્રમેયની પાસે હું માફી માગુછું. ૪૨

**पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ॥ न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥४३॥**

पिता=પિતા; असि=છો; लोकस्य=લોકના; चराचरस्य=સ્થાવર અને જંગમના; त्वम्=તમે; अस्य=આ; पूज्य=પૂજ્ય; च=અને; गुरुः= ગુરૂ; गरीयान्=અતિ મહાન; न=નથી; त्वत्समः= ( तव समः )=તમારા જેવો; अस्ति=છે, अभ्यधिकः=વધુ મોટો; कुतः=ક્યાંથી; अन्य=બીજો; लोकत्रये=ત્રણે લોકમાં; अपि=પણ; अप्रतिमप्रभाव ( अप्रतिमः प्रभावः यस्य सः )=અપ્રતિમ પ્રભાવવાળા-શ્રીકૃષ્ણ.

હે અપ્રતિમ પ્રભાવવાળા! આ સ્થાવર અને જંગમ લોકના તમે પિતા છો અને પૂજ્ય છો ગુરૂ છો અને અતિ મહાન છો ત્રણે લોકમાં તમારા જેવો બીજો નથી તો વધારે મોટો ક્યાંથી હોય ? ૪૩

**तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामह मीशमीड्यम् ॥ पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देवसोढुम् ॥ ४४ ॥**

तस्मात्=માટે, प्रणम्य=પ્રણામ કરીને,प्रणिधाय=નમાવીને, कायम् =શરીરને; प्रसादये=પ્રસન્ન થાઓ એવી પ્રાર્થના કરૂં છું; त्वा=તમે; अहं=હું, ईश=ઈશ; ईड्यं=પુજ્ય; पिता=પિતાની; इव=પેઠે, पुत्रस्य= પુત્રના सखा=મિત્રની; इव=પેઠે; सख्युः=મિત્રના, प्रियः=પતિની; प्रियाय =પ્રિયાના, अर्हसि=યોગ્ય છો, देव=હે દેવ; सोढुं=સહન કરવાને.

માટે, શરીરને નમાવીને, પ્રણામ કરીને, હુ " તમે

પૂજ્ય ઈશ પ્રસન્ન થાઓ" એવી પ્રાર્થના કરૂંછું. માટે હે દેવ! પુત્રના ( અપરાધ ) પિતાની પેઠે, મિત્રના (અપરાધ) મિત્રની પેઠે, અને પ્રિયાના ( અપરાધ ) પતિની પેઠે, સહન કરવાને યોગ્ય છો. ૪૪

**अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनोमे ॥ तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥४५**

अदृष्टपूर्व ( पूर्वं न दृष्टं )=પહેલાં; નહિ જોયેલું; हृषित=હર્ષ પામ્યો; अस्मि=છું; दृष्ट्वा=જોઇને; भयेन=બીકથી, च=અને; प्रव्यथित= દુઃખી થયું છે; मनः=મન; मे=મારૂં; तत्=તે; एव=જ; मे=મને; दर्शय= દેખાડો, देव=હે દેવ; रूपं=રૂપ; प्रसीद=પ્રસન્ન થાઓ; देवेश=હે દેવેશ; जगन्निवास=જગતના નિવાસ.

પહેલાં નહિ જોયેલું ( રૂપ ) જોઇને હું હર્ષ પામ્યો છું. અને બીકથી મારૂં મન દુઃખી થયું છે. હે દેવ! મને તેજ ( પૂર્વનું ) રૂપ દેખાડો. હે દેવેશ! હે જગન્નિવાસ! પ્રસન્ન થાઓ. ૪૫

**किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ॥ तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥**

किरीटिनं=मुकुटवाळा; गदिनं=गदावाळा; चक्रहस्तं=( चक्रं हस्ते यस्य तं )=हाथमां चक्रवाळा; इच्छामि=हुं इच्छुं छुं; त्वां=तमने; द्रष्टुं =जोवाने; अहं=हुं; तथा=ते प्रमाणे; एव=ज, तेन=ते· एव=ज; रूपेण =स्वरूपवडे; चतुर्भुजेन=चतुर्भुज; सहस्रबाहो ( सहस्र बाहवः यस्य सः ) =सहस्र बाहु; भव=थाओ; विश्वमुर्ते ( विश्वं मूर्तिः यस्य सः )=हे विश्वमूर्ते.

मुकुटवाळा, गदावाळा, ने हाथमां चक्रवाळा एवा तमने, ते प्रमाणेज जोवाने हुं इच्छुंछुं, हे सहस्रबाहु! विश्वमूर्ते ! ते चतुर्भुज स्वरूपवडेज ( तमे ) थाओ. ४६

**श्री कृष्ण उवाच ॥** श्री कृष्ण बोल्या—

**मया प्रसन्नेन तवार्जुनेदं रूपंपरं दर्शितमात्मयोगात् ॥ तेजोमयं विश्वमनंतमाद्यं यन्मेत्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥**

मया=में. प्रसन्नेन=प्रसन्न थयला; तव=तने; अर्जुन=हे अर्जुन; इदं=आ; रूपं=रूप; परं=परम; दर्शितं=देखाडयुं; आत्मयोगात् ( आत्मनः योगात् )=पोताना सामर्थ्यथी; तेजोमयं=तेजोमय; विश्वं=विश्वमय; अनंतं=अनंत, आद्य=आदि; यत=जे; मे=मारुं; त्वत्=तारा वगर; अन्येन=बीजाए; नदृष्टपूर्वं=पहेलां जोयेलुं नथी.

श्री कृष्ण बोल्या—हे अर्जुन ? प्रसन्न थयेला में पोताना सामर्थ्यथी तने आ परमरूप देखाडयुं छे ! तेजो-

મય વિશ્વરૂપ, અનંત અને આદિ, એવું જે મારૂં (રૂપ) તે તારા વગર બીજાએ પહેલાં જોયું નથી. ૪૭

**न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ॥ एवं रूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥**

न=નહિ; वेदयज्ञाध्ययनैः (वेदैः च यज्ञैः च अध्ययनैः च) =વેદોના તથા યજ્ઞોના અધ્યયન વડે, न=નહિ; दानैः=દાનો વડે, न=નહિ; च=અને; क्रियाभिः=ક્રિયાઓ વડે; न=નહિ, तपोभिः=તપો વડે, उग्रैः=મોટાં एवंरुप=આ રૂપવાળો, शक्य=શક્ય, अहं=હું; नृलोके=[नृणां लोके]=મનુષ્ય લોકમાં; द्रष्टुं=જોવાને, त्वत्=તારા વગર; अन्येन=બીજા વડે; कुरुप्रवीर [कुरुणा प्रवीर]=કુરૂઓમાં વીર-અર્જુન

હે અર્જુન! મનુષ્ય લોકમાં આ રૂપવાળો હું તારા વગર બીજાવડે, વેદોના તથા યજ્ઞોના અધ્યયનવડે, જોવાને શક્ય નથી, દાનો વડે, ક્રિયાઓ વડે અને ઉગ્રતપોવડે, પણ જોવાને શક્ય નથી. ૪૮

**मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वारुपं घोरमीदृङ्ममेदम् ॥ व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रुपमिदं प्रपश्य ॥ ४९ ॥**

मा=ન; ते=તને, व्यथा=દુખ: मा=ન: च=અને; विमुढभावः (विमुढस्य भावः)=દિગમૂઢપણું दृष्ट्वा=જોઈને; रुपम=રૂપ; घोरम्=ઘોર;

ईदृक्=આવું; मम=મારૂં, इदम्=આ, व्यपेतभीः ( व्यपेतभीः यस्य सः ) =ભય રહિત, प्रीतमनाः ( प्रीतमनः यस्य सः )=પ્રસન્ન મનવાળો; पुनः=ફરીથી; त्वम्=તું; तत्=તે; एव=જ मे=મારાં; रूपम्=રૂપને; इदम् =આ; प्रपश्य=સારી રીતે જો

આવું મારૂં આ ઘોર રૂપ જોઇને, તને દુઃખ ન થાઓ અને દિઙ્મૂઢ પણું ન થાઓ, ભય રહિત અને પ્રસન્ન મનવાળો તું ફરીથી તેજ આ મારા રૂપને સારી રીતે જો. ૪૯

**संजय उवाच ॥** સંજય બોલ્યા—

**इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ॥ आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥**

इति=એ પ્રમાણે, अर्जुनम्=અર્જુનને; वासुदेवः=વાસુદેવે-શ્રીકૃષ્ણ; तथा=તે પ્રકારના, उक्त्वा=કહીને. स्वकं=પોતાના; रूपं=રૂપને; दर्शयामास =દેખાડવા લાગ્યા; भूयः=ફરીથી; आश्वासयामास=આશ્વાસન આપવા લાગ્યા च=અને; भीतं=ભય પામેલા; एन=એને; भूत्वा=થઇને; पुनः= =પછી, सौम्यवपुः [ सौम्यं वपु यस्य सः ]=સૌમ્ય રૂપવાળા; महात्मा =મહાત્મા-શ્રી કૃષ્ણ.

સંજય બોલ્યા--એપ્રમાણે અર્જુનને કહીને, શ્રી કૃષ્ણ તે પ્રકારના પોતાના રૂપને ફરીથી દેખાડવા લાગ્યા અને શ્રી કૃષ્ણ પછી સૌમ્યરૂપ વાળા થઇને, ભય પામેલા અર્જુનને આશ્વાસન આપવા લાગ્યા. ૫૦

**अर्जुन उवाच ॥** અર્જુન બોલ્યા—

**द्रष्ट्वेदं मानुषं रूपं तव सौम्य जनार्दन ॥**
**इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥**

दृष्ट्वा=જોઈને; इदं=આ; मानुषं=મનુષ્ય, रूपं=રૂપને, तव=તમારૂં; सौम्य=સૌમ્ય जनार्दन=હે જનાર્દન-શ્રીકૃષ્ણ, इदानीं=હમણાં; अस्मि=છું; संवृत्तः=થયો; सचेताः=સચેતન, प्रकृतिं=સ્વસ્થતાને, गतः=પામ્યો;

અર્જુન બોલ્યા—હે શ્રી કૃષ્ણ! તમારૂં આ સૌમ્ય મનુષ્ય રૂપ જોઈને હુ હમણાં સચેતન થયોછુ, અને સ્વસ્થતાને પામ્યો છું. ૫૧

**श्री कृष्ण उवाच ॥** શ્રીકૃષ્ણ બોલ્યા—

**सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ॥ देवा**
**अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥ ५२ ॥**

सुदुर्दर्शं=જોવુ અત્યંત અશક્ય, इदं=આ; रूपं=રૂપ, दृष्टवान्=જોયું; असि=છે; यत्=જે, मम=મારૂં; देवाः=દેવો; अपि=પણ अस्य=આ; रूपस्य=રૂપના; नित्यम्=નિત્ય; दर्शनकाङ्क्षिणः ( दर्शन काङ्क्षते इति )= દર્શન કરવાની ઇચ્છાવાળા છે.

શ્રી કૃષ્ણ બોલ્યા—જે આ મારૂં રૂપ તેં જોયું, તે જોવું અત્યંત અશક્ય છે, દેવો પણ નિત્ય આ રૂપનાં દર્શન કરવાની ઇચ્છાવાળા છે. ૫૨

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ॥
शक्य एवंविधो द्रष्टुं द्रष्टवानसि मां यथा ॥ ५३ ॥

न=નથી; अहं=હું; वेदैः=વેદોવડે, न=નથી; तपसा=તપવડે, न=નથી; दानेन=દાનવડે; न=નથી; च=અને; इज्यया=યજ્ઞવડે; शक्य=શક્ય एवं=એ, विधः=પ્રકારે, द्रष्टु=જોવાને, द्रष्टवान्=જોયો, असि=છે, मां=મને, यथा=જે પ્રકાર.

જે પ્રમારે તેં મને જોયો છે, એ પ્રકારે હું વેદોવડે, તપવડે, દાનવડે, અને યજ્ઞવડે, પણ જોવાને શક્ય નથી.૫૩

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ॥
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

भक्त्या=ભક્તિવડે, तु=જ, अनन्यया=અનન્યે; शक्यं=શક્ય, अहं=હું, एव=એ, विधः=પ્રયારનો, अर्जुन=હે અર્જુન, ज्ञातुं=જાણવાને, द्रष्टुं=જોવાને, च=અને, तत्त्वेन=તત્વવડે, प्रवेष्टुं=મળવાને; च=અને, परंतप=હે પરંતપ-અર્જુન.

હે અર્જુન ! એ પ્રકારેનો હું અનન્ય ભકિત વડે જાણુવાને શકયછું, અને તત્ત્વવડે જોવાને અને મળવાને શક્ય છું. )૫૪

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ॥ निर्वैरः
सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ५५ ॥

मत्कर्मकृत्=[ मम कर्म करोति इति ]=મારે માટે કર્મ કરનારો, मत्परमः ( अहं परमः यस्य सः )=મને મુખ્ય માનનારો, मद्भक्तः ( मम भक्तः )=મારા ભક્ત, संगवर्जितः ( संगेन वर्जितः )=સંગ રહિત निर्वैरः=વેર વગરનો, सर्वभूतेषु=સર્વ પ્રાણીઓમાં, यः=જે, सः=તે, मां =મને, एति=પામે છે, पाण्डव=હે પાંડવ–અર્જુન.

હે અર્જુન ! જે મારે માટે કર્મ કરનારો, મને મુખ્ય માનનારો, મારો ભક્ત, સંગ રહીત અને સર્વ પ્રાણીઓમાં વેર વગરનો છે, તે મને પામે છે. ૫૫

## અધ્યાય અગીઆરમો સંપુર્ણ.



# द्वादशोऽध्यायः ॥ અધ્યાય બારમો.

## भक्तियोगः॥ ભક્તિ યોગ.

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા—

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ॥
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

एवं=એ પ્રમાણે सततयुक्ताः=સતત યુક્ત થયલા, ये=જે, भक्ताः ભક્તો, त्वां=આપને, पर्युपासते=ઉપાસે છે, ये=જે-પુરૂષો, च=અને, अपि=પણ, अक्षर=અક્ષરને, अव्यक्त=અવ્યક્ત, तेषां=તેઓમાં, के=કોણ योगवित्तमाः=યોગમાં અતિ કુશળ.

અર્જુન બોલયા—એ પ્રમાણે સતત યુક્ત થયલા જે ભક્તો આપને ઉપાસે છે, અને જે પુરૂષો અવ્યક્ત અક્ષરને જ ઉપાસે છે, તેઓમાં યોગમાં અતિ કુશળ કોણ છે? ૧

श्री कृष्ण उवाच ॥ શ્રી કૃષ્ણ બોલ્યા—

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ॥
श्रध्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥

मयि=મારામાં; आवेश्य=એકાગ્ર કરીને; मनः=મનને; ये=જેઓ; माम्=મને; नित्ययुक्ताः=નિત્યયુકત; उपासते=ઉપાસે છે; श्रद्धया=શ્રદ્ધાવડે; परया:=પરમ; उपेताः=યુકત થઇને; ते=તેઓ: मे=મારા; युक्ततमाः=યુકત પુરૂષોમાં શ્રેષ્ઠ; मताः=માનેલા છે

શ્રી કૃષ્ણ બોલ્યા—મનને મારામાં એકાગ્ર કરીને, જેઓ નિત્યયુકત પરમ શ્રદ્ધાવડે યુકત થઇ, મને ઉપાસે છે તેઓ મારા યુકત પુરૂષોમાં શ્રેષ્ઠ માનેલા છે. ૨

**ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ॥**
**सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥**

ये=જેઓ; तु=પરંતુ; अक्षरम्=અક્ષર; अनिर्देश्यम्=અનિર્દેશ્ય; अव्यक्तम्=અવ્યકત; पर्युपासते=ઉપાસે છે: सर्वत्रगम्=સર્વત્ર વ્યાપક; अचिंत्यम्=અચિંત્ય; च=અને; कूटस्थम्=કૂટસ્થ; अचलम्=અચળ; ध्रुवम्=ધ્રુવ;

પરંતુ જેઓ અક્ષર, અનિર્દેશ્ય, અવ્યકત, સર્વત્ર વ્યાપક, અચિંત્ય, કૂટસ્થ, અચલ અને ધ્રુવને ઉપાસે છે. ૩

**संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ॥**
**ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥**

संनियम्य=નિયમમાં રાખીને; इंद्रियग्रामम् ( इंद्रियाणाम् ग्रामम् )=ઇંદ્રિયોના સમુહને; सर्वत्र=સર્વત્ર; समबुद्धयः ( समा बुद्धि येषाम् ते )=સમ બુદ્ધિવાળા; ते=તેઓ; प्राप्नुवंति=પામે છે; माम्=મને; एव=જ; सर्वभूतहिते ( सर्वेषाम् भूतानाम् हिते )=સર્વ પ્રાણિઓના હિતમાં; रताः=પ્રીતિવાળા;

તેઓ સર્વત્ર સમ બુદ્ધિવાળા, ઈંદ્રિઓના સમુહને નિયમમાં રાખીને, સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા, મનેજ પામે છે. ૪

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्त चेतसाम् ॥**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥**

क्लेश=કલેશ; अधिकतरः=ઘણોજ; तेषाम्=તેઓને; अव्यक्तासक्त-चेतसाम् (अव्यक्ते आसक्तम् चेत. येषाम्ते=અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળાને; अव्यक्ता=અવ્યક્ત રૂપ, हि=કેમકે; गतिः=ગતિ; दुःखं=દુઃખે; देहवद्भिः=દેહધારીઓ વડે, अवाप्यते=પમાય છે.

અવ્યક્ત, આસક્ત ચિત્તવાળા તેઓને, ઘણોજ કલેશ થાય છે, કારણ કે અવ્યક્તરૂપ ગતિ દેહધારીઓ વડે દુઃખે પમાય છે. ૫

**ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ॥**
**अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥ ६ ॥**

ये=જેઓ; तु=પરંતુ; सर्वाणि=સર્વ; कर्माणि=કર્મોને; मयि=મારામાં; सन्यस्य=સમર્પિને; मत्पराः=મારા પરાયણ થઈ; अनन्येन=અનન્ય; एव=જ; योगेन=યોગવડે; माम=મને; ध्यायंत=ધ્યાન કરતા; उपासते=ઉપાસે છે.

પરંતુ જેઓ સર્વ કર્મોને મારામાં સમર્પિને, મારા પરાયણ થઈ, અનન્ય યોગ વડેજ મને ધ્યાન કરતા ઉપાસે છે ૬

**तेषामहं समुद्धर्ता मृत्युसंसार सागरात् ॥**
**भवामि न चिरात्पार्थ मय्यावेशित चेतसाम् ॥ ७ ॥**

तेषाम्=તેઓને; अहं=હું; समुद्धर्ता=ઉદ્ધાર કરનારો; मृत्यु संसार सागरात् ( मृत्योः च संसारस्य च सागरात् )=મૃત્યુરૂપ સંસાર સાગરથી; भवामि=થાઉં છું. न चिरात्=તરતજ. पार्थ=હે પાર્થ-અર્જુન; मयि=મારામાં; आवेशित चेतसाम् ( आवेशितं चेतः येषाम् तेषाम् )=પ્રવેશ કરેલા ચિત્તવાળા.

હે અર્જુન! મારામાં પ્રવેશ કરેલા ચિત્તવાળા તેઓને, હું મૃત્યુરૂપ સંસાર સાગરથી તરતજ ઉદ્ધાર કરનારો થાઉં છું. ૭

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ॥**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥**

मयि=મારામાં; एव=જ; मनः=મનને; आधत्स्व=સ્થિરકર; मयि=મારામાં; बुद्धिम्=બુદ્ધિને. निवेशय=દૃઢ કર; निवसिष्यसि=નિવાસ કરીશ; मयि=મારામાં; एव=જ. अतः=આની; ऊर्ध्वम्=પછી-શરીર પડયા પછી; नसंशयः=સંશય નથી.

મારામાંજ મનને સ્થિર કર, મારામાં બુદ્ધિને દૃઢ કર, આ શરીર પડયા પછી તું મારામાંજ નિવાસ કરીશ, એમાં સંશય નથી. ૮

**अथ चित्तं समाधातु न शक्नोषि मयि स्थिरम् ॥**
**अभ्यास योगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥**

अथ=જો; चित्तं=ચિત્તને; समाधातुं=સ્થાપવાને-કરવાને; न शक्नोषि=શક્તિમાન ન હોઉ; मयि=મારામાં; स्थिरं=સ્થિર; अभ्यासयोगेन (अभ्यासस्य योगेन)=અભ્યાસ યોગવડે; ततः=તો; माम=મને इच्छ=ઇચ્છ; आप्तुं=પામવાને; धनंजय=હે ધનંજય-અર્જુન.

હે અર્જુન ! જો મારામાં ચિત્તને સ્થિર કરવાને શક્તિમાન ન હોઉ, તો અભ્યાસ યોગવડે મને પામવાને ઇચ્છ. ૯

**अभ्यासेऽप्य समर्थोऽसि मत्कर्मपरमो भव ॥**
**मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥**

अभ्यासे=અભ્યાસમા; अपि=પણ; असमर्थः=અસમર્થ, असि=હોય; मत्कर्मपरमः (मम कर्म परमम् यस्य सः)=મારા કર્મમા પરાયણ भव=થા; मदर्थम्=મારે માટે; अपि=પણ; कर्माणि=કર્મો, कुर्वन्=કરતો सिद्धिम्=સિદ્ધિને; अवाप्स्यसि=પામીશ.

અભ્યાસમાં પણ અસમર્થ હોય તો, મારા કર્મમાં પરાયણ થા. મારે માટે કર્મો કરતો પણ તું સિદ્ધિને પામીશ. ૧૦

**अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ॥**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥**

अथ=જો; एतत्=એ; अपि=પણ; अशक्तः=અશક્ત; असि=હોય; कर्तुम्=કરવાને; मद्योगम् (मम योगम्)=મારા યોગના; आश्रितः=આશ્રયવાળો; सर्व-कर्मफल त्यागम् (सर्वेषाम् कर्मणाम् फलस्य त्यागम्) સર્વ કર્મોના ફળનો ત્યાગ. ततः=તો; कुरु=કર; यतात्मवान् (यतः

आत्मा यस्य सः )=સ્વાધિન ચિત્તવાળો.

જો, એ કરવાને પણ અશક્ત હોય, તો મારા યોગના આશ્રયવાળો અને સ્વાધિન ચિત્તવાળો તુ સર્વ કર્મોના ફળનો ત્યાગ કર. ૧૧

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ॥**
**ध्यानात्कर्मफल त्याग स्त्यागाच्छांतिरनंतरम् ॥ १२ ॥**

श्रेयः=શ્રેષ્ઠ છે, हि=જ, ज्ञानम्=જ્ઞાન; अभ्यासात्=અભ્યાસથી; ज्ञानात्=જ્ઞાનથી ध्यानम्=ધ્યાન, विशिष्यते=શ્રેષ્ઠ છે; ध्यानात्=ધ્યાનથી; कर्मफल त्याग. ( कर्मणाम् फलस्य त्यागः )=કર્મના ફળનો ત્યાગ; त्यागात्=ત્યાગથી, शांतिः=શાન્તિ; अनंतरम्=પછી.

અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે, અને ધ્યાનથી કર્મના ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે, ત્યાગથી પછી શાંતિ ( થાય છે. ) ૧૨

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ॥**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥**

अद्वेष्टा=દ્વેષ નહિ કરનાર; सर्वभूतानाम्=સર્વ પ્રાણીઓનો; मैत्रः=મૈત્રીવાળો; करुणः=કરૂણાવાળો; एव=જ; च=અને; निर्ममः=મમતા રહિત, निरहंकारः=અહંકાર રહિત; समदुःखसुखः ( समे दुःखम् च सुखम् च यस्य सः )=દુ:ખ અને સુખ સમાન માનનાર; क्षमी=ક્ષમાવાળો.

સર્વ પ્રાણીઓનો દ્વેષ નહિ કરનાર, મૈત્રીવાળો, કરૂણાવાળો, મમતા રહિત, અહંકાર રહિત, દુ:ખ અને સુખ

સમાન માનનાર અન ક્ષમાવાળો. ૧૩

**संतुष्टः सततं योगी यतात्मा दृढ निश्चयः ॥**
**मय्यर्पितमनो बुद्धिर्यो मे भक्तः समे प्रियः ॥ १४ ॥**

संतुष्टः=સંતોષી; सततं=સદા; योगी=યોગી; यतात्मा=મનને વશ રાખનાર; दृढ निश्चयः (दृढः निश्चयः यस्य सः)=દૃઢ નિશ્ચયવાળો; मय्यर्पितमनो बुद्धिः (मयि अर्पिते मनः च बुद्धिः च यस्य सः)=મન બુદ્ધિ મારામાં અર્પેલો એવો; यः=જે; मे=મારો; भक्तः=ભક્ત; सः=તે; मे=મને; प्रियः=પ્રિય છે

સદા સંતોષી, યોગી, મનને વશ રાખનાર, દૃઢ નિશ્ચયવાળો અને મન, બુદ્ધિ મારામાં અર્પેલો એવો જે મારો ભક્ત છે. તે મને પ્રિય છે. ૧૪

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते चयः ॥**
**हर्षामर्ष भयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥**

यस्मात्=જેનાથી; नउद्विजते=ઉદ્વેગ પામતુ નથી; लोकः=લોક-કોઇ પ્રાણી; लोकात्=લોકથી; न उद्विजते=ઉદ્વેગ પામતો નથી; च=અને, यः=જે; हर्षामर्ष भयोद्वेगैः (हर्षस्य च अमर्षस्य च भयस्य च उद्वेगैः)=હર્ષ, ઇર્ષા, ભય અને ઉદ્વેગથી मुक्तः=મુક્ત, यः=જે; सः=તે; च=અને-તથા; मे=મને, प्रियः=પ્રિય છે.

જેનાથી કોઇપણ પ્રાણી ઉદ્વેગ પામતું નથી અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી, તથા જે હર્ષ, ઇર્ષા, ભય અને ઉદ્વેગથી મુક્ત છે, તે મને પ્રિય છે. ૧૫

**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ॥**
**सर्वारंभ परित्यागी योमद्भक्तः स मे प्रियः ॥ १६ ॥**

अनपेक्षः=અપેક્ષા રહિત, शुचिः=પવિત્ર; दक्षः=ડાહ્યો; उदासीनः= ઉદાસીન. गतव्यथ (गताव्यथा यस्य स)=વ્યથા રહિત, सर्वारंभपरित्यागी (सर्वेषाम् आरंभाणाम् परित्यागी)=સર્વ કર્મોનો પરિત્યાગી; यः=જે; मत्=મારો; भक्त=ભક્ત; सः=તે; मे=મને; प्रियः=પ્રિય છે.

અપેક્ષા રહિત, પવિત્ર, ડાહ્યો, ઉદાસીન, વ્યથા રહિત, અને સર્વ કર્મોનો પરિત્યાગી, જે મારો ભક્ત છે. તે મને પ્રિય છે. ૧૬

**यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ॥**
**शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥**

यः=જે; नहृष्यति=હર્ષ પામતો નથી; नद्वेष्टि=દ્વેષ કરતો નથી; नशोचति=શોક કરતો નથી. न कांक्षति=ઇચ્છા કરતો નથી; शुभाशुभपरित्यागी (शुभस्य च अशुभस्य च परित्यागी)=સારા ખોટાનો ત્યાગ કરનાર; भक्तिमान्=ભક્તિમાન; यः=જે; सः=તે; मे=મને; प्रियः= પ્રિય છે.

જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી અને ઇચ્છા કરતો નથી, જે સારા અને ખોટાનો ત્યાગ કરનાર, ભક્તિમાન છે, તે મને પ્રિય છે. ૧૭

**समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ॥**
**शीतोष्णसुख दुःखेषु समः संगविवर्जितः ॥ १८ ॥**

समः=સમાન; शत्रौ=શત્રુમાં; च=અને; मित्रे=મિત્રમાં; च=અને; तथा=તથા; मानापमानयोः [ माने च अपमाने च ]=માન અને અપમાનમાં; शीतोष्ण सुख दुःखेषु ( शीते च उष्णे च सुखे च दुःखे च )=ટાઢ, તડકા સુખ અને દુઃખમાં; समः=સમાન; सगविवर्जित· [ सगात् विवर्जितः ]=સંગથી અત્યંત રહિત.

અને શત્રુમાં અને મિત્રમાં સમાન છે, તથા માન અને અપમાનમાં, ટાઢ, તડકા સુખ અને દુઃખમાં સમાન છે અને સંગથી અત્યંત રહિત છે. ૧૮

**तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ॥**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥**

तुल्यनिंदास्तुति· ( तुल्ये निन्दा च स्तुतिः च यस्य सः )=નિંદા અને સ્તુતિ સરખા માનનાર मौनी=મૌનવાળો; संतुष्टः=સંતોષ માનનાર; येनकेनचित्=જે કંઇ મળે તે વડે; अनिकेतः=ઘર વગરનો. स्थिरमतिः ( स्थिरा मतिः यस्य स )=સ્થિર બુદ્ધિવાળો. भक्तिमान=ભક્તિમાન. मे=મને. प्रियः=પ્રિય नरः=પુરૂષ.

નિંદા અને સ્તુતિ સરખાં માનનાર, મૌનવાળો, જે કઇ મળે તે વડે સંતોષ માનનાર, ઘર વગરનો, સ્થિર બુદ્ધિવાળો, એવા ( જે ) ભક્તિમાન પુરૂષ છે. તે મને પ્રિય છે. ૧૯

**ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ॥**
**श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥**

ये=જેઓ; तु=વળી; धर्म्यामृतम् [ धर्म्यम् च तत् अमृतम् च ]= ધર્મરૂપી અમૃતને; इदम्=આ; यथा=ઉપર; उक्तं=કહેલા; पर्युपासते= સંપાદન કરે છે; श्रद्दधानाः=શ્રદ્ધાવાળા; मत्परमा=મારા પરાયણ થયલા, भक्ता=ભક્તો; ते=તેઓ; अति=ઘણા, इव=જ; मे=મને; प्रियः=પ્રિય.

વળી જેઓ શ્રદ્ધાવાળા અને મારા પરાયણ થયલા ભક્તો, ઉપર કહેલા આ ધર્મરૂપી અમૃતને સંપાદન કરે છે, તેઓ મને ઘણાજ પ્રિય છે. ૨૦

## અધ્યાય બારમો સંપૂર્ણ.



# त्रयोदशोऽध्यायः ॥ અધ્યાય તેરમો.

## क्षेत्रक्षत्रज्ञ विभाग योगः॥ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના વિભાગનો યોગ.

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા—

**प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेवच ॥**
**एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥ क्षेपक ॥**

प्रकृतिम्=પ્રકૃતિ. पुरुषम्-પુરૂષ; च=અને. एव=જ; क्षेत्रं=ક્ષેત્ર क्षेत्रज्ञम्=ક્ષેત્રજ્ઞ; एवच=તેમજ; एतत्=એ; वेदितु=જાણવાને इच्छामि=ઇચ્છું છું; ज्ञानम्=જ્ઞાન, ज्ञेयं=જ્ઞેય; च=અને; केशव=હે કેશવ–શ્રીકૃષ્ણ.

અર્જુન બોલ્યા—હે શ્રીકૃષ્ણ! પ્રકૃતિ, પુરૂષ અને ક્ષેત્ર. ક્ષેત્રજ્ઞ, તેમજ જ્ઞાન અને જ્ઞેય શું છે? એ હું જાણવા ઇચ્છું છું. (ક્ષેપક.)

श्री कृष्ण उवाच ॥ શ્રી કૃષ્ણ બોલ્યા—

**इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ॥**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥**

इदं=આ; शरीरम्=શરીર; कौंतेय=હે અર્જુન; क्षेत्र=ક્ષેત્ર; इति=એમ. अभिधीयते=કહેવાય છે; एतत्=એને. यः=જે, वेत्ति=જાણે છે· तम्=તેને; प्राहुः=કહે છે; क्षेत्रज्ञः=ક્ષેત્રજ્ઞ. इति=એમ; तद्विदः=તેને જાણનારા.

શ્રી કૃષ્ણ બોલ્યા—હે અર્જુન! આ શરીર "ક્ષેત્ર છે" એમ કહેવાય છે, અને એને જે જાણે છે, તેને "ક્ષેત્રજ્ઞ" એમ તેને-ક્ષેત્ર ક્ષેત્રજ્ઞને-જાણનારા કહે છે. ૧

**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ॥**
**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥**

क्षेत्रज्ञ=ક્ષેત્રજ્ઞ; च=અને; अपि=પણ, माम्=મને; विद्धि=જાણ; सर्वक्षेत्रेषु (सर्वेषु क्षेत्रेषु)=સર્વ ક્ષેત્રમાં; भारत=હે ભારત-અર્જુન; क्षेत्रक्षेत्रज्ञयोः [क्षेत्रस्य च क्षेत्रज्ञस्य च]=ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું; ज्ञानम्=જ્ઞાન; यत्=જે; तत्=તે, ज्ञानम्=જ્ઞાન; मतम्=મત છે; मम=મારૂં.

હે અર્જુન! સર્વ ક્ષેત્રમાં મનેજ ક્ષેત્રજ્ઞ જાણ અને જે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન છે, તેજ જ્ઞાન છે, એમ મારૂં મત છે-હું માનું છું. ૨

**तत्क्षेत्रं यच्च यादृक्च यद्विकारि यतश्चयत् ॥**
**स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥**

तत्=તે; क्षेत्रं=ક્ષેત્ર, यत्=જે. च=અને· यादृक्=જેવું, च=અને; यद्विकारि [यः विकारः यस्य तत्]=જે વિકારવાળું. यतः=જેનાથી; च=અને; यत्=જે; सः=તે; च=અને. यः=જે. यत्प्रभावः [यः प्रभावः यस्य सः]=જે પ્રભાવવાળું છે તે. च=અને; तत्=તે-ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના સ્વરૂપને; समासेन=ટુંકાણમાં; मे=મારાથી; शृणु=સાંભળ.

ને ક્ષેત્ર જે છે, અને જેવું છે, અને જે વિકારવાળું છે, અને જેથી (ઉપજ્યું) છે, અને જે છે, તથા તે જે

પ્રભાવવાળું છે, તે-ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ મારાથી ટુંકામાં સાંભળ. ૩

**ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ॥**
**ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥**

ऋषिभिः=રૂષિયોવડે. बहुधा=ઘણા પ્રકારે गीतं=ગાયેલુ છે, छन्दोभिः=વેદોવડે; विविध=વિવિધ, पृथक्=વિવેકથી, ब्रह्मसूत्रपदैः=બ્રહ્મસુત્રના પદોવડે, च=અને, एव=પણ हेतुमद्भिः=યુક્તિવાળા; विनिश्चितैः=વધારે નિશ્ચિત અર્થવાળા.

રૂષિઓવડે ( તે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના સ્વરૂપને ) ઘણા પ્રકારે ગાયેલું છે, વેદોવડે વિવિધ પ્રકારે વિવેકથી ગાયેલું છે અને યુક્તિવાળા તથા વધારે નિશ્ચિત અર્થવાળા બ્રહ્મસૂત્રના પદોવડે પણ ગાયેલું છે ૪

**महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ॥**
**इन्द्रियाणि दशैकं च पंच चेन्द्रियगोचराः ॥ ५ ॥**

महाभूतानि ( महांति भूतानि )=મહાભૂતો; अहंकारः=અહંકાર; बुद्धिः=બુદ્ધિ; अव्यक्तं=અવ્યક્ત; एवच=તેમજ. इंद्रियाणि=ઇંદ્રિઓ; दश=દશ; एकं=એક-મન; च=અને; पंच=પાંચ. च=તથા; इंद्रियगोचराः ( इंद्रियाणाम् गोचराः )=ઇંદ્રિયોના વિષયો.

પાંચ મહાભૂતો, અહંકાર, બુદ્ધિ તેમજ અવ્યક્ત, દશ ઇંદ્રિઓ અને એક મન તથા પાંચ ઇંદ્રિઓના વિષયો. ૫

**इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ॥**
**एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥**

इच्छा=ઇચ્છા; द्वेषः=દ્વેષ; सुखं=સુખ; दुःख=દુઃખ; संघातः=શરીર; चेतना=જ્ઞાનશક્તિ; धृतिः=ધીરજ; एतत्=એ; क्षेत्र=ક્ષેત્ર; समासेन=ટુંકામાં; सविकार=વિકારવાળું; उदाहृतं=કહ્યું છે.

ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, શરીર, જ્ઞાનશક્તિ અને ધીરજ એ વિકારવાળું ક્ષેત્ર ટુંકામાં કહ્યું છે. ૬

**अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ॥**
**आचार्योपासनम् शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥**

अमानित्वम्=અમાનીપણું; अदम्भित्वम्=અદંભીપણું; अहिंसा=અહિંસા; क्षान्तिः=ક્ષમા; आर्जवम्=સરળતા; आचार्योपासनं [ आचार्यस्य उपासनं ]=ગુરૂની સેવા. शौच=પવિત્રતા; स्थैर्यम्=સ્થિરતા. आत्मविनिग्रहः=ઇંદ્રિઓનો સારી રીતે નિગ્રહ

અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરળતા, ગુરૂની સેવા, પવિત્રતા, સ્થિરતા તથા ઇંદ્રિઓનો સારી રીતે નિગ્રહ.–૭

**इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ॥**
**जन्म मृत्युजरा व्याधि दुःखदोषानुदर्शनम् ॥ ८ ॥**

इंद्रियार्थेषु ( इंद्रियाणाम् अर्थेषु )=ઇંદ્રિયોના વિષયોમાં; वैराग्यं=વૈરાગ્ય; अनहंकारः=અનહંકાર; एव=જ; च=અને; जन्ममृत्युजराव्याधि दुःखदोषानुदर्शनं ( जन्म च मृत्युः च जरा च व्याधयः च तेषाम्;

दुःखस्य च दोषस्य च अनुदर्शनं )=જન્મ, મૃત્યુ, ઘડપણ, રોગના દુઃખો તથા દોષોને વારવાર જોવા.

ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અનહંકાર અને જન્મ, મૃત્યુ, ઘડપણને રોગનાં દુઃખો તથા દોષોને વારવાર જોવા.–૮

**असक्ति रनभिष्वंगः पुत्रदारगृहादिषु ॥**
**नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥**

असक्तिः=ઉદાસીનતા, अनभिष्वगः=અનહંભાવ, पुत्रदारगृहादिषु ( पुत्रेषु च दारेषु च गृहेषु च )=પુત્ર, સ્ત્રી અને ઘરમાં, नित्यं=નિત્ય; च=અને; समचित्तत्व=સમાન ચિત્ત હોવાપણું; इष्टानिष्टोपपत्तिषु ( इष्टानाम् च अनिष्टानाम् च उपपत्तिषु )=પ્રિય અને અપ્રિયની પ્રાપ્તિમાં.

ઉદાસીનતા, પુત્ર સ્ત્રી અને ઘરમાં અનહંભાવ તથા પ્રિય અને અપ્રિયની પ્રાપ્તિમાં નિત્ય સમાન ચિત્ત હોવાપણું.-૯

**मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ॥**
**विविक्त देशसेवित्वमरतिर्जन संसदि ॥ १० ॥**

मयि=મારામાં; च=અને; अनन्ययोगेन=અનન્યભાવવડે; भक्तिः= ભક્તિ; अव्यभिचारिणी=અવ્યભિચારિણી; विविक्तदेशसेवित्वं ( विविक्तस्य देशस्य सेवित्व )=એકાંત દેશનું સેવન; अरतिः=અપ્રીતિ; जनसंसदि [ जनानाम् संसदि ]=જન સમુહ ઉપર.

અને અનન્યભાવવડે મારામાં અવ્યભિચારિણી ભક્તિ, એકાંત દેશનું સેવન અને જનસમુહ ઉપર અપ્રીતિ.–૧૦

**अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ॥**
**एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥**

अध्यात्मज्ञाननित्यत्वं ( अध्यात्मनः ज्ञाने नित्यत्वं )=અધ્યાત્મ જ્ઞાનમાં નિત્ય નિષ્ઠા. तत्त्वज्ञानार्थदर्शन ( तत्त्वस्य ज्ञानस्य अर्थस्य दर्शन )=તત્ત્વજ્ઞાનના અર્થને જોવા; एतत्=એ, ज्ञान=જ્ઞાન; इति=એમ; प्रोक्त=કહ્યું છે, अज्ञानं=અજ્ઞાન; यत=જે; अतः=એનાથી; अन्यथा=બીજું.

અધ્યાત્મજ્ઞાનમાં નિત્ય નિષ્ઠા, તત્વજ્ઞાનના અર્થને જોવા, એ ( સર્વ ) 'જ્ઞાન' છે એમ કહ્યું છે. એનાથી બીજું જે તે અજ્ઞાન છે. ૧૧

**ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ॥**
**अनादिमत्परं ब्रह्म न सत्तन्नाऽसदुच्यते ॥ १२ ॥**

ज्ञेय=જાણવા યોગ્ય છે, यत=જે; तत्=તે; प्रवक्ष्यामि=કહીશ; यत=જેને; ज्ञात्वा=જાણીને; अमृतं=મોક્ષ; अश्नुते=પામે છે; अनादिम्=અનાદિ; परं=પરમ; ब्रह्म=બ્રહ્મ; न=નથી; सत=સત્ય; न=નથી; तत्=તે; असत=અસત્ય उच्यते=કહેવાય છે.

જે જાણવા યોગ્ય છે, તે હું કહીશ. જેને જાણીને ( પુરૂષ ) મોક્ષ પામે છે, તે અનાદિ પરમબ્રહ્મ નથી "સત્ય" કહેવાતું, કે નથી "અસત્ય" કહેવાતું. ૧૨

**सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ॥**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥**

सर्वत पाणिपादं [ सर्वतः पाणयः च पादाः च यस्यतत ]=સર્વ તરફથી હાથપગવાળું; तत्=તે, सर्वतोऽक्षिशिरोमुख [ सर्वतः अक्षिणि च शिरांसि च मुखानि च यस्य तत ]=સર્વ તરફથી આંખો માથાં અને મુખોવાળું; सर्वतः=સર્વ તરફથી; श्रुतिमत्=કાનવાળું लोके=લોકમાં सर्वम=સર્વને; आवृत्य=વ્યાપ્ત કરીને; तिष्ठति=રહે છે.

તે–બ્રહ્મ–સર્વ તરફથી હાથ પગવાળું, સર્વ તરફથી આંખો, માથાં અને મુખોવાળું, સર્વ તરફથી કાનવાળું, લોકમાં સર્વને વ્યાપ્ત કરીને રહે છે. ૧૩

**सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ॥**
**असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृच ॥ १४ ॥**

सर्वेंद्रियगुणाभास ( सर्वेषाम् इंद्रियाणाम गुणेषु आभासः यस्य तत )=સર્વ ઇંદ્રિયોના ગુણોવડે ભાસતુ; सर्वेंद्रिय विवर्जित ( सर्वैः इंद्रियैः विवर्जित )=સર્વ ઇંદ્રિયોથી અત્યંત રહિત, असक्त=સંબંધથી રહિત; सर्वभृत ( सर्वम् बिभर्ति इति )=સર્વને ધારણ કરનારૂં; चएव=તેમજ; निर्गुण=નિર્ગુણ; गुणभोक्तृ [ गुणानाम भोक्तृ ]=ગુણોને ભોગવનાર· च=અને;

સર્વ ઇંદ્રિયોના ગુણોવડે ભાસતુ, સર્વ ઇંદ્રિયોથી અત્યંત રહીત, સંબંધથી રહિત, સર્વને ધારણ કરનારૂં અને નિર્ગુણ તેમજ ગુણોને ભોગવનાર છે. ૧૪

**बहिरन्तश्च भूतानामचरं चरमेवच ॥**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके चतत् ॥ १५ ॥**

बहिः=બહાર; अंतः=અંદર; च=અને; भूतानाम=ભુતોની; अचरं=જડ, चरं=ચેતન; एवच=તેમજ; सूक्ष्मत्वात्=સૂક્ષ્મ હોવાથી; तत्=તે; अविज्ञेयं=જાણવામાં ન આવે તેવું; दूरस्थं ( दूरे तिष्ठति इति )=દૂર હોવા છતાં; च=અને; अंतिके=નજીકમાં; च=અને; तत्=તે.

તે ભૂતોની બહાર અને અંદર તેમજ જડ અને ચેતન છે, અને તે સૂક્ષ્મ હોવાથી જાણવામાં ન આવે એવું છે, અને દૂર હોવા છતાં નજીકમાં છે. ૧૫

**अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ॥**
**भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥**

अविभक्तं=એક; च=અને; भूतेषु=ભૂતોમાં; विभक्त=ભાગવાળું; इव=એ પ્રમાણે; च=અને; स्थितम्=રહેલું છે; भूतभर्तृ ( भूतानाम् भर्तृ ) ભૂતોને ધારણ કરનાર; च=અને; तत्=તે; ज्ञेयम्=જ્ઞેય-બ્રહ્મ; ग्रसिष्णु=સંહાર કરનાર; प्रभविष्णु=ઉત્પન્ન કરનાર; च=અને,

અને એક છતાં ભૂતોમાં ભાગવાળું હોય, એ પ્રમાણે રહેલું છે. અને તે જ્ઞેય-બ્રહ્મ-ભૂતોને ધારણ કરનાર, સંહાર કરનાર અને ઉત્પન્ન કરનાર છે. ૧૬

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ॥**
**ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ १७ ॥**

ज्योतिषाम्=જ્યોતિઓનું; अपि=પણ; तत्=તે જ્ઞેય બ્રહ્મ; ज्योतिः=જ્યોતિ; तमसः=અંધકારથી; परम्=પર; उच्यते=કહેવાય છે; ज्ञानम्=જ્ઞાન; ज्ञेयं=જ્ઞેય; ज्ञानगम्यम् ( ज्ञानेन गम्यम् )=જ્ઞાનવડે પામવા યોગ્ય; हृदि=હૃદયમાં; सर्वस्य=સર્વના धिष्ठितम्=રહેલું છે.

તે–જ્ઞેય બ્રહ્મ–જ્યોતિઓનું પણ જ્યોતિ છે, અંધકારથી પર કહેવાય છે, જ્ઞાન જ્ઞેય અને જ્ઞાનવડે પામવા યોગ્ય ( એવું તે બ્રહ્મ ) સર્વના હૃદયમાં રહેલું છે. ૧૭

**इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ॥**
**मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥**

इति=એ પ્રમાણે; क्षेत्रम्=ક્ષેત્ર; तथा=તથા; ज्ञानम्=જ્ઞાન; ज्ञेयम्=જ્ઞેય; च=અને, उक्तम्=કહ્યું; समासतः=ટુંકાણમાં मद्भक्तः ( मम भक्तः ) =મારો ભક્ત; एतत्=એને; विज्ञाय=જાણીને; मद्भावाय ( मम भावाय )= મારા ભાવને, उपपद्यते=પામે છે.

એ પ્રમાણે ક્ષેત્ર તથા જ્ઞાન અને જ્ઞેય ટુંકાણમા કહ્યું એને જાણીને મારો ભક્ત મારા ભાવને પામે છે. ૧૮

**प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ॥**
**विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ १९ ॥**

प्रकृतिम्=પ્રકૃતિ; पुरुष=પુરૂષ; च=અને; एव=જ, विद्धि=જાણ; अनादी=અનાદી; उभौ=બેઉને, अपि=પણ; विकारान्=વિકારોને, च=અને· गुणान्=ગુણોને; च=અને; एव=જ; विद्धि=જાણ. प्रकृतिसंभवान् ( प्रकृते सभवो येषाम् तान् )=પ્રકૃતિથી ઉત્પન્ન થયલા

પ્રકૃતિ અને પુરૂષ બેઉને પણ અનાદીજ જાણ અને વિકારોને તથા ગુણોને પ્રકૃતિથીજ ઉત્પન્ન થયલા જાણ. ૧૯

**कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ॥**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥**

कार्यकारणकर्तृत्वे ( कार्याणाम् च कारणानाम् च कर्तृत्वे )=કાર્ય કારણના કર્તાપણામાં. हेतुः=હેતુરૂપ; प्रकृतिः=પ્રકૃતિ; उच्यते=કહેવાય છે; पुरुषः=પુરૂષ; सुखदुःखानाम् [ सुखानाम् च दुःखानाम् च ]=સુખ-દુઃખના; भोक्तृत्वे=ભોક્તાપણામાં; हेतुः=હેતુરૂપ; उच्यते=કહેવાય છે.

કાર્યકારણના કર્તાપણામાં હેતુરૂપ પ્રકૃતિ કહેવાય છે. અને સુખદુઃખના ભોક્તાપણામાં હેતુરૂપ પુરૂષ કહેવાય છે. ૨૦

**पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ॥**
**कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥**

पुरुषः=પુરૂષ. प्रकृतिस्थः ( प्रकृतौ तिष्ठति इति )=પ્રકૃતિમાં સ્થિત થયલો; हि=કેમકે; भुंक्ते=ભોગવે છે; प्रकृतिजान् ( प्रकृतेः जातान् )= પ્રકૃતિથી ઉત્પન્ન થયલા; गुणान्=ગુણોને. कारणम्=કારણ; गुणसंगः ( गुणेषु सगः )=ગુણોમાં સંગ; अस्य=આના-પ્રકૃતિના; सदसद्योनिजन्मसु ( सतीषु च असतीषु च योनिषु जन्मानि तेषु )=સારી માઠી યોનિઓમાં જન્મનુ.

કેમકે પ્રકૃતિમાં સ્થિત થયલો પુરૂષ પ્રકૃતિથી ઉત્પન્ન થયલા ગુણોને ભોગવે છે, આને ગુણોમાં સંગ છે, તે સારી માઠી યોનિયોમાં જન્મનું કારણ છે. ૨૧

**उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥**

उपद्रष्टा=સાક્ષિ; अनुमंता=સંમતિ આપનાર; च=અને; भर्ता= પાલન કરનાર; भोक्ता=ભોગવનાર; महेश्वरः=મહેશ્વર; परमात्मा=

પરમાત્મા; इति=એમ; च=અને; अपि=પણ; उक्तः=કહેવાયલો છે. देहे=દેહમાં; अस्मिन्=આ; पुरुषः=પુરૂષ; परः=સર્વથી શ્રેષ્ટ એવો.

આ દેહમાં સર્વથી શ્રેષ્ટ એવો પુરૂષ સાક્ષિ, સંમતિ આપનાર, પાલણ કરનાર, ભોગવનાર, મહેશ્વર તથા પરમાત્મા પણ છે, એમ કહેવાયલો છે. ૨૨

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ॥**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २३ ॥**

यः=જે; एवम्=એ રીતે; वेत्ति=જાણે છે; पुरुषम्=પુરૂષને; प्रकृतिम्=પ્રકૃતિને; च=અને; गुणैः=ગુણો; सह=સહિત; सर्वथा=સર્વ પ્રકારે; वर्तमानः=વર્તતો; अपि=પણ; न=નથી. सः=તે; भूयः=ફરીથી अभिजायते જન્મે છે.

જે એ રીતે પુરૂષને અને ગુણો સહિત પ્રકૃતિને જાણે છે, તે સર્વ પ્રકારે વર્તતો છતાં પણ ફરીથી જન્મતો નથી. ૨૩

**ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ॥**
**अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥**

ध्यानेन=ધ્યાનવડે; आत्मनि=બુદ્ધિમાં; पश्यति=જુએ છે, केचित्=કોઇ. आत्मानम्=આત્માને; आत्मना=આત્માવડે; अन्ये=બીજા सांख्येन=સાંખ્ય; योगेन=યોગવડે; कर्मयोगेन [ कर्मणः योगेन ]=કર્મયોગવડે; च=અને; अपरे=બીજા.

કોઈ ધ્યાનવડે બુદ્ધિમાં આત્માને આત્માવડે જુએ

છે, બીજા સાંખ્ય યોગવડે અને બીજા કર્મયોગવડે ( આત્માને જુએ છે. ) ૨૪

**अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ॥**
**तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥**

अन्ये=બીજા; तु=વળી; एवम्=એ પ્રમાણે; अजानन्तः=ન જાણનારા, श्रुत्वा=સાંભળીને; अन्येभ्यः=બીજા પાસેથી; उपासते=ઉપાસે છે ते=તેઓ. अपि=પણ, च=અને. अतितरंति=તરી જાય છે; एव=જ; मृत्युम्=મૃત્યુને. श्रुतिपरायणाः ( श्रुतिः परम् अयन येषाम् ते )=શ્રુતિ પરાયણો.

વળી બીજા એ પ્રમાણે ન જાણનારા બીજા પાસેથી સાંભળીને ઉપાસે છે, તેઓ શ્રુતિ પરાયણો પણ મૃત્યુને તરીજ જાય છે. ૨૫

**यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ॥**
**क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥**

यावत्=જેટલી; सजायते=ઉત્પન્ન થાય છે; किंचित्=કાંઇપણ; सत्त्वम्=વસ્તુ; स्थावरजगमं [ स्थावर च जंगमम् च ]=સ્થાવર અને જંગમ; क्षेत्रक्षेत्रज्ञसंयोगात् ( क्षेत्रस्य च क्षेत्रज्ञस्य च संयोगात् )=ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી; तत्=તે; विद्धि=જાણ; भरतर्षभ=હે ભરતર્ષભ–અર્જુન,

જેટલી કાંઇપણ સ્થાવર અને જંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે, તે હે અર્જુન! ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી થાય છે, એમ તું જાણ. ૨૬

**समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ॥**
**विनश्यत्स्वविनश्यन्तंयः पश्यति स पश्यति ॥ २७ ॥**

समम्=સમપણે; सर्वेषु=સર્વમાં; भूतेषु=ભૂતોમાં; तिष्ठंतम्=રહેલા; परमेश्वरं=પરમેશ્વરને; विनश्यत्सु=નાશ પામનારામાં; अविनश्यन्तम्=અવિનાશી; यः=જે; पश्यति=જુએ છે; स=તે; पश्यति=જુએ છે.

નાશ પામનારા અને સર્વ ભૂતોમાં સમપણે રહેલા અવિનાશી પરમેશ્વરને જે જુએ છે, તેજ જુએ છે. ૨૭

**समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ॥**
**न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥२८॥**

समम्=સમપણે; पश्यन्=જોતો પુરૂષ; हि=કેમકે. सर्वत्र=સર્વ ઠેકાણે; समवस्थित=સમપણે રહેલા; इश्वर=ઇશ્વરને; नहिनस्ति=નથી હણતો; आत्मना=આત્માવડે; आत्मानं=આત્માને. ततः=તેથી; याति=પામે છે; पराम्=ઉત્તમ· गतिम=ગતિને

કેમકે સર્વ ઠેકાણે સમપણે રહેલા ઇશ્વરને સમપણે જોતો પુરૂષ, આત્માવડે આત્માને હણતો નથી, તેથી ઉત્તમ ગતિને પામે છે. ૨૮

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ॥**
**यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥**

प्रकृत्या=પ્રકૃતિવડે; एव=જ. च=અને; कर्माणि=કર્મો; क्रियमाणानि=કરાતાં; सर्वशः=સર્વ પ્રકારે; यः=જે; पश्यति=જુએ છે, तथा=તથા;

आत्मान=આત્માને, अकर्तारम्=અકર્તા; सः=તે; पश्यति=જુએ છે.

અને પ્રકૃતિવડેજ સર્વ પ્રકારે કર્મો કરાતાં જે જુએ છે, તથા આત્માને અકર્તા જુએ છે તેજ જુએ છે. ૨૯

**यदा भूतपृथग्भावमेकस्थमनु पश्यति ॥**
**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥**

यदा=જ્યારે; भूतपृथग्भाव [ भूतानाम् पृथक् भाव ]=પ્રાણીના જુદા જુદા અસ્તિત્વને; एकस्थं ( एके स्थित )=એકમાં રહેલા; अनुपश्यति=જુએ છે; ततः=તેથી, एव=એ પ્રમાણે; च=અને; विस्तारम्=વિસ્તાર પામેલાં; ब्रह्म=બ્રહ્મ; सपद्यते=થાય છે; तदा=ત્યારે.

જ્યારે પુરૂષ પ્રાણીના જુદા જુદા અસ્તિત્વને એકમાં જ રહેલાં અને તેથીજ વિસ્તાર પામેલાં જુએ છે, ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે. ૩૦

**अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ॥**
**शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ ३१ ॥**

अनादित्वात्=અનાદિ હોવાથી; निर्गुणत्वात्=નિર્ગુણ હોવાથી; परमात्मा=પરમાત્મા, अय=આ; अव्यय=અવ્યય; शरीरस्थः=શરીરમાં રહેલો છતાં; अपि=પણ, कौंतेय=હે અર્જુન; नकरोति=કરતો નથી; नलिप्यते=લેપાતો નથી.

અનાદિ હોવાથી, નિર્ગુણ હોવાથી, આ પરમાત્મા અવ્યય છે, અને શરીરમાં રહેલો છતાં પણ ( કંઇ ) કરતો નથી, અને લેપાતો નથી. ૩૧

**यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ॥**
**सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥**

यथा=જેમ; सर्वगत=સર્વત્રવ્યાપક; सौक्ष्म्यात्=સૂક્ષ્મ હોવાથી; आकाश=આકાશ; नउपलिप्यते=લેપાતું નથી. सर्वत्र=સર્વત્ર; अवस्थितः=રહેલો; देहे=દેહમાં; तथा=તેમ; आत्मा=આત્મા; नउपलिप्यते=લેપાતો નથી.

જેમ સર્વત્ર વ્યાપક આકાશ સૂક્ષ્મ હોવાથી લેપાતું નથી, તેમ દેહમાં સર્વત્ર રહેલો આત્મા લેપાતો નથી. ૩૨

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ॥**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥**

यथा=જેમ; प्रकाशयति=પ્રકાશ કરે છે; एकः=એક; कृत्स्नं=સર્વ; लोकं=લોકને; इमं=આ; रविः=સુર્ય; क्षेत्रं=શરીરને; क्षेत्री=ક્ષેત્રજ્ઞ-આત્મા; तथा=તેમ; कृत्स्नं=સર્વ; प्रकाशयति=પ્રકાશે છે; भारत=હે ભારત-અર્જુન,

જેમ એક સૂર્ય આ સર્વ લોકને પ્રકાશ કરે છે, તેમ હે અર્જુન! સર્વ શરીરને ક્ષેત્રજ્ઞ આત્મા પ્રકાશે છે. ૩૩

**क्षेत्र क्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा॥**
**भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३४ ॥**

क्षेत्रक्षेत्रज्ञयोः [ क्षेत्रस्य च क्षेत्रज्ञस्य च ]=ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના; एवम्=આ રીતે, अंतरं=તફાવતને, ज्ञानचक्षुषा [ ज्ञानस्य चक्षुषा ]=જ્ઞાનરૂપી આંખોવડે, भूतप्रकृतिमोक्षं ( भूतानाम् प्रकृतेः मोक्षम् )=ભૂતો પ્રકૃતિમાથી

છૂટાં થાય છે; च=અને; ये=જેઓ; विदुः=જાણે છે: यांति=પામે છે; तें=તે; परम्=કૈવલ્યને,

જેઓ આ રીતે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના તફાવતને અને ભૂતો પ્રકૃતિમાંથી છુટા થાય છે, તેને જ્ઞાન ચક્ષુવડે જાણે છે, તે કૈવલ્યને પામે છે ૩૪

અધ્યાય તેરમો સંપૂર્ણ.

---

## चतुर्दशोऽध्यायः ॥ અધ્યાય ચોદમો.

## गुणत्रय विभाग योगः॥ ત્રણગુણના વિભાગનો યોગ.

श्री कृष्ण उवाच ॥ શ્રીકૃષ્ણ બોલ્યા—

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ॥
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥

परम्=પરમ; भूयः=ફરીથી; प्रवक्ष्यामि=હું કહીશ; ज्ञानानाम्=જ્ઞાનોમાં; ज्ञान=જ્ઞાન; उत्तमं=ઉત્તમ; यत्=જેને; ज्ञात्वा=જાણીને; मुनयः=મુનિયો; सर्वें=સર્વ; पराम्=પરમ; सिद्धिम्=સિદ્ધિને; इतः=અહિંથી; गताः=પામ્યા છે.

શ્રી કૃષ્ણ બોલ્યા—જ્ઞાનોમાં પરમ અને ઉત્તમ જ્ઞાન ફરીથી હું કહીશ, જેને જાણીને સર્વ મુનિયો અહિંથી (છુટીને) પરમ સિદ્ધિને પામ્યા છે. ૧

**इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ॥**
**सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥ २ ॥**

इदम्=આ; ज्ञान=જ્ઞાનનો; उपाश्रित्य=આશ્રય કરીને. मम=મારા; साधर्म्यम्=સ્વરૂપને. आगताः=પામેલા; सर्गे=સૃષ્ટિ સમયમાં. अपि=પણ; नउपजायंते=જન્મતા નથી; प्रलये=પ્રલય કાળમાં; न व्यथंति=લય પામતા નથી; च=અને;

આ જ્ઞાનનો આશ્રય કરીને મારા સ્વરૂપને પામેલા (પુરૂષો) સૃષ્ટિ સમયમાં જન્મતા નથી, અને પ્રલય કાળમાં લય પણ પામતા નથી. ૨

**मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ॥**
**संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥**

मम=મારી; योनिः=યોનિ; महत्ब्रह्म=મહત્ બ્રહ્મ; तस्मिन्=તેમાં; गर्भम्=ગર્ભ; दधामि=મુકું છુ; अहं=હુ; संभवः=ઉત્પત્તિ; सर्वभूतानाम्=સર્વભૂતોની; ततः=તેનાથી; भवति=થાય છે; भारत=હે અર્જુન.

મારી યોનિ મહત્ બ્રહ્મ છે, તેમાં હું ગર્ભ મૂકું છું હે અર્જુન! તેનાથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. ૩

**सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवन्ति याः ॥**
**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥**

सर्वयोनिषु (सर्वासु योनिषु)=સર્વ યોનિયોમાં कौंतेय=હે કૌંતેય-અર્જુન; मूर्तयः=શરીરો, संभवन्ति=ઉત્પન્ન થાય છે, याः=જે, तासाम्=તેઓનું; ब्रह्म=બ્રહ્મ महत्=મહત્ योनिः=જન્મ સ્થાન, अहं=હું; बीजप्रदः (बीजम् प्रददाति इति)=બીજ નાખનાર; पिता=પિતા.

સર્વ યોનિયોમાં હે અર્જુન! જે શરીરો ઉત્પન્ન થાય છે, તેઓનું જન્મ સ્થાન બ્રહ્મ છે, ને હું બીજ નાંખનાર પિતા છું. ૪

**सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ॥**
**निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥**

सत्त्व=સત્વ; रजः=રજ; तमः=તમ; इति=એવા, गुणाः=ગુણો; प्रकृतिसंभवाः (प्रकृतेः संभवः येषाम् सः)=પ્રકૃતિથી ઉપજેલા; निबध्नन्ति=બાંધે છે; महाबाहो=હે અર્જુન, देहे=દેહમાં, देहिनं=જીવાત્માને; अव्ययं=અવ્યયી.

પ્રકૃતિથી ઉપજેલા સત્વ, રજ, તમ એવા ગુણો હે અર્જુન! અવ્યયી જીવાત્માને દેહમાં બાંધે છે. ૫

**तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ॥**
**सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥**

तत्र=તેમાં; सत्वं=સત્વગુણ; निर्मलत्वात्=નિર્મળપણાથી; प्रकाशकं=પ્રકાશક; अनामयं=દુઃખથી રહિત; सुखसंगेन [सुखस्य संगेन]=સુખના સંગવડે; बध्नाति=બાંધે છે; ज्ञानसंगेन (ज्ञानस्य संगेन)=જ્ઞાનના સંગવડે; च=અને; अनघ=હે નિષ્પાપ-અર્જુન.

હે અર્જુન ! તેમાં નિર્મળપણાથી પ્રકાશક અને દુઃખથી રહિત, સત્વગુણ સુખસંગવડે અને જ્ઞાનસંગવડે (જીવાત્માને) બાંધે છે. ૬

**रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ॥**
**तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥ ७ ॥**

रजः=રજોગુણ. रागात्मक ( रागः आत्मा यस्य तत् )=રાગરૂપ; विद्धि=જાણ; तृष्णासंगसमुद्भव ( तृष्णा च आसंगः च तयोः समुद्भवः यस्मात् तत् )=તૃષ્ણા અને આસંગને ઉત્પન્ન કરનાર. तत्=તે-રજોગુણ; निबध्नाति=બાંધે છે. कौंतेय=હે અર્જુન. कर्मसंगेन ( कर्मणः संगेन )=કર્મ સંગવડે; देहिनं=જીવાત્માને,

રજોગુણને રાગરૂપ, તૃષ્ણા અને આસંગને ઉત્પન્ન કરનાર જાણ, હે અર્જુન ! તે-રજોગુણ-જીવાત્માને કર્મ-સંગવડે બાંધે છે. ૭

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ॥**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥**

तमः=તમોગુણને; तु=વળી. अज्ञानजं ( अज्ञानात् जातं )=અજ્ઞાનથી થયલો; विद्धि=જાણ; मोहनं=મોહ ઉત્પન્ન કરનાર; सर्वदेहिनाम् ( सर्वेषाम् देहिनाम् )=સર્વ જીવોને; प्रमादालस्यनिद्राभिः ( प्रमादेन च आलस्येन च निद्रयाच )=પ્રમાદ આળસ અને નિદ્રાવડે; तत्=તે-તમોગુણ; निबध्नाति=બાંધે છે. भारत=હે ભારત-અર્જુન.

વળી તમોગુણને સર્વ જીવોને મોહ ઉત્પન્ન કરનાર

તથા અજ્ઞાનથી થયલો જાણ, તે તમોગુણ હે અર્જુન! પ્રમાદ, આળસ અને નિદ્રાવડે (જીવાત્માને) બાંધે છે. ૮

**सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ॥**
**ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥**

सत्त्व=સત્વગુણ; सुखे=સુખમાં; संजयति=જોડે છે; रजः=રજોગુણ; कर्मणि=કર્મમાં; भारत=હે અર્જુન; ज्ञानं=જ્ઞાનને; आवृत्य=ઢાંકીને; तु=તો; तमः=તમોગુણ; प्रमादे=પ્રમાદમાં; संजयति=જોડે છે; उत=જ.

હે અર્જુન! સત્વગુણ સુખમાં જોડે છે, રજોગુણ કર્મમાં જોડે છે, અને તમોગુણ તો જ્ઞાનને ઢાંકીને પ્રમાદમાંજ જોડે છે. ૯

**रजस्तमश्चाभिभूय सत्त्वम् भवति भारत ॥**
**रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥**

रजः=રજોગુણ; तमः=તમોગુણ; च=અને; अभिभूय=હઠાવીને; सत्त्वं=સત્વગુણ, भवति=થાય છે; भारत=હે ભારત—અર્જુન; रजः=રજોગુણ; सत्त्वं=સત્વગુણ; तम=તમોગુણ; च=અને; एव=એ પ્રમાણે; तमः=તમોગુણ; सत्त्वं=સત્વગુણ; रजः=રજોગુણ, तथा=તથા.

હે અર્જુન! રજોગુણ અને તમોગુણને હઠાવીને સત્વગુણ થાય છે, અને એ પ્રમાણે સત્વગુણ અને તમોગુણને હઠાવીને રજોગુણ, તથા સત્વગુણ અને રજોગુણને હઠાવીને તમોગુણ થાય છે. ૧૦

**सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ॥**
**ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥**

सर्वद्वारेषु ( सर्वेषु द्वारेषु )=સર્વ દ્વારોમાં, देहे=દેહમાં, अस्मि આ; प्रकाशः=પ્રકાશ; उपजायते=ઉત્પન્ન થાય; ज्ञानं=જ્ઞાનરૂપ; य જ્યારે; तदा=ત્યારે; विद्यात्=જાણવું, विवृद्ध=વૃદ્ધિ પામેલો છે; स સત્વગુણ; इति=એમ; उत=જ.

આ દેહમાં સર્વ દ્વારોમાં જ્યારે જ્ઞાનરૂપ પ્રકા ઉત્પન્ન થાય, ત્યારે સત્ત્વગુણજ વૃદ્ધિ પામેલો છે એ જાણવું. ૧૧

**लोभः प्रवृत्तिरारंभ कर्मणामशमः स्पृहा ॥**
**रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥**

लोभः=લોભ; वृत्तिः પ્રવૃત્તિ; आरभः=આરંભ, कर्मणाम्=કર્મ अशमः=અશાંતિ; स्पृहा=ઇચ્છા; रजसि=રજોગુણની; एतानि=આ ज जायंते=થાય છે; विवृद्धे=વૃદ્ધિ થયે; भरतर्षभ=હે ભરતર્ષભ–અર્જુ

હે અર્જુન ! લોભ, પ્રવૃત્તિ, કર્મનો આરંભ, અશ તિ અને ઇચ્છા, આ બધાં રજોગુણની વૃદ્ધિ થયે થ છે. ૧૨

**अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ॥**
**तमस्येऽतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥ १३ ॥**

अप्रकाशः=અવિવેક; अप्रवृत्तिः=નિરૂદ્યમીપણું; च=અને; प्रमा પ્રમાદ; मोहः=મોહ; एव=જ; च=અને; तमसि=તમોગુણની; एता

આ; जायते=ઉત્પન્ન થાય છે; विवृद्धे=વૃદ્ધિમાં; कुरुनंदन=હે અર્જુન,

અવિવેક, નિરૂદ્યમીપણું, પ્રમાદ અને મોહ આ (ચિન્હો) હે અર્જુન! તમોગુણની વૃદ્ધિમાં ઉત્પન્ન થાય છે. ૧૩

**यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ॥**
**तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥**

यदा=જ્યારે; सत्त्वे=સત્વગુણની; प्रवृद्धे=વૃદ્ધિમાં; तु=વળી; प्रलयं=મરણ; याति=પામે છે; देहभृत्=જીવ; तदा=ત્યારે; उत्तमविदाम् ( उत्तमं विदंति इति तेषाम् )=ઉત્તમ ઉપાસકના; लोकान्=લોકોને; अमलान्=નિર્મળ; प्रतिपद्यते=પામે છે.

વળી જ્યારે સત્વગુણની વૃદ્ધિમાં જીવ મરણ પામે છે, ત્યારે ઉત્તમ ઉપાસકના નિર્મળ લોકોને પામે છે. ૧૪

**रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ॥**
**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥**

रजसि=રજોગુણમાં; प्रलय=મરણ; गत्वा=પામીને; कर्मसंगिषु [ कर्माणि संगः येषाम् तेषु ]=કર્મ સંગીઓમાં; जायते=જન્મે છે; तथा=તથા; प्रलीनः=મરનાર; तमसि=તમોગુણમાં. मूढयोनिषु (मूढानाम योनिषु )=મૂઢ યોનિઓમાં; जायते=જન્મે છે.

રજોગુણમાં મરણ પામીને (જીવ) કર્મ સંગીઓમાં જન્મે છે. તથા તમોગુણમાં મરનાર મૂઢયોનિયોમાં જન્મે છે. ૧૫

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ॥**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥**

कर्मणः=કર્મનું; सुकृतस्य=પુણ્યના; आहुः=કહે છે; सात्विकम्=સાત્વિક; निर्मलं=નિર્મળ-પાપ રહિત; फलं=ફળ; रजसः=રજોગુણનું; तु=વળી; फलं=ફળ; दुःखं=દુઃખ, अज्ञानं=અજ્ઞાન; तमसः=તમોગુણનું, फलं=ફળ,

પુણ્યના કર્મનું ફળ સાત્વિક અને પાપ રહિત છે એમ કહે છે. વળી રજોગુણનું ફળ દુઃખ અને તમોગુણનું ફળ અજ્ઞાન છે. ૧૬

**सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ॥**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥**

सत्त्वात्=સત્વગુણથી; संजायते=ઉત્પન્ન થાય છે; ज्ञानं=જ્ઞાન; रजसः=રજોગુણથી; लोभ=લોભ; एवच=તેમજ; प्रमादमोहौ (प्रमादः च मोहः च)=પ્રમાદ અને મોહ; तमसः=તમો ગુણથી; भवतः=થાય છે; अज्ञानं=અજ્ઞાન; एव=જ; च=અને,

સત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. તેમજ રજોગુણથી લોભ અને તમો ગુણથી પ્રમાદ, મોહ અને અજ્ઞાનજ (ઉત્પન્ન) થાય છે. ૧૭

**ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः ॥**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥ १८॥**

ऊर्ध्वम्=ઉપરના લોકમાં; गच्छंति=જાય છે; सत्वस्था ( सत्वे स्थिताः )=સત્વગુણની વૃત્તિવાળા; मध्ये=વચ્ચે મૃત્યુલોકમાં; तिष्ठंति=રહે છે, राजसाः=રજોગુણની વૃત્તિવાળા; जघन्यगुणवृत्तिस्था [ जघनस्य गुणस्य वृत्तौ स्थिताः ]=કનિષ્ટ તમોગુણની વૃત્તિમાં રહેલા; अधः=નીચે; गच्छंति=જાય છે; तामसाः=તામસો,

સત્વગુણની વૃત્તિવાળા ઉપરના લોકમાં જાય છે, રજોગુણની વૃત્તિવાળા વચ્ચે મનુષ્ય લોકમાં રહે છે અને કનિષ્ટ તમોગુણની વૃત્તિમાં રહેલા તામસો નીચે જાય છે. ૧૮

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ॥**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥**

न=નથી, अन्यम्=બીજા; गुणेभ्यः=ગુણથી; कर्तारम्=કર્તાને, यदा=જ્યારે; द्रष्टा=જોનાર; अनुपश्यति=જુએ છે; गुणेभ्यः=ગુણથી च=અને; परम्=પર; वेत्ति=જાણે છે; मद्भावम् ( मम भावं )=મારા ભાવને, सः=તે; अधिगच्छति=પામે છે.

જોનાર જ્યારે ગુણથી બીજા કર્તાને જોતો નથી અને ગુણથી ( આત્માને ) પર જાણે છે, તે મારા ભાવને પામે છે. ૧૯

**गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ॥**
**जन्ममृत्यु जरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥**

गुणान्=ગુણોનો; एतान्=આ; अतीत्य=ત્યાગ કરીને; त्रीन्=ત્રણ; देही=જીવાત્મા: देहसमुद्भवान् ( देहात् समुद्भवः येषाम् तान् )=દેહને

ઉત્પન્ન કરનારા; जन्ममृत्युजरादुःखैः ( जन्मनः च मृत्योः च जरायाः च दुःखैः )=જન્મ મૃત્યુ અને ઘડપણનાં દુઃખોવડે; विमुक्तः=મુક્ત થયલો; अमृतम्=અમૃતને; अश्नुते=ભોગવે છે.

દેહને ઉત્પન્ન કરનારા આ ત્રણ ગુણોનો ત્યાગ કરીને જન્મ, મૃત્યુ અને ઘડપણનાં દુઃખોથી મુક્ત થયલો જીવાત્મા અમૃતને ભોગવે છે. ( મોક્ષ પામે છે. ) ૨૦

**अर्जुन उवाच ॥** અર્જુન બોલ્યા—

**कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ॥**
**किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥**

कैः=કયાં, लिंगैः=ચિન્હોવડે-લક્ષણવાળો; त्रीन्=ત્રણ; गुणान्=ગુણોને. एतान्=આ; अतीतः=તરનાર પુરૂષ; भवति=હોય છે; प्रभो=હે પ્રભુ-શ્રી કૃષ્ણ; किमाचारः=કેવા આચારવાળો; कथम्=કેવી રીતે; च=અને, एतान्=આ; त्रीन्=ત્રણ; गुणान्=ગુણોને, अतिवर्तते=તરી જાય છે.

અર્જુન બોલ્યા—હે શ્રી કૃષ્ણ ! આ ત્રણ ગુણોને તરનાર પુરૂષ કયાં લક્ષણવાળો અને કેવા આચારવાળો હોય છે ? અને આ ત્રણ ગુણોને કેવી રીતે તરી જાય છે ? ૨૧

**श्री कृष्ण उवाच ॥** શ્રી કૃષ્ણ બોલ્યા—

**प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ॥**
**न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥ २२ ॥**

प्रकाशम्=પ્રકાશને; च=અને; प्रवृत्तिम्=પ્રવૃત્તિ; च=અને; मोहम्=મોહને; एव=જ; च=અને; पाण्डव=હે પાંડવ–અર્જુન, नद्वेष्टि=દ્વેષ કરતો નથી; संप्रवृत्तानि=પ્રવર્તેલા, न=નથી; निवृत्तानि=શમી ગયલા; काङ्क्षति=ઇચ્છા કરે છે;

પ્રકાશને પ્રવૃત્તિને અને મોહને પ્રવર્તેલાં જોઈ, હે અર્જુન ! દ્વેષ કરતો નથી, અને શમી ગયલાં જોઇ ઇચ્છા કરતો નથી. ૨૨

**उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ॥**
**गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेंगते ॥ २३ ॥**

उदासीनवत्=ઉદાસીનની પેઠે, आसीनः=રહીને; गुणैः=ગુણોવડે; यः=જે; नविचाल्यते=ચળતો નથી, गुणाः=ગુણો, वर्तन्ते=વર્તે છે; इति=એમ માની; एव=જ; यः=જે, अवतिष्ठति=સ્થિર રહે છે; नइंगते=ચળતો નથી.

ઉદાસીનની પેઠે રહીને જે ગુણોવડે ચળતો નથી, અને ગુણોજ ( પોત પોતાના કાર્યમાં ) વર્તે છે, એમ માની જે સ્થિર રહે છે, તથા ચળતો નથી. ( તે ગુણાતીત કહેવાય છે. ) ૨૩

**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ॥**
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ २४ ॥**

समदुःखसुखः ( समम् दुःखम् च सुखम् च यस्मैसः )=સુખ દુઃખમાં સમાન; स्वस्थः ( स्वात्मनि स्थितः )=સ્વસ્વરૂપમાં સ્થિત;

समलोष्टाश्मकांचनः ( समः लोष्टः अश्मा च कांचनं च यस्मै सः )=ढेफु પત્થર અને સોનુ સરખાં; तुल्यप्रियाप्रियः [ तुल्यः प्रियः च अप्रियः च यस्मै सः ]=પ્રિય અને અપ્રિય સરખાં; धीरः=ધીર; तुल्यनिंदात्मसंस्तुतिः ( तुल्या निंदा च आत्मनः संस्तुतिः च यस्मै सः )=પોતાની નંદા અને સ્તુતિ સરખાં;

જેને સુખદુઃખ સમાન છે, સ્વસ્વરૂપમાં સ્થિત છે, ઢેફું, પત્થર અને સોનું સરખાં છે. જેને પ્રિય અને અપ્રિય સરખાં છે, જે ધીર છે, પોતાની નિંદા અને સ્તુતિ સરખાં છે. ( તે ગુણાતીત કહેવાય છે. ) ૨૪

**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ॥**
**सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥**

मानापमानयोः ( माने च अपमाने च )=માનમાં અને અપમાનમાં तुल्यः=સમાન; तुल्यः=સમાન, मित्रारिपक्षयोः ( मित्रस्य च अरेः च पक्षयोः )=મિત્રના અને શત્રુના પક્ષમા. सर्वारंभपरित्यागी [ सर्वेषाम् आरंभाणाम् परित्यागी ]=સર્વ આરંભો જેણે તજી દીધા છે એવો; गुणातीतः ( गुणान् अतीतः )=ગુણોથી અતીત; सः=તે; उच्यते=કહેવાય છે.

માનમાં અને અપમાનમાં સમાન, મિત્રના અને શત્રુના પક્ષમાં સમાન, તથા સર્વ આરંભો જેણે તજી દીધા છે, એવો-પુરૂષ-તે ગુણાતીત કહેવાય છે. ૨૫

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ॥**
**स गुणान्समतीत्यैतान्ब्रह्मभूताय कल्पते ॥ २६ ॥**

मामू=મને; च=અને; यः=જે; अव्यभिचारेण=અનન્ય; भक्तियोगेन (भक्त्याः योगेन)=ભક્તિયોગવડે; सेवते=સેવે છે; सः=તે; गुणान्=ગુણોને; समतीत्य=તરીને; एतान्=આ; ब्रह्मभूयाय (ब्रह्मणः भूयाय) બ્રહ્મ ભાવને યોગ્ય; कल्पते=થાય છે.

અને મને જે અનન્ય ભક્તિયોગવડે સેવે છે, તે આ ગુણોને તરીને બ્રહ્મભાવને (મોક્ષને) યોગ્ય થાય છે. ૨૬

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ॥**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥ २७ ॥**

ब्रह्मणः=બ્રહ્મનું; हि=કેમકે; प्रतिष्ठा=આશ્રયસ્થાન; अहम्=હું; अमृतस्य=અમૃતનું; अव्ययस्य=અવ્યયનું; च=અને; शाश्वतस्य=શાશ્વતરૂપનું; च=તથા: धर्मस्य=ધર્મનું; सुखस्य=સુખનું; एकांतिकस्य=એકાંતિકનું; च=અને:

કેમકે, અમૃતનું અને અવ્યયનું, તથા શાશ્વતરૂપ ધર્મનું, અને એકાંતિક સુખરૂપ બ્રહ્મનું આશ્રયસ્થાન હું છું. ૨૭

## અધ્યાય ચૌદમો સંપૂર્ણ.



## पंचदशोऽध्यायः ॥ અધ્યાય પંદરમો.

## पुरुषोत्तम योगः॥ પુરૂષોત્તમ યોગ.

श्री कृष्ण उवाच ॥ શ્રીકૃષ્ણ બોલ્યા—

**उर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ॥**
**छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥**

ऊर्ध्वमूलम् [ उर्ध्वम् मूल यस्यतं ]=ઉપર મૂળવાળા; अधःशाखम् ( अधः शाखाः यस्यत )=નીચે ડાળીવાળા; अश्वत्थं=પીપળાને; प्राहुः= કહે છે; अव्ययम्=અવ્યય. छंदांसि=વેદ यस्य=જેનાં; पर्णानि=પાંદડાં; यः=જે, तम्=તેને, वेद=જાણે છે; सः=તે, वेदवित्=વેદ જાણનાર;

શ્રી કૃષ્ણ બોલ્યા—ઉપર મૂળવાળા, નીચે ડાળીવાળા, પીંપળાને અવ્યય કહે છે, જેનાં પાનડાં વેદ છે, તેને જે જાણે છે, તે વેદ જાણનાર છે. ૧

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा**
**गुणप्रवृद्धा विषयप्रवालाः ॥**
**अधश्च मूलान्यनुसंततानि**
**कर्मानुबन्धीनि मनुष्य लोके ॥ २ ॥**

अधः=નીચે, च=અને; ऊर्ध्वम्=ઉપર, प्रसृता =પ્રસરેલી છે, तस्य= તેની; शाखाः=ડાળીઓ; गुणप्रवृद्धा. ( गुणैः प्रवृद्धाः )=ગુણોથી અત્યંત વધેલી; विषयप्रवालाः ( विषयाः प्रवालाः यासाम् ताः )=વિષયોરૂપી

ટીશીઓવાળી; अधः=નીચે; च=અને; मूलानि=મુળો; अनुसततानि=પ્રસરેલાં છે; कर्मानुबन्धीनि ( कर्म अनुबधः येषाम् तानि )=કર્મના અનુબંધવાળી; मनुष्यलोके ( मनुष्याणाम् लोके )=મનુષ્ય લોકમાં.

તેની ડાળીઓ નીચે અને ઉપર પ્રસરેલી છે, ગુણોથી અત્યંત વધેલી છે, વિષયરૂપી ટીશીઓવાળી છે, અને તેનાં કર્મના અનુબંધવાળાં મૂળો મનુષ્ય લોકમાં નીચે પ્રસરેલાં છે. ૨

**न रूपमस्येह तथोपलभ्यते**
**नान्तो न चादिर्न च संप्रतिष्ठा ॥**
**अश्वत्थमेनं सुविरूढमूल—**
**मसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥**

न=નથી; रुपम्=રૂપ, अस्य=આનું–સંસાર વૃક્ષનું; इह=અહિં–આ લોકમાં; तथा=તેવું; उपलभ्यते=પમાય છે; न अंतः=અંત નથી; न=નથી; च=અને; आदिः=આદિ; न=નથી; च=અને; संप्रतिष्ठा=મધ્ય; अश्वत्थम्=પીંપળાને; एनं=આ; सुविरुढमूलम् ( सुविरुढानि मूलानि यस्य तम् )=અત્યંત દૃઢ મૂળોવાળા; असंगशस्त्रेण [ असंगस्य शस्त्रेण ]=વૈરાગ્યરૂપ શસ્ત્રવડે; दृढेन=દૃઢ; छित्त्वा=કાપીને.

આ સંસારવૃક્ષનું તેવું રૂપ, આ લોકમાં પમાતું નથી આનો અંત નથી, આદિ નથી, અને મધ્ય નથી, અત્યંત દૃઢ મૂળોવાળા આ પીંપળાને દૃઢ વૈરાગ્યરૂપ શસ્ત્રવડે કાપીને—૩

ततः पदं तत्परिमार्गितव्यं
यस्मिन्गता न निवर्तन्ति भूयः ॥
तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

ततः=પછી; पदम्=પદ; तत्=તે; परिमार्गितव्यम्=ખોળવું; यस्मिन्=જેમાં; गताः=ગયલા; ननिवर्तंति=પાછા આવતા નથી; भूयः=ફરીને; तम्=તે; एव=જ; च=અને; आद्यम्=આદિ; पुरुषं=પુરૂષને; प्रपद्ये=હું શરણ છું; यतः=જેનાથી; प्रवृत्तिः=પ્રવૃતિ; प्रसृता=પ્રસરેલી છે; पुराणी=પુરાણી;

પછી જેમાં ગયલા ફરીને પાછા આવતા નથી, તે પદ ખોળવું. જેનાથી પુરાણી પ્રવૃત્તિ પ્રસરેલી છે, તેજ આદિ પુરૂષને હું શરણ છું. ૪

निर्मानमोहा जितसंगदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ॥
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै
र्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥

निर्मानमोहा ( मानः च मोहः च निर्गतौ येभ्यः ते )=માન અને મોહ રહિત; जितसंगदोषाः ( जिताः संगस्य दोषाः यैः ते )=સંગ દોષ જીતેલા; अध्यात्मनित्याः ( अध्यात्मनि नित्याः )=આત્મ સ્વરૂપના વિચારમાં લાગેલા; विनिवृत्तकामाः ( विनिवृत्ताः कामाः येषाम् ते )=કામનાઓથી નિવૃત થયલા; द्वंद्वैः=દ્વંદ્વથી; विमुक्ताः=મુક્ત; सुखदुःखसंज्ञः

[ सुखम च दुःखम् च संज्ञायेषाम् तैः ]=સુખ દુઃખની સંજ્ઞાવાળા: गच्छंति=પામે છે; अमूढाः=વિદ્વાનો; पदम्=પદને; अव्ययं=અવ્યય; तत्=તે;

માન મોહ રહિત, સંગદોષ જીતેલા, આત્મસ્વરૂપના વિચારમાં લાગેલા, કામનાઓથી નિવૃત્ત થયલા, અને સુખ દુઃખની સંજ્ઞાવાળા, દ્વંદ્વોથી મુક્ત, તે વિદ્વાનો અવ્યય પદને પામે છે. ૫

**न तद्भासयते सूर्यो न शशांको न पावकः ॥**
**यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ६ ॥**

न=નથી; तत्=તેને-તે પદને; भासयते=પ્રકાશે છે; सूर्यः=સૂર્ય; न=નથી; शशांक=ચંદ્ર; न=નથી; पावकः=અગ્નિ; यत्=જેને; गत्वा=પામીને; ननिवर्तन्ते=પાછા આવતા નથી; तत्=તે; धाम=ધામ; परमम्=પરમ; मम=મારૂં;

તે પદને સૂર્ય પ્રકાશતો નથી, ચંદ્ર ( પ્રકાશતો ) નથી, અગ્નિ ( પ્રકાશતો ) નથી; જેને પામીને (જ્ઞાનીઓ) પાછા આવતા નથી, તે મારૂં પરમ ધામ છે. ૬

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ॥**
**मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

मम=મારો; एव=જ, अंशः=અંશ; जीवलोके=( जीवानाम् लोके )=જીવલોકમાં-સંસારમાં; जीवभूतः=જીવભૂત; सनातनः=સનાતન; मनःषष्ठानि [ मनः षष्ठम् एषाम् तानि ]=મન જેમાં છઠ્ઠું છે એવી; इंद्रियाणि=

ઇંદ્રિયોને; प्रकृतिस्थानि ( प्रकृतौ स्थितानि )=પ્રકૃતિમાં રહેલી; कर्षति=ખેંચે છે.

સંસારમાં જીવભૂત મારોજ સનાતન અંશ, મન જેમાં છઠ્ઠું છે એવી, પ્રકૃતિમાં રહેલી ઇંદ્રિયોને ખેંચે છે. ૭

**शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ॥**
**गृहित्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥**

शरीरम्=શરીરને; यत्=જ્યારે; अवाप्नोति=પામે છે; यत्=જ્યારે; च=અને, अपि=પણ; उत्क्रामति=નીકળે છે; ईश्वरः=જીવાત્મા; गृहित्वा=લેઇને, एतानि=એમને-ઇંદ્રિય મન વિગેરેને; संयाति=જાય છે; वायुः=વાયુ, गंधान्=ગંધને; इव=જેમ; आशयात्=ફૂલોમાંથી.

જ્યારે જીવાત્મા શરીરને પામે છે. અને જ્યારે ( શરીરને છોડીને ) જાય છે, ત્યારે ફૂલોમાંથી ગંધ (લેઇને) વાયુ જેમ જાય છે. તેમ એ-જીવાત્મા-ઇંદ્રિયો, મન વિગેરેને લઇને જાય છે. ૮

**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ॥**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥**

श्रोतम्=કાન; चक्षुः=આંખ; स्पर्शनं=ચામડી; च=અને; रसनं=જીભ; घ्राण=નાક; एव=જ; च=અને; अधिष्ठाय=આશ્રય કરીને; मनः=મનનો; च=અને; अयं=આ-જીવાત્મા; विषयान्=વિષયોને; उपसेवते=ભોગવે છે.

કાન, આંખ, ચામડી, જીભ, નાક અને મનનો આશ્રય કરીને, આ-જીવાત્મા-વિષયોને ભોગવે છે. ૯.

**उत्क्रामन्तं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ॥**
**विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥**

उत्क्रामन्तं=બહાર નીકળતા; स्थितं=રહેલા; वा=અથવા; अपि=પણ, भुजानं=ભોગવનારા; वा=અથવા; गुणान्वितम् ( गुणैः अन्वितं )=ગુણોથી વીંટળાયલા; विमूढाः=મૂઢો; न अनुपश्यति=દેખતા નથી; पश्यंति=દેખે છે; ज्ञानचक्षुषः [ ज्ञानम् चक्षुः येषाम् ते ]=જ્ઞાનરૂપી આંખવાળા.

બહાર નિકળતા, અથવા રહેલા, અથવા ભોગવનારા ગુણોથી વિંટળાયલા મૂઢો દેખતા નથી, પણ જ્ઞાનરૂપી આંખવાળા દેખે છે. ૧૦

**यतंतो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ॥**
**यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥ ११ ॥**

यतंत=યત્ન કરતા; योगिनः=યોગીઓ; च=અને; एनम्=એને-આત્માને; पश्यति=દેખે છે; आत्मनि=બુદ્ધિમાં; अवस्थित=રહેલા; यतंतः=યત્ન કરતા; अपि=પણ; अकृतात्मनः ( न कृतः आत्मा यैः ते )=અશુદ્ધ અંતઃકરણવાળા; न=નથી; एनम्=એને-આત્માને; पश्यंति=દેખે છે; अचेतसः=અવિવેકીઓ;

યત્ન કરતા યોગીઓ બુદ્ધિમાં રહેલા એ આત્માને દેખે છે, પણ યત્ન કરતા ( છતાં ) અશુદ્ધ અંતઃકરણવાળા અવિવેકીઓ એને-આત્માને-દેખતા નથી. ૧૧

**यदादित्यगतं तेजो जगद्भासतेऽखिलम् ॥**
**यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥**

यत्=જે; आदित्यगतम् ( आदित्यात् गतम् )=સૂર્યમાં રહેલું; तेजः= તેજ; जगत्=જગતને; भासयते=પ્રકાશે છે; अखिलम्=અખિલ; यत्=જે; चंद्रमसि=ચંદ્રમાં; यत्=જે; च=અને; अग्नौ=અગ્નિમાં; तत्=તે; तेजः= તેજ; विद्धि=જાણ; मामक=મારૂં;

જે સૂર્યમાં રહેલું, જે ચંદ્રમાં રહેલું, અને અગ્નિમાં રહેલું તેજ અખિલ જગતને પ્રકાશે છે, તે તેજ મારૂં જાણ. ૧૨

**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ॥**
**पुष्णामि चैाषधीः सर्वाः सोमो भूत्वारसात्मकः ॥१३॥**

गाम्=પૃથ્વીમાં; आविश्य=પેસીને; च=અને; भूतानि=ભૂતોને; धारयामि=ધારણ કરૂં છું; अहम्=હું; ओजसा=બળવડે; पुष्णामि=પોષણ કરૂં છું. च=અને; औषधीः=ઔષધીઓનું; सर्वाः=સઘળી; सोमः=ચંદ્ર; भूत्वा=થઇને; रसात्मकः [ रसः आत्मा यस्य सः ]=રસ સ્વભાવવાળો;

હું પૃથ્વીમાં પેસીને બળવડે ભૂતોને ધારણ કરૂં છું, અને રસ સ્વભાવવાળો ચંદ્ર થઇને સઘળી ઔષધીઓનું પોષણ કરૂં છું. ૧૩

**अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ॥**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥**

अहम्=હું; वैश्वानरः=જઠરાગ્નિરૂપ; भूत्वा=થઇને; प्राणीनाम्= પ્રાણીઓના; देहं=દેહમાં; आश्रितः=રહું છું. प्राणापानसमायुक्तः (प्राणेन च अपानेन च समायुक्तः )=પ્રાણ અને અપાન સાથે રહી; पचामि=

પચાવું છું; अन्नम्=અન્નને; चतुर्विधं=ચાર જાતના;

હું જઠરાગ્નિરૂપ થઈને, પ્રાણીઓના દેહમાં રહું છું, અને પ્રાણ અને અપાન સાથે રહી ચાર જાતના અન્નને પચાવું છું. ૧૪

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो**
**मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ॥**
**वेदैश्च सर्वैरहमेव वेद्यो**
**वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥**

सर्वस्य=સર્વના, च=અને; अहम्=હું; हृदि=હૃદયમાં; सन्निविष्टः=પેઠેલો છું; मत्तः=મારાથી; स्मृतिः=સ્મરણ; ज्ञानं=જ્ઞાન; अपोहनम्=વિસ્મરણ; च=અને; वेदैः=વેદોવડે; च=અને; सर्वैः=સઘળા; अहम्=હું; एव=જ; वेद्यः=જાણવા યોગ્ય; वेदांतकृत्=વેદાંત સંપ્રદાયનો કરનાર; वेदवित्=વેદ જાણનાર; एव=જ; च=અને; अहम्=હું;

અને હું સર્વના હૃદયમાં પેઠેલો છું, સ્મરણ, જ્ઞાન અને વિસ્મરણ મારાથી થાય છે, સઘળા વેદોવડે જે જાણવા યોગ્ય તે હું જ છું, અને વેદાંત સંપ્રદાયનો કરનાર અને વેદ જાણનાર પણ હું જ છું. ૧૫

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ॥**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥**

द्वौ=બે, इमौ=આ; पुरुषौ=પુરૂષ; लोके=લોકમાં–સંસારમાં =क्षरः

क्षर; च=અને; अक्षरः=અક્ષર; एव=જ, च=અને; क्षरः=ક્ષર; सर्वाणि=સર્વ; भूतानि=ભૂતો; कूटस्थः=કૂટસ્થ; अक्षरः=અક્ષર; उच्यते=કહેવાયછે.

સંસારમાં ક્ષર અને અક્ષર એવા આ બેજ પુરૂષ છે. તેમાં સર્વ ભૂતો ક્ષર અને કૂટસ્થ અક્ષર કહેવાય છે. ૧૬

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ॥**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥**

उत्तमः=ઉત્તમ; पुरुष,=પુરૂષ; तु=તો, अन्य=બીજો; परमात्मा=પરમાત્મા. इति=એમ; उदाहृतः=કહેવાયો છે; यः=જે, लोकत्रयम्=ત્રણે લોકમાં; आविश्य=પ્રવેશીને; बिभर्ति=ધારણ કરે છે, अव्यय=અવ્યય: ईश्वरः=ઇશ્વર,

જે "પરમાત્મા" એમ કહેવાયો છે, તે બીજો પુરૂષ તો ઉત્તમ છે, તે અવ્યય ઇશ્વર ત્રણે લોકમાં પ્રવેશીને (તેને) ધારણ કરે છે. ૧૭

**यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ॥**
**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥**

यस्मात्=જેથી; क्षरम्=ક્ષરને. अतीतः=ઓળંગી ગયલો છું, अहम्=હું; अक्षरात्=અક્ષરથી, अपि= પણ, च=અને; उत्तमः=ઉત્તમ; अतः=માટે; अस्मि=છુ; लोके=લોકમાં, वेदे=વેદમાં: च=અને; प्रथितः=પ્રસિદ્ધ છું; पुरुषोत्तम=પુરૂષોત્તમ;

જેથી હું ક્ષરને ઓળંગી ગયલો છું, અને અક્ષરથી પણ ઉત્તમ છું, માટે લોકમાં અને વેદમાં હું "પુરૂષોત્તમ" એ નામથી પ્રસિદ્ધ છું. ૧૮

**योमामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ॥**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥**

यः=જે; मामृ=મને; एवमृ=આવો; असंमूढः=વિદ્વાન; जानाति=જાણે છે; पुरुषोत्तमम्=પુરૂષોત્તમ; सः=તે; सर्ववित्=સર્વ જાણનાર; भजति=ભજે છે; माम्=મને; सर्वभावेन (सर्वेण भावेन)=સર્વ ભાવવડે; भारत=હે ભારત-અર્જુન.

જે વિદ્વાન મને આવો પુરૂષોત્તમ જાણે છે, તે સર્વ જાણનાર, હે અર્જુન! સર્વભાવવડે મને ભજે છે. ૧૯

**इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ॥**
**एतद्बुध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥**

इति=આ પ્રમાણે, गुह्यतमम्=ગુહ્યમાં ગુહ્ય, शास्त्रम्=શાસ્ત્ર, इदं=આ; उक्तम्=કહ્યું; मया=મે; अनघ=હે નિષ્પાપ-અર્જુન; एतत्=એને; बुध्वा=જાણીને; बुद्धिमान्=બુદ્ધિમાન્ स्यात्=થાય છે; कृतकृत्यः [ कृत कृत्यः येनसः ]=કૃતકૃત્ય; भारत=હે ભારત અર્જુન;

હે અર્જુન! આ પ્રમાણે આ ગુહ્યમાં ગુહ્ય શાસ્ત્ર મેં કહ્યું, એને જાણીને પુરૂષ બુદ્ધિમાન્ અને કૃત કૃત્ય થાય છે. ૨૦

અધ્યાય ૫ંદરમો સંપૂર્ણ.

# षोडशोऽध्यायः ॥ અધ્યાય સોળમો.

## दैवासुरसंपद्विभागयोगः॥ દૈવી અને આસુરી સંપત્તિના વિભાગનો યોગ.

श्री कृष्ण उवाच ॥ શ્રી કૃષ્ણ બોલ્યા:—

**अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ॥**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**

अभयं=નિડરતા; सत्त्वसंशुद्धिः [ सत्त्वस्य संशुद्धिः ]=અંતઃકર્ણની શુદ્ધિ; ज्ञानयोगव्यवस्थितिः ( ज्ञाने च योगे च व्यवस्थितिः )=જ્ઞાન અને યોગમા નિષ્ઠા; दानं=દાન, दमः=ઇંદ્રિય નિગ્રહ; च=અને. यज्ञ=યજ્ઞ; च=અને; स्वाध्यायः=શાસ્ત્રનો અભ્યાસ; तपः=તપ; आर्जवं=સરળતા;

શ્રી કૃષ્ણ બોલ્યા—નિડરતા, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન અને યોગમાં નિષ્ઠા, દાન, ઈંદ્રિય નિગ્રહ, યજ્ઞ, શાસ્ત્રનો અભ્યાસ, તપ અને સરળતા—૧

**अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम्**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥**

अहिंसा=અહિંસા; सत्यं=સત્ય; अक्रोधः=અક્રોધ; त्यागः=ત્યાગ; शांतिः=શાંતિ; अपैशुनं=અનિંદા. दया=દયા; भूतेषु=પ્રાણીઓ ઉપર; अलोलुप्त्वं=અલોભ; मार्दवं=કોમળતા; ह्रीः=શરમ; अचापलं=અચપળતા;

અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અનિંદા, પ્રાણીઓ ઉપર દયા, અલોભ, અકુરતા, લજ્જા, અચળતા-૨

**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ॥**
**भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥**

तेजः=તેજ; क्षमा=ક્ષમા; धृतिः=ધીરજ; शौचम्=શૌચ, अद्रोहः= અદ્રોહ; न अतिमानिता=અતિમાનપણું નહિ તે; भवति=થાય છે; संपदम्=સંપત્તિને મેળવીને; दैवीम्=દૈવી; अभिजातस्य=જન્મેલાને; भारत= હે ભારત-અર્જુન.

તેજ, ક્ષમા, ધીરજ, શૌચ, અદ્રોહ, અતિમાનપણું, નહિ તે, એટલાં હે અર્જુન! દૈવી સંપત્તિને મેળવીને જન્મેલાને થાય છે. ૩

**दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ॥**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥**

दंभः=ઢોંગ; दर्पः=ભગરૂરી; अभिमानः=અભિમાન; च=અને; क्रोधः= ક્રોધ; पारुष्यम्=કઠોરતા; एवच=એટલાં; अज्ञानं=અજ્ઞાન; च=તથા; अभिजातस्य=જન્મેલાને; पार्थ=હે પાર્થ-અર્જુન; संपद=સંપત્તિ મેળવીને; आसुरीम्=આસુરી.

ઢોંગ, ભગરૂરી, અભિમાન, ક્રોધ, અને કઠીનતા, તથા અજ્ઞાન, એટલાં હે પાર્થ! આસુરી સંપત્તિને મેળવીને જન્મેલાને થાય છે. ૪

**दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ॥**
**मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥ ५ ॥**

दैवी=દૈવી; सपत्=સંપત્તિ, विमोक्षाय=મોક્ષને માટે: निबंधाय=બંધને માટે; आसुरी=આસુરી સંપત્તિ, मता=માની છે; मा=નહિ; शुचः=શોક કર; सपदं=સંપત્તિ મેળવીને; दैवीम्=દૈવી; अभिजात=જન્મેલો; असि=છે; पाडव=હે પાંડવ-અર્જુન.

દૈવી સંપત્તિ મોક્ષને માટે અને આસુરી સંપત્તિ બંધને માટે માની છે, હે અર્જુન! તું દૈવી સંપત્તિ મેળવીને જન્મેલો છે, માટે શોક કર નહિ. ૫

**द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एवच ॥**
**दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मेशृणु ॥ ६ ॥**

द्वौ=બે પ્રકારની, भूतसर्गौ [ भूतानाम् सर्गौ ]=ભૂતસૃષ્ટિ; लोके=લોકમાં; अस्मिन्=આ, दैव=દૈવ, आसुर=આસુર; एव=જ, च=અને, दैवः=દૈવ સૃષ્ટિ, विस्तरशः=વિસ્તારથી, प्रोक्तः=કહી; आसुरं=આસુર સૃષ્ટિ, पार्थ=હે પાર્થ-અર્જુન; मे=મારાથી, श्रृणु=સાંભળ,

આ લોકમાં દૈવ અને આસુર એવી બે પ્રકારનીજ ભૂત સૃષ્ટિ છે, તેમાં દૈવ સૃષ્ટિ વિસ્તારથી કહી, હવે હે અર્જુન! આસુર સૃષ્ટિ મારાથી સાંભળ. ૬

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ॥**
**न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥**

प्रवृत्तिम्=પ્રવૃત્તિને; च=અને, निवृत्तिम्=નિવૃત્તિને; च=અને;

जनाः=જનો; न विदुः=જાણતા નથી. आसुराः=આસુર; न=નથી, शौचम्=શૌચ; न=નથી; अपि=પણ, च=અને; आचारः=આચાર; न=નથી; सत्यं=સત્ય; तेषु=તેઓમાં; विद्यते=હોય છે.

આસુર જનો આ પ્રવૃત્તિને અને નિવૃત્તિને જાણતા નથી, તેઓમાં શૌચ નથી, અને આચાર નથી, તેમ સત્ય પણ હોતું નથી. ૭

**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ॥**
**अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥**

असत्य=જુઠું, अप्रतिष्ठ=નિરાધાર, ते=તેઓ; जगत्=જગતને; आहुः=કહે છે; अनीश्वरं=ઇશ્વર વગરનું, अपरस्परसंभूतम् ( अपरः च परः च ताभ्याम् संभूतम् )=એક બીજાના મળવાથી થયલું; किम्=શું; अन्यत्=બીજું; कामहैतुकम् [ कामः हेतुः यस्य तत् ]=કામના હેતુ,

તેઓ જગતને જુઠું, નિરાધાર, ઇશ્વર વગરનું, એક બીજાના મળવાથી થયલું, કામના હેતુવાળું કહે છે. તથા "બીજું શું છે?" એમ કહે છે. ૮

**एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ॥**
**प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥**

एताम्=આ; दृष्टिम्=દૃષ્ટિનું; अवष्टभ्य=અવલંબન કરીને; नष्टात्मानः ( नष्टाः आत्मनः येषाम् ते )=પોતાનોજ નાશ કરનારા; अल्पबुद्धयः ( अल्पाबुद्धिः येषाम् ते )=અલ્પ બુદ્ધિવાળા; प्रभवंति=ઉત્પન્ન થાય છે; उग्रकर्माणः ( उग्राणि कर्माणि येषाम् ते )=ભયંકર કર્મ કરનારા; क्षयाय= નાશ કરવા માટે; जगतः=જગતનો; अहिताः=અહિત કરનારા;

આ દૃષ્ટિનું અવલંબન કરીને, પોતાનોજ નાશ કરનારા, અલ્પબુદ્ધિવાળા, ભયંકર કર્મ કરનારા, અહિત કરનારા, જગતનો નાશ કરવા માટે ઉત્પન્ન થાય છે. ૯

**काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ॥**
**मोहादगृहीत्वाऽसद्ग्राहान्प्रवर्ततेऽशुचिव्रताः ॥ १० ॥**

कामम=કામને, आश्रित्य=આશ્રય કરીને, दुष्पूरम्=પૂરો ન થાય એવો; दंभमानमदान्विताः [ दंभेन च मानेन च मदेन च अन्विताः )= દંભ માન અને મદ યુક્ત; मोहात्=મોહથી गृहीत्वा=ગ્રહણ કરી; असद्ग्राहान् ( असतः ग्राहान् )=દુરાગ્રહ; प्रवर्तंते=પ્રવર્તે છે; अशुचिव्रताः ( अशूचीनि व्रतानि येषाम् ते )=અપવિત્ર વ્રતવાળા

પૂરો ન થાય એવા કામનો આશ્રય કરીને દંભ, માન અને મદ યુક્ત એવા મોહથી દુરાગ્રહ ગ્રહણ કરી, અપવિત્ર વ્રતવાળા પ્રવર્તે છે. ૧૦

**चिंतामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ॥**
**कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥**

चिताम्=ચિંતાને; अपरिमेयाम्=અનેક, च=અને; प्रलयान्ताम् ( प्रलयः अंतः यस्याः ताम् )=પ્રલયે જેનો અંત છે એવી; उपाश्रिताः= આશ્રયે રહેલા; कामोपभोगपरमा ( कामानाम् उपभोगः परमः येषाम् ते ) =વિષયના ઉપભોગનેજ પરમ માનનારા; एतावत्=એજ ખરૂં છે; इति=એમ; निश्चिताः=નિશ્ચયવાળા;

પ્રલયે જેનો અંત છે એવી અનેક ચિંતાઓને આ-

શ્રયે રહેલા, વિષયના ઉપભોગનેજ પરમ માનનારા, એજ ખરૂં છે, એમ નિશ્ચયવાળા. ૧૧

**आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ॥**
**ईहंते कामभोगार्थमन्यायेनार्थ सचयान् ॥ १२ ॥**

आशापाशशतैः ( आशाया पाशानाम् शतैः )=સેંકડો આશાના પાશવડે, बद्धाः=બંધાયલા काम क्रोधपरायणाः ( कामः च क्रोधः च परम् अयन येषाम् ते )=કામ ક્રોધના તાબેદાર, ईहंते=ઇચ્છે છે; कामभोगार्थम् ( कामस्य भोगस्य अर्थे )=કામના ભોગને માટે; अन्यायेन= અન્યાયવડે, अर्थसञ्चयान् ( अर्थस्य सचयान् )=પૈસો મેળવવાનું,

સેંકડો આશાના પાશવડે બંધાયલા, કામ ક્રોધના તાબેદાર, કામના ભોગને માટે અન્યાયવડે પૈસા મેળવવાનું ઇચ્છે છે. ૧૨

**इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ॥**
**इदमस्तीदमपि मे भविष्यात पुनर्धनम् ॥ १३ ॥**

इदम्=આ; अद्य=આજ; मया= મેં; लब्ध=મેળવ્યું; इमम्=આ; प्राप्स्ये=પામીશ; मनोरथ=મનોરથને, इदम्=આ, अस्ति=છે; इदम्=આ; अपि=પણ; मे=મને; भविष्यति=મળશે; पुनः=ફરીથી, धन=ધન.

આ ( ધન ) આજ મેં મેળવ્યું, આ મનોરથને પામીશ, આ ધન છે, અને આ ધન પણ મને ફરીથી મળશે. ૧૩

**असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ॥**
**ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥**

असौ=આ, मया=મેં, हतः=હણ્યો, शत्रुः=શત્રુ हनिष्ये=હણીશ; च=અને; अपरान्=બીજાને; अपि=પણ, ईश्वरः=ઈશ્વર; अहम्=હું; अहम्=હું, भोगी=ભોગી. सिद्धः=સિદ્ધ. अहम्=હું; बलवान्=બળવાન; सुखी=સુખી;

આ શત્રુને મેં હણ્યો અને બીજાને પણ હણીશ, હું ઈશ્વર, હું ભોગી, હું સિદ્ધ, હું બળવાન અને સુખી છું. ૧૪

**आढ्योऽभिजनवानस्मि कोन्योऽस्ति सदृशो मया ॥**
**यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥**

आढ्यः=ધનવાન; अभिजनवान्=કુળવાન; अस्मि=છું कः=કોણ; अन्यः=બીજું; अस्ति=છે. सदृशः=સરખું; मया=મારા; यक्ष्ये=યજ્ઞ કરીશ; दास्यामि=દાન કરીશ; मोदिष्ये=આનંદ કરીશ, इति=એ પ્રકારે; अज्ञानविमोहिताः ( अज्ञानेन विमोहिताः )=અજ્ઞાનવડે મોહ પામેલા,

હું ધનવાન તથા કુળવાન છું, મારા સરખું બીજું કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન કરીશ, આનંદ કરીશ, એ પ્રકારે અજ્ઞાનવડે મોહ પામેલા છે. ૧૫

**अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ॥**
**प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ॥**

अनेकचित्तविभ्रांताः ( अनेकैः चित्तैः विभ्रांताः )=અનેક વિચારોવડે

વિભ્રાંત થયલા; मोहजालसमावृताः ( मोहस्य जालेन समावृताः )=મોહની જાળવડે વિંટળાયલા; प्रसक्ताः=આસક્ત; कामभोगेषु [ कामस्य भोगेषु ]=કામના ભોગમાં, पतंति=પડે છે; नरके=નરકમાં; अशुचौ=અપવિત્ર.

અનેક વિચારો વડે વિભ્રાંત થયલા, મોહની જાળવડે વિંટળાયલા, કામના ભોગમાં આસક્ત, એવા પુરૂષો અપવિત્ર નરકમાં પડે છે. ૧૬

**आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ॥**
**यजंते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥ १७ ॥**

आत्मसंभाविताः [ आत्मना संभाविताः ]=પોતાના મનથીજ મોટા થઇ બેઠેલા; स्तब्धाः=અક્કડ; धनमानमदान्विताः ( धनस्य मानेन च मदेन च अन्विताः )=ધનના માન અને મદવડે યુક્ત; यजंते=યજન કરે છે; नामयज्ञैः=નામનાજ યજ્ઞવડે; ते=તે; दंभेन=દંભવડે; अविधिपूर्वकम्=અવિધિ પૂર્વક;

ધનના માન અને મદવડે યુક્ત, પોતાના મનથીજ મોટા થઇ બેઠેલા, અક્કડ, એવા પુરૂષો નામનાજ યજ્ઞવડે ને દંભવડે અવિધિપૂર્વક યજન કરે છે. ૧૭

**अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ॥**
**मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥**

अहंकारं=અહંકાર; बलं=બળ; दर्पम्=દર્પ; कामं=કામ; क्रोधं=ક્રોધ; च=અને; संश्रिताः=આશ્રયે રહેલા; माम्=મારો; आत्मपरदेहेषु [ आत्मनः च परेषाम् च देहेषु ]=પોતાના અને બીજાના દેહમાં; प्रद्विषत=દ્વેષ કરનારા; अभ्यसूयकाः=ઇર્ષા કરનારા.

અહંકાર, બળ, દર્પ, કામ અને ક્રોધને આશ્રયે રહેલા, પોતાના અને બીજાના દેહમાં (રહેલા) મારો દ્વેષ કરનારા, અને ઈર્ષા કરનારા, (નરકમાં પડે છે.) ૧૮

**तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ॥**
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥**

तान्=તેઓને, अहं=હું, द्विषतः=દ્વેષ કરનારા; क्रूरान्=ક્રૂર; संसारेषु=સંસારમાં, नराधमान् [ नरेषु अधमान् ]=નરોમાં અધમ, क्षिपामि=ફેંકું છું, अजस्रं=વારંવાર, अशुभान्=અશુભ કરનારા; आसुरीषु=આસુરી; एव=જ; योनिषु=યોનિમાં,

દ્વેષ કરનારા, ક્રૂર, અશુભ કરનારા, નરોમાં અધમ એવા તેઓને હું સંસારમાં વારંવાર આસુરી યોનિમાંજ ફેંકું છું. ૧૯

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ॥**
**मामप्राप्यैव कौंतेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥**

आसुरीम्=આસુરી; योनिम्=યોનિને, आपन्ना=પામેલા; मूढाः=મૂઢો; जन्मनिजन्मनि=જન્મો જન્મમાં; माम्=મને, अप्राप्य=પામ્યા વગર; एव=જ. कौंतेय=હે કૌંતેય-અર્જુન; ततः=તેથી પણ; यांति=પામે છે अधमाम्=અધમ; गतिम्=ગતિને;

આસુરી યોનિને પામેલા મૂઢો, જન્મો જન્મમાં મને પામ્યા વગરજ હે અર્જુન! તેથી પણ અધમ ગતિને પામે છે. ૨૦

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ॥**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥**

त्रिविधं=ત્રણ પ્રકારનું, नरकस्य=નરકનું, इदम्=આ; द्वारम्=દ્વાર; नाशन=નાશ કરનારૂં, आत्मनः=આત્માનો; काम=કામ; क्रोधः=ક્રોધ; तथा=તથા; लोभः=લોભ; तस्मात्=તેટલા માટે; एतत्=એ; त्रयं=ત્રણને; त्यजेत्=તજવાં;

કામ, ક્રોધ તથા લોભ, આ ત્રણ પ્રકારનું નરકનું દ્વાર આત્માને નાશ કરનારૂં છે, તેટલા માટે એ ત્રણેને તજવાં. ૨૧

**एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ॥**
**आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥**

एतैः=એ, विमुक्तः=મુક્ત થયલો, कौंतेय=હે કૌંતેય-અર્જુન; तमोद्वारैः ( तमस. द्वारैः )=નરકના દ્વારથી, त्रिभिः=ત્રણ; नरः=નર; आचरति=આચરે છે; आत्मनः=પોતાના; श्रेयः=શ્રેયને; ततः=તેથી; याति=પામે છે; पराम्=પરમ; गतिम्=ગતિને.

હે અર્જુન ! એ ત્રણ નરકનાં દ્વારથી મુક્ત થયલો નર પોતાના શ્રેયને આચરે છે. તેથી પરમ ગતિને પામે છે. ૨૨

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ॥**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परांगतिम् ॥ २३ ॥**

यः=જે; शास्त्रविधिम् ( शास्त्राणाम् विधिम् )=શાસ્ત્રની વિધિને;

उत्सृज्य=તજીને, वर्तते=વર્તે છે; कामकारत:=ઇચ્છા પ્રમાણે, न=નથી; स:=તે; सिद्धिम्=સિદ્ધિને; आप्नोति=પામે છે; न=નથી; सुखम्=સુખને; न=નથી, पराम्=પરમ; गतिम्=ગતિને.

જે શાસ્ત્રના વિધિને તજીને ઇચ્છા પ્રમાણે વર્તે છે. તે સિદ્ધિને નથી પામતો, સુખને નથી ( પામતો ), કે પરમ ગતિને પણ નથી ( પામતો ) ૨૩

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्य व्यवस्थितौ ॥**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥**

तस्मात्=તેટલા માટે; शास्त्रं=શાસ્ત્ર; प्रमाणं=પ્રમાણ, ते=તારે कार्याकार्यव्यवस्थितौ [ कार्यस्य च अकार्यस्य च व्यवस्थितौ ]=કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં; ज्ञात्वा=જાણીને, शास्त्रविधानोक्त ( शास्त्रस्य विधानेन उक्तम् )=શાસ્ત્રના વિધાનવડે કહેલું कर्म=કર્મ, कर्तुम्=કરવાને इह=અહિં; अर्हसि=તું યોગ્ય છે.

તેટલા માટે કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં તારે શાસ્ત્ર પ્રમાણ છે, શાસ્ત્રના વિધાનવડે કહેલું કર્મ જાણીને અહિં કર્મ કરવાને તું યોગ્ય છે. ૨૪

## અધ્યાય સોળમો સંપૂર્ણ.

# सप्तदशोऽध्यायः ॥ અધ્યાય સતરમો.

## श्रद्धात्रयविभागयोगः॥ શ્રદ્ધાના ત્રણ વિભાગનો યોગ.

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા—

**ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयान्विताः ॥**
**तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥ १ ॥**

ये=જેઓ; शास्त्रविधिम्=શાસ્ત્રની વિધિને; उत्सृज्य=તજીને; यजंते=યજે છે; श्रद्धया=શ્રદ્ધાવડે; अन्विताः=યુક્ત થઇને; तेषाम्=તેમની; निष्ठा=નિષ્ઠા; तु=વળી; का=કેવી, कृष्ण=હે કૃષ્ણ, सत्त्वम्=સત્વગુણી; आहो=કે; रजः=રજોગુણી; तमः=તમોગુણી.

અર્જુન બોલ્યા—જેઓ શાસ્ત્રની વિધિ તજીને શ્રદ્ધા વડે યુક્ત થઇને યજે છે, તેમની નિષ્ઠા વળી હે શ્રીકૃષ્ણ ! કેવી છે ? સત્વગુણી, રજોગુણી, કે તમોગુણી ? ૧

श्री कृष्ण उवाच ॥ શ્રી કૃષ્ણ બોલ્યાઃ—

**त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ॥**
**सात्त्विकी राजसी चैव तामसी चेति तांशृणु ॥ २ ॥**

त्रिविधा=ત્રણ પ્રકારની; भवति=થાય છે; श्रद्धा=શ્રદ્ધા; देहिनाम्=દેહધારી જીવોની; सा=તે; स्वभावजा [ स्वभावात् जाता ]=સ્વભાવજન્ય;

सात्त्विकी=સાત્ત્વિકી; राजसी=રાજસી; च=અને; एव=જ. तामसी=તામસી; च=અને· इति=એમ; तान्=તેને; शृणु=સાંભળ.

શ્રી કૃષ્ણ બોલ્યા—દેહધારી જીવોની તે સ્વભાવજન્ય શ્રદ્ધા, સાત્ત્વિકી, રાજસી અને તામસી એમ ત્રણ પ્રકારની જ થાય છે. તેને તું સાંભળ. ૨

**सत्त्वानुरुपा सर्वस्य श्रद्धा भवति भारत ॥**
**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥**

सत्त्वानुरुपा ( सत्त्वस्य अनुरुपा )=અંતઃકરણને અનુરૂપ; सर्वस्य=સર્વને; श्रद्धा=શ્રદ્ધા; भवति=થાય છે; भारत=હે ભારત–અર્જુન; श्रद्धामयः=શ્રદ્ધામય. अयं=આ. पुरुषः=પુરૂષ; यः=જે; यच्छ्रद्धः ( या श्रद्धा यस्य सः ) જેવી શ્રદ્ધાવાળો; सः=તે. एव=જ; सः=તે;

હે અર્જુન ! સર્વને શ્રદ્ધા, અંતઃકરણને અનુરૂપ થાય છે. આ પુરૂષ શ્રદ્ધામય છે, જે જેવી શ્રદ્ધાવાળો છે. તે તેજ ( શ્રદ્ધાવાળો કહેવાય છે. ) ૩

**यजंते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ॥**
**प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥**

यजंते=યજે છે; सात्त्विकाः=સાત્વિકો; देवान्=દેવોને; यक्षरक्षांसि ( यक्षांसि च रक्षांसि च )=યક્ષ અને રાક્ષસોને; राजसाः=રાજસો; प्रेतान्=પ્રેતોને; भूतगणान् ( भूतानाम् गणान् )=ભૂતગણોને; च=અને; अन्ये=બીજા; यजते=યજે છે. तामसाः=તામસો; जनाः=જનો;

સાત્વિકો દેવોને યજે છે. રાજસો યક્ષ અને રાક્ષ-

સોને અને બીજા તામસીજનો પ્રેતોને અને ભૂત ગણોને યજે છે. ૪

**अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ॥**
**दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥**

अशास्त्रविहित [ न शास्त्रेण विहित ]=શાસ્ત્રે ન કહેલા, घोर=ઘોર; तप्यंते=કરે છે. य=જે; तपः=તપને; जनाः=મનુષ્યો; दंभाहंकारसंयुक्ताः ( दंभेन च अहंकारेण च संयुक्ताः )=દંભ અને અહંકારથી યુક્ત; कामरागबलान्विताः [ कामस्य च रागस्य च बलेन आन्विताः ]=કામ અને રાગના બળવાળા

દંભ અને અહંકારથી યુક્ત, તથા કામ અને રાગના બળવાળા એવા જે મનુષ્યો શાસ્ત્રે ન કહેલા ઘોર તપને કરે છે. ( તેમને આસુરી નિશ્ચયવાળા જાણ. ) ૫

**कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ॥**
**मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥**

कर्षयंतः=કૃષ કરતા, शरीरस्थम् ( शरीरे स्थित )=શરીરમાં રહેલા; भूतग्राम ( भूतानाम् ग्रामं )=ભૂતોના સમુહને: अचेतसः=અજ્ઞાનીઓ; माम्=મને; च=અને; एव=પણ; अंतःशरीरस्थं ( अंतःशरीरे स्थितं )=અંતઃકરણમાં રહેલા; तान्=તેમને; विद्धि=જાણ; आसुरनिश्चयान् ( आसुराणाम् निश्चयः येषाम् ते )=આસુરી નિશ્ચયવાળા;

શરીરમાં રહેલા ભૂતોના સમુહને અને અંતઃકરણમાં રહેલા મને પણ કૃષ કરતા અજ્ઞાનીઓ છે, તેમને આસુરી નિશ્ચયવાળા જાણ. ૬

**आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ॥**
**यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥**

आहारः=આહાર, तु=વળી; अपि=પણ, सर्वस्य=સર્વનો; त्रिविधः=ત્રણ પ્રકારનો; भवति=હોય છે, प्रियः=પ્રિય; यज्ञः=યજ્ઞ; तपः=તપ; तथा=તેમજ; दानं=દાન तेषाम्=તેમના, भेदं=ભેદને, इमम्=આ, शृणु=સાંભળ.

વળી સર્વનો પ્રિય આહાર પણ ત્રણ પ્રકારનો હોય છે, તેમજ યજ્ઞ, તપ અને દાન તેમના આ ત્રણ ભેદને તું સાંભળ. ૭

**आयुःसत्त्वबलारोग्य सुखप्रीतिविवर्धनाः ॥**
**रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥**

आयुःसत्त्वबलारोग्य सुखप्रीति विवर्धनाः ( आयुः च सत्त्वं च बल च आरोग्य च सुख च प्रीतिः च तासाम् विवर्धनाः )=આયુષ્ય, સત્વ બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિની વૃદ્ધિ કરનારા; रस्याः=સ્વાદવાળા; स्निग्धाः=ઘીવાળા; स्थिराः=સ્થિર રહેનારા, हृद्याः=મનને પ્રસન્નતા આપનારા. आहाराः=આહારો; सात्विक प्रियाः [ सात्विकानाम् प्रियाः ]=સાત્વિકોને પ્રિય છે.

આયુષ્ય, સત્ત્વ, બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિની વૃદ્ધિ કરનારા, સ્વાદવાળા, ઘીવાળા, સ્થિર રહેનારા મનને પ્રસન્નતા આપનારા આહારો સાત્વિકોને પ્રિય છે. ૮

**कट्वम्ललवणात्युष्ण तीक्ष्णरूक्षविदाहिनः ॥**
**आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥**

कट्वम्ललवणात्युष्ण तीक्ष्णरूक्षविदाहिनः ( कटुः च अम्लः च लवणं च अत्युष्णं च तीक्ष्णं च रुक्षः च विदाही च )=કડવા, ખાટા, ખારા, અતિઉના, તીખા, લુખા અને દાહ કરનારા; आहाराः=આહારો; राजसस्य=રાજસોને; इष्टाः=પ્રિય; दुःखशोकामयप्रदाः [ दुःखं च शोकं च आमयं च प्रददाति इति ]=દુઃખ શોક, અને રોગ આપનારા,

કડવા, ખાટા, ખારા, અતિઉન્હા, તીખા, લુખા અને દાહ કરનારા, દુઃખ શોક અને રોગ આપનારા આહારો રાજસોને પ્રિય છે. ૯

**यातयामं गतरसं पूति पर्युषितं च यत् ॥**
**उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥**

यातयामं ( यातः यामः यस्य तत् )=એક પહોર વીતી ગયલું गतरसं ( गतः रसः यस्य तत् )=રસ વગરનું; पूति=ઉબઇ ગયલું; पर्युषितं=વાસી; च=અને; यत्=જે; उच्छिष्ट=એંઠું; अपि=પણ; च=અને; अमेध्यं=યજ્ઞમાં કામ ન લાગે તેવું; भोजनं=ભોજન; तामसप्रियं ( तामसानाम् प्रियं )=તામસીઓને,

જે એક પહોર વીતી ગયલું, રસ વગરનું, ઉબઈ ગયલું વાસી અને એંઠું તથા યજ્ઞમાં પણ કામ ન લાગે તેવું ભોજન છે, તે તામસીઓને પ્રિય છે. ૧૦

**अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ॥**
**यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥**

अफलाकांक्षिभिः [ न फलस्य कांक्षिभिः ]=ફળની ઇચ્છા વગરનાઓવડે, यज्ञः=યજ્ઞ; विधिदृष्टः ( विधौदृष्टः )=શાસ્ત્રે બતાવેલો; यः=જે; इज्यते=યજ્ઞ કરાય છે; यष्टव्य=યજ્ઞ કરવા યોગ્ય; एव=જ; इति=એમ; मनः=મનથી; समाधाय=નિશ્ચય કરીને; सः=તે-યજ્ઞ. सात्विकः=સાત્વિક.

યજ્ઞ કરવા યોગ્યજ છે. એમ મનથી નિશ્ચય કરીને, ફળની ઇચ્છા વગરનાઓ વડે, જે શાસ્ત્રે બતાવેલો યજ્ઞ કરાય છે, તે યજ્ઞ " સાત્વિક " છે. ૧૧

**अभिसंधाय तु फलं दंभार्थमपि चैवयत् ॥**
**इज्यते भरतश्रेष्ट तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥**

अभिसंधाय=અપેક્ષા રાખીને; तु=વળી; फलं=ફળનો; दंभार्थम् ( दंभस्य अर्थम् )=દંભને માટે; अपि=પણ; एवच=તેમજ; यत्=જે; इज्यते=યજ્ઞ કરાય છે; भरतश्रेष्ट=હે ભરતશ્રેષ્ટ-અર્જુન; तम्=તે; यज्ञं=યજ્ઞને; विद्धि=જાણ; राजसं=રાજસ.

વળી ફળની અપેક્ષા રાખીને તેમજ દંભને માટે પણ હે અર્જુન ! જે યજ્ઞ કરાય છે, તે યજ્ઞને "રાજસ" જાણ. ૧૨

**विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ॥**
**श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥**

विधिहीनम् ( विधिना हीनम् )=વિધિ વગરના; असृष्टान्न ( न सृष्ट अन्नं यस्मिन् तत् )=અન્નના દાન વગરના; मंत्रहीनं=મંત્ર વગર; अदक्षिण=દક્ષિણા વગરના; श्रद्धाविरहितम् ( श्रद्धया विरहित )=શ્રદ્ધા વગરના; यज्ञं=યજ્ઞને; तामसं=તામસ; परिचक्षते=કહે છે,

વિધિ વગરના, અન્નના દાન વગરના, મંત્ર વગરના દક્ષિણા વગરના, શ્રદ્ધા વગરના યજ્ઞને "તામસ" યજ્ઞ છે. ૧૩

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ॥**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तपउच्यते ॥ १४ ॥**

देवद्विजगुरुप्राज्ञपूजन ( देवानाम् च द्विजानाम् च गुरुणाम् च प्राज्ञानाम् च पूजनं )=દેવો, બ્રાહ્મણો, ગુરૂ અને જ્ઞાનીનુ પૂજન, शौचम्=શૌચ; आर्जवम्=સરળતા, ब्रह्मचर्यम्=બ્રહ્મચર્ય. अहिंसा=અહિંસા; च=અને; शारीरं=શરીરનું; तपः=તપ; उच्यते=કહેવાય છે.

દેવો, બ્રાહ્મણો, ગુરૂ અને જ્ઞાનીનું પૂજન, શૌચ, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા, એ શરીરનું તપ કહેવાય છે. ૧૪

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ॥**
**स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥**

अनुद्वेगकरं ( न उद्वेगं करोति इति )=ઉદ્વેગ ન કરનાર; वाक्यं=વચન, सत्यं=સત્ય; प्रियहितम् ( प्रियं च हित च )=પ્રિય અને હિત; च=અને; यत्=જે; स्वाध्यायाभ्यसनं ( स्वाध्यायस्य अभ्यसनम् )=

વેદોનો અભ્યાસ; चएव=તેમજ; वाङ्मयं=વાણીનું; तपः=તપ; उच्यते=કહેવાયછે'

ઉદ્વેગ ન કરનાર, સત્ય, પ્રિય અને હિતકર જે વચન, તેમજ વેદોનો અભ્યાસ, એ વાણીનું તપ કહેવાય છે. ૧૫

**मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ॥**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥**

मनःप्रसादः [ मनसः प्रसादः ]=મનની પ્રસન્નતા; सौम्यत्वम्=સમાનતા; मौनम्=મૌન; आत्मविनिग्रह=મનનો નિગ્રહ; भावसंशुद्धिः [ भावस्य संशुद्धिः ]=હૃદયની શુદ્ધિ; इति=એ પ્રમાણે; एतत्=એ; तपः=તપ; मानसं=માનસ; उच्यते=કહેવાય છે.

મનની પ્રસન્નતા, સમાનતા, મૌન, મનનો નિગ્રહ, હૃદયની શુદ્ધિ, એ પ્રમાણે એ માનસ તપ કહેવાય છે. ૧૬

**श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ॥**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥**

श्रद्धया=શ્રદ્ધાવડે; परया=પરમ; तप्तम्=આચરેલું; तपः=તપ; तत्=તે; त्रिविधम्=ત્રણ પ્રકારનું; नरैः=નરોએ; अफलाकांक्षिभिः=ફળની ઇચ્છા વગરના; युक्तैः=એકાગ્ર ચિત્તવાળા; सात्त्विकम्=સાત્વિક; परिचक्षते=કહેવાય છે.

ફળની ઇચ્છા વગરના, એકાગ્રચિત્તવાળા નરોએ, પરમ શ્રદ્ધાવડે આચરેલું, તે ત્રણ પ્રકારનું તપ "સાત્ત્વિક" કહેવાય છે. ૧૭

**सत्कारमानपूजार्थं तपोदंभेन चैव यत् ॥**
**क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥**

सत्कारमानपूजार्थम् ( सत्कारः च मानः च पूजा च तासाम् अर्थम् )=સત્કાર માન અને પૂજાને માટે; तप=તપ; दंभेन=દંભવડે; च=અને, एव=જ; यत्=જે; क्रियते=કરાય છે; तत्=તે; इह=અહિં; प्रोक्तम्=કહેવાયું છે; राजसम्=રાજસ; चलम्=ચળીત, अध्रुवम्=થોડો વખત ટકનાર.

સત્કાર, માન અને પૂજાને માટે, અને દંભવડેજ જે તપ કરાય છે, તે "રાજસ" છે. અહિં તે ચળિત, અને થોડો વખત ટકનાર કહેવાયું છે. ૧૮

**मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ॥**
**परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥**

मूढग्राहेण ( मूढेन ग्राहेण )=અવિવેકવાળા દુરાગ્રહવડે; आत्मनः=આત્માને; यत्=જે; पीडया=દુઃખ થાય એવી રીતે; क्रियते=કરાય છે; तपः=તપ; परस्य=બીજાનો; उत्सादनार्थम् ( उत्सादनस्य अर्थम् )=નાશ કરવા માટે; वा=અથવા; तत्=તે-તપ; तामसम्=તામસ; उदाहृतम्=કહેલું છે.

અવિવેકવાળા દુરાગ્રહવડે, આત્માને દુઃખ થાય એવી રીતે, અથવા બીજાનો નાશ કરવા માટે, જે તપ કરાય છે, તે-તપ "તામસ" કહેલું છે. ૧૯

**दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ॥**
**देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥**

दातव्यं=આપવુંજ જોઇએ; इति=એમ; यत्=જે, दानं=દાન; दीयते=અપાય છે; अनुपकारिणे=અનઉપકારી; देशे=દેશમાં; काले=કાળમાં; च=અને, पात्रे=પાત્રમાં; च=અને; तत्=તે; दानं=દાનને; सात्त्विकम्=સાત્વિક; स्मृतं=કહેલું છે.

આપવુંજ જોઇએ એમ માનીને દેશમાં અને કાળમાં, તથા અનુપકારી પાત્રમાં, જે દાન અપાય છે, તે દાનને "સાત્વિક" કહેલું છે. ૨૦

**यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ॥**
**दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥**

यत्=જે, तु=વળી· प्रत्युपकारार्थम् ( प्रत्युपकारस्य अर्थम् )= સામા ઉપકારને માટે; फलं=ફળનો; उद्दिश्य=ઉદ્દેશ રાખીને, वा= અથવા; पुनः=ફરીથી; दीयते=અપાય છે; च=અને; परिक्लिष्टम्=અતિ ક્લેશવાળું; तत्=તે; दानम्=દાનને; राजसं=રાજસ, स्मृतं=કહ્યું છે.

વળી જે ફળનો ઉદ્દેશ રાખીને, અથવા સામા ઉપકારને માટે, અને અતિ ક્લેશવાળું દાન અપાય છે, તે દાનને "રાજસ" કહ્યું છે. ૨૧

**अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ॥**
**असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥**

अदेशकाले ( न देशे काले च )=અપવિત્ર દેશ કાળમાં; यत्=જે; दानं=દાન; अपात्रेभ्यः=અપાત્રોને; दीयते=અપાય છે; असत्कृतं=સત્કાર વગર; अवज्ञातं=અપમાન પૂર્વક; तत=તે–દાનને; तामसं=તામસ; उदाहृतं=કહ્યું છે.

જે દાન અપવિત્ર દેશકાળમાં, અપાત્રને, સત્કાર વગર અને અપમાન પૂર્વક અપાય છે, તે દાનને "તામસ" કહ્યું છે. ૨૨

**ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ॥**
**ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥**

ॐ तत्सत्=ॐ તત્સત્ इति=એ પ્રમાણે; निर्देशः=નામો; ब्रह्मण=બ્રહ્મનાં; त्रिविधः=ત્રણ પ્રકારનાં; स्मृतः=કહેલાં છે; ब्राह्मणाः=બ્રાહ્મણો; तेन=તે વડે; वेदाः=વેદો; च=અને; यज्ञाः=યજ્ઞ; च=તથા; विहिताः=સર્જ્યા છે; पुरा=સૃષ્ટિના આદિ કાળમાં.

ॐ तत्सत् એ પ્રમાણે બ્રહ્મનાં ત્રણ પ્રકારનાં નામો કહેલાં છે, તે વડે સૃષ્ટિના આદિકાળમાં બ્રાહ્મણો અને વેદો તથા યજ્ઞો સર્જ્યા છે. ૨૩

**तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः**
**प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥**

तस्मात्=માટે; ओम्=ઓમ્ (ॐ); इति=એમ; उदाहृत्य=બોલીને; यज्ञदानतपःक्रियाः [ यज्ञस्य च दानस्य च तपसः च क्रियाः ]=યજ્ઞની દાનની અને તપની ક્રિયાઓ; प्रवर्तंते=પ્રવર્તે છે; विधानोक्ताः (विधानेन उक्ताः)=વિધિશાસ્ત્રે કહેલી; सततं=નિરંતર; ब्रह्मवादिनाम्=બ્રહ્મવાદીઓની.

માટે "ॐ" એમ બોલીને બ્રહ્મવાદીઓની વિધિ-શાસ્ત્રે કહેલી, યજ્ઞની, દાનની અને તપની ક્રિયાઓ નિરંતર પ્રવર્તે છે ૨૪

**तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ॥**
**दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥ २५ ॥**

तत्=તત્ इति=એ પ્રકારનું; अनभिसंधाय=અભિલાષા વગર; फलं=ફળની; यज्ञतपःक्रियाः=યજ્ઞ અને તપની ક્રિયાઓ; दानक्रियाः=દાનની ક્રિયાઓ; च=અને; विविधाः=વિવિધ; क्रियंते=કરાય છે; मोक्षकांक्षिभिः ( मोक्षस्य कांक्षिभिः )=મોક્ષની ઈચ્છાવાળાઓ વડે;

બ્રહ્મનું तत् એ પ્રકારનુ ( નામ ) બોલીને, ફળની અભિલાષા વગર, યજ્ઞ અને તપની ક્રિયાઓ અને વિવિધ દાનની ક્રિયાઓ, મોક્ષની ઈચ્છાવાળાઓ વડે કરાય છે. ૨૫

**सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ॥**
**प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥**

सद्भावे=સદ્‌ભાવમાં; साधुभावे=સાધુભાવમાં; च=અને; सत्=સત્ इति=એમ; एतत्=એ; प्रयुज्यते=જોડાય છે; प्रशस्ते=શ્રેષ્ઠ; कर्मणि=કર્મમાં; तथा=તથા; सत्=સત્ शब्दः=શબ્દ; पार्थ=હે પાર્થ-અર્જુન; युज्यते=જોડાય છે.

સદ્‌ભાવમાં અને સાધુભાવમાં सत् એમ શબ્દ જોડાય છે, તથા હે અર્જુન! શ્રેષ્ઠ કર્મમાં सत् શબ્દ જોડાય છે. ૨૬

**यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ॥**
**कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥**

यज्ञे=યજ્ઞમાં; तपसि=તપમાં; दाने=દાનમાં; च=અને; स्थितिः=સ્થિતિ; सत्=સત્ इति=એમ; च=અને; उच्यते=કહેવાય છે; कर्म=કર્મ;

चएव=તેમજ; तदर्थीयम् ( सः अर्थः यस्य तत् )=તે અર્થેજ કરેલાં; सत्=સત ઇતિ=એમ; एव=જ; अभिधीयते=કહેવાય છે;

યજ્ઞમાં, તપમાં અને દાનમાં જે સ્થિતિ છે, તે પણ सत् એમ કહેવાય છે. તેમજ તે અર્થે કરેલાં કર્મ પણ, सत् એમજ કહેવાય છે. ૨૭

**अश्रद्धयाहुतं दत्तं तपस्तप्तं कृतं चयत् ॥**
**असदित्युच्यते पार्थ नच तत्प्रेत्यनो इह ॥ २८ ॥**

अश्रद्धया=અશ્રદ્ધાવડે; हुतं=હોમેલું; दत्तं=આપેલું; तपः=તપ; तप्तं=તપેલું-કરેલું; कृतं=કરેલું; च=અને; यत्=જે; असत्=અસત; इति=એમ; उच्यते=કહેવાય છે; पार्थ=હે પાર્થ-અર્જુન; न=નથી; च=અને; तत्=તેં; प्रेत्य=મરીને-પરલોકમાં; न=નથી; इह=અહિં-આ લોકમાં;

અશ્રદ્ધાવડે હોમેલું, આપેલું, તપ કરેલું, અને જે ( કર્મ ) કરેલું, તે અસત એમ કહેવાય છે. હે અર્જુન! તે મરીને-પરલોકમાં-નથી અને આ લોકમાં પણ નથી. ૨૮

## અધ્યાય સત્તરમો સંપૂર્ણ.

---

# अष्टादशोऽध्यायः ॥ અધ્યાય અઢારમો.

## मोक्षसन्यासयोगः॥ મોક્ષ સન્યાસ યોગ.

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા—

सन्याससय महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ॥
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

सन्यासस्य=સન્યાસનું; महाबाहो=હે મહાબાહુ; तत्त्वं=તત્વ–સ્વરૂપ. इच्छामि=હું ઇચ્છું છું; वेदितुम्=જાણવા; त्यागस्य=ત્યાગનું; च=અને. हृषीकेश=હે હૃષીકેશ; पृथक्=જુદું જુદું; केशिनिषूदन [केशिनः निषूदन]= હે કેશિ નામના દૈત્યનો નાશ કરનાર.

અર્જુન બોલ્યો—હે મહાબાહુ! હે કેશી દૈત્યનો નાશ કરનાર! હું સન્યાસનું અને ત્યાગનું સ્વરૂપ જુદું જુદું જાણવા ઇચ્છું છું. ૧

श्री कृष्ण उवाच ॥ શ્રી કૃષ્ણ બોલ્યા—

काम्यानां कर्मणां न्यासं सन्यासं कवयो विदुः ॥
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

काम्यानाम्=સકામ–ફળની ઇચ્છાવાળાં; कर्मणाम्=કર્મોના; न्यासं= ત્યાગને, सन्यासं=સન્યાસ; कवयः=કવિયો–વિદ્વાનો; विदुः=જાણે છે; सर्वकर्मफलत्यागं [ सर्वेषाम् कर्मणाम् फलस्य त्यागं ]=સર્વ કર્મોના ફળના ત્યાગને; प्राहुः=કહે છે; त्यागं=ત્યાગ; विचक्षणाः=ડાહ્યા પુરૂષો,

શ્રી કૃષ્ણ બોલ્યા—ફળની ઇચ્છાવાળાં કર્મોના ત્યાગને વિદ્વાનો "સન્યાસ" જાણે છે, અને સર્વ કર્મોના ફળોના ત્યાગને ડાહ્યા પુરૂષો "ત્યાગ" કહે છે. ૨

**त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ॥**
**यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥**

त्याज्यं=તજવા યોગ્ય; दोषवत्=દોષોની પેઠે; इति=એમ; एके=કોઇક, कर्म=કર્મ; प्राहुः=કહે છે; मनीषिणः=બુદ્ધિમાન્ પુરૂષો; यज्ञदान-तपःकर्म=યજ્ઞ. દાન અને તપરૂપ કર્મ; न=નથી, त्याज्य=તજવા યોગ્ય; इति=એમ, च=અને; अपरे=બીજાઓ,

દોષોની પેઠે કર્મ તજવા યોગ્ય છે, એમ કોઇક બુદ્ધિમાન્ પુરૂષો કહે છે અને યજ્ઞ–દાન–અને તપરૂપ કર્મ તજવા યોગ્ય નથી, એમ બીજાઓ કહે છે. ૩

**निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ॥**
**त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥४॥**

निश्चय=નિશ્ચય-સિદ્ધાંત; शृणु=તુ સાંભળ; मे=મારો; तत्र=તેમાં; त्यागे=ત્યાગમાં, भरतसत्तम=હે ભરત કુળમાં ઉત્તમ; त्यागः=ત્યાગ; हि=જ, पुरुषव्याघ्र=હે પુરૂષોમાં શ્રેષ્ઠ; त्रिविधः=ત્રણ પ્રકારનો; संप्रकीर्तितः=કહેલો છે-વર્ણવેલો છે,

હે ભરત કુળમાં ઉત્તમ અર્જુન! તે ત્યાગની બાબતમાં તું મારો સિદ્ધાંત સાંભળ. હે પુરૂષોમાં શ્રેષ્ઠ અર્જુન! ત્યાગ ત્રણ પ્રકારનોજ વર્ણવેલો છે. ૪

**यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ॥**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥**

यज्ञदानतपःकर्म=યજ્ઞ દાન અને તપરૂપ કર્મ, न=નથી; त्याज्य=તજવા જેવાં; कार्यम्=કરવા યોગ્ય: एव=જ; तत्=તે; यज्ञ=યજ્ઞ; दानं=દાન; तपः=તપ; च=અને; एव=જ; पावनानि=પાવન કરે છે; मनीषिणाम्=બુદ્ધિમાન પુરૂષોને,

યજ્ઞ, દાન અને તપ રૂપ કર્મ તજવા જેવાં નથી, પણ કરવા યોગ્યજ છે, કેમકે યજ્ઞ, દાન, અને તપ રૂપ કર્મ બુદ્ધિમાન્ મનુષ્યોને પણ પાવનજ કરે છે. ૫

**एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ॥**
**कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥**

एतानि=આ; अपि=પણ; तु=વળી, कर्माणि=કર્મો; संगं=સંગ-આસક્તિ; त्यक्त्वा=તજીને; फलानि=ફળ; च=અને; कर्तव्यानि=કરવા યોગ્ય છે; इति=એવો; मे=મારો; पार्थ=હે પાર્થ; निश्चितं=નક્કી કરેલો, मतं=મત-સિદ્ધાંત; उत्तमं=ઉત્તમ,

વળી આ—યજ્ઞ દાન અને તપ રૂપ—કર્મો પણ, આસક્તિ અને ફળ તજીને કરવા યોગ્ય છે, એવો હે પાર્થ ! મારો નક્કી કરેલો ઉત્તમ સિદ્ધાંત છે. ૬

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ॥**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥**

नियतस्य=નિત્ય કરવાનાં; तु=તો; संन्यास=સંન્યાસ-ત્યાગ; कर्मणः=કર્મનો; न=નથી; उपपद्यते=સંભવે છે-ઘટે છે; मोहात्=મોહથી; तस्य=તેનો; परित्यागः=પરિત્યાગ; तामसः=તામસ-તમોગુણવાળો; परिकीर्तितः=કહેલો છે;

નિત્ય કરવાનાં કર્મનો તો ત્યાગ ઘટતોજ નથી, તેનો જો મોહથી પરિત્યાગ કરવામાં આવે, તો તેવા ત્યાગને "તામસ ત્યાગ" કહેલો છે. ૭

**दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ॥**
**स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥**

दुःखं=દુઃખરૂપ; इति=એમ; एव=જ; यत=જે; कर्म=કર્મ; कायक्लेशभयात् ( कायस्य क्लेशस्य भयात् )=શરીરને કલેશ થવાના ભયથી; त्यजेत्=તજે-છોડી દે; सः=તે, कृत्वा=કરીને; राजस=રાજસ-રજોગુણવાળો; त्यागं=ત્યાગ; न=નથી; एव=જ; त्यागफल ( त्यागस्य फलं )=ત્યાગના ફળને; लभेत्=પામે છે,

જે માણસ, નિત્ય કરવાનાં કર્મ દુઃખરૂપ છે, એમ માનીનેજ શરીરને કલેશ થવાના ભયથી તજે છે, તેને "રાજસ ત્યાગ" કહેલો છે, એવો ત્યાગ કરીને તે માણસ ત્યાગના ફળને પામતોજ નથી. ૮

**कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ॥**
**संगं त्यक्त्वा फलं चैव सः त्यागः सात्विको मतः ॥९॥**

कार्यम्=કરવાં જોઈએ; इति=એમ; एव=જ; यत=જે; कर्म=કર્મ; नियतं=નિત્ય કર્મ; क्रियते=કરાય છે; अर्जुन=હે અર્જુન; संगं=સંગ-

આસક્તિને, त्यक्त्वा=તજીને फल=ફળને; च=અને; एव=જ; सः=તે; त्यागः=ત્યાગ; सात्विकः=સાત્વિક-સત્વગુણવાળો; मतः=માન્યો છે.

હે અર્જુન ! નિત્ય કર્મ કરવાંજ જોઇએ, એમ માનીને આસક્તિ અને ફળને તજીનેજ જે કર્મ કરાય છે. તે આસક્તિ અને ફળના ત્યાગને "સાત્વિક ત્યાગ" માન્યો છે. ૯

**न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ॥**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥**

न=નથી; द्वेष्टि=દ્વેષ કરે છે; अकुशलं=અશુભ; कर्म=કર્મનો; कुशले=શુભ કર્મમાં; न=નથી; अनुषज्जते=પ્રીતિ કરે છે; त्यागी=ત્યાગી; सत्त्वसमाविष्टः=સત્વગુણમાં સ્થિર થયલો; मेधावी=બુદ્ધિમાન્ छिन्नसंशयः (छिन्नः संशयः यस्य सः)=નાશ પામ્યા છે, સંશય જેના તે,-સંશય રહિત,

સત્વગુણમાં સ્થિર થયલો બુદ્ધિમાન્ અને સંશય રહિત ત્યાગી, અશુભ-નઠારા-કર્મનો દ્વેષ કરતો નથી, તેમ શુભ-સારા-કર્મમાં પ્રીતિ રાખતો નથી. ૧૦

**न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ॥**
**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥११॥**

न=નથી; हि=જ; देहभृता=દેહધારીઓથી; शक्यं=શક્ય; त्यक्तुं=છોડવાં; कर्माणि=કર્મો; अशेषतः=સમૂળગાં; यः=જે; तु=પણ; कर्मफल त्यागी [ कर्मणः फलस्य त्यागी ]=કર્મના ફળનો ત્યાગ કરનાર; सः=તે; त्यागी=ત્યાગી; इति=એમ; अभिधीयते=કહેવાય છે.

દેહધારીઓથી સમૂળગાં કર્મો છોડવાં શકયજ નથી; પણ જે કર્મના ફળનો ત્યાગ કરનાર છે, તેજ "ત્યાગી" છે, એમ કહેવાય છે. ૧૧

**अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ॥**
**भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥१२॥**

अनिष्टं=નઠારૂં, इष्टं=સારૂં; मिश्रं=મિશ્ર-સારૂં નઠારૂં; च=અને; त्रिविधं=ત્રણ પ્રકારનું, कर्मणः=કર્મનું, फल=ફળ; भवति=થાય છે; अत्यागिनाम्=અત્યાગીઓને, प्रेत्य=મુવા પછી. न=નથી; तु=પણ; संन्यासिनाम्=ત્યાગીઓને; क्वचित्=કદી પણ.

નઠારૂં, સારૂં અને મિશ્ર એમ ત્રણ પ્રકારનું કર્મનું ફળ છે, તે અત્યાગીઓને-કર્મના ફળની ઈચ્છાવાળાઓને મુવા પછી પ્રાપ્ત થાય છે, પણ ત્યાગીઓને-કર્મના ફળની ઇચ્છા વગરનાઓને કદી-મુવા પહેલાં કે મુવા પછી-પણ મળતું નથી. ૧૨

**पंचैतानि महाबाहो कारणानि निबोध मे ॥**
**सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥१३॥**

पंच=પાંચ; एतानि=આ; महाबाहो=હે મહાબાહુ અર્જુન; कारणानि=કારણો, निबोध=સમજી લે; मे=મારાથી; सांख्ये=સાંખ્ય શાસ્ત્રમાં; कृतांते ( कृतस्य अंतः यत्र तस्मिन् )=કર્મનો અંત જ્યાં છે તેમાં; प्रोक्तानि=કહેલાં; सिद्धये=સિદ્ધિને માટે-ઉત્પન્ન થવા માટે; सर्वकर्मणाम् ( सर्वेषाम् कर्मणाम् )=સઘળાં કર્મોના;

હે મહાબાહુ અર્જુન! કર્મના અંતવાળા સાંખ્ય શાસ્ત્રમાં, સર્વ કર્મોના ઉત્પન્ન થવામાં આ પાંચ કારણો કહેલાં છે, તે તું મારાથી સમજી લે-હું તને કહું છું. ૧૩

**अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ॥**
**विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥१४॥**

अधिष्ठानं=શરીર; तथा=તથા; कर्ता=કર્તા; करण=સાધન-ઇંદ્રિઓ; च=અને; पृथग्विध=જુદી જુદી; विविधाः=અનેક પ્રકારની; च=અને; पृथक्=જુદી જુદી; चेष्टाः=ક્રિયાઓ; दैवं=ઇંદ્રિઓના દેવતાઓ; च=અને; एव=જ; अत्र=અહિં; पंचम=પાંચમું

શરીર, કર્તા, જુદી જુદી ઇંદ્રિયો, અનેક પ્રકારની જુદી જુદી ક્રિયાઓ, અને પાંચમું ઇંદ્રિઓના દેવતાઓ, આ પાંચજ કર્મની ઉત્પત્તિનાં કારણો છે. ૧૪

**शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ॥**
**न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥**

शरीरवाङ्मनोभिः ( शरीरेण च वाचा च मनसा च )=શરીર, વાણી અને મનથી; यत्=જે; कर्म=કર્મ; प्रारभते=આરંભે છે; नरः=માણસ; न्याय्यं=સારૂં; वा=અથવા; विपरीतं=નઠારૂં; वा=અથવા; पंच=પાંચ; एते=આ; तस्य=તેનાં; हेतवः=હેતુ-કારણ.

શરીર, વાણી અને મનથી જે સારૂં અથવા નઠારૂં કર્મ માણસ આરંભે છે, તેનાં આ-ઉપર કહેલાં-પાંચ કારણ છે. ૧૫

**तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ॥**
**पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥**

तत्र=તેમાં-કર્મોમાં; एव=આમ; सति=છતાં; कर्तार=કર્તા; आत्मानं=આત્માને; केवल=માત્ર; तु=જ; य=જે; पश्यति=દેખે છે; अकृतबुद्धित्वात् ( न कृता बुद्धिः येन तस्य भावात् )=અસંસ્કારી બુદ્ધિવાળો; न=નથી; स=તે; पश्यति=દેખે છે; दुर्मतिः=નઠારી બુદ્ધિવાળો,

તે કર્મોમાં આમ પાંચ કારણો છતાં, માત્ર આત્માનેજ જે માણસ કર્તા દેખે છે, તે અસંસ્કારી બુદ્ધિવાળો દુર્મતિ ખરું દેખતો નથી. ૧૬

**यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ॥**
**हत्वापि स इमांल्लोकान्न हन्ति न निबध्यते ॥१७॥**

यस्य=જેની, न=નથી; अहंकृतः=હું કર્તા છું એવી; भावः=વૃત્તિ; बुद्धिः=બુદ્ધિ, यस्य=જેની, न=નથી; लिप्यते=લેપાય છે; हत्वा=હણીને; अपि=પણ; सः=તે, इमान्=આ, लोकान्=લોકને; न=નથી; हंति=હણતો; न=નથી; निबध्यते=બંધાય છે,

હું કર્તા છું, એવી જેની વૃત્તિ નથી, અને જેની બુદ્ધિ લેપાતી નથી, તે આ લોકોને હણીને પણ હણતો નથી, ને બંધાતો યે નથી. ૧૭

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ॥**
**करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥**

ज्ञानं=જ્ઞાન-જાણવાનું સાધન; ज्ञेयं=જ્ઞેય-જાણવાનો પદાર્થ; परिज्ञाता=યથાર્થ જાણનાર; त्रिविधा=ત્રણ પ્રકારના; कर्मचोदना ( कर्मणाम् चोदना )=કર્મોના પ્રેરક; करणं=કરણ-કર્મ કરવાનું સાધન; कर्म=કર્તવ્યની ક્રિયા-કર્મ; कर्ता=કર્તા-કર્મ કરનાર; इति=એ પ્રમાણે; त्रिविधः=ત્રણ પ્રકારનો; कर्मसंग्रहः [ कर्मणः संग्रहः ]=કર્મનો સંગ્રહ,

જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એ ત્રણ પ્રકારના કર્મના પ્રેરક છે, કરણ, કર્મ અને કર્તા, એ પ્રમાણે ત્રણ પ્રકારનો કર્મનો સંગ્રહ છે. ૧૮

**ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ॥**
**प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥१९॥**

ज्ञानं=જ્ઞાન; कर्म=કર્મ; च=અને, कर्ता=કર્તા; च=અને; त्रिधा=ત્રણ પ્રકારના; एव=જ; गुणभेदतः ( गुणानाम् भेदतः )=ગુણોના ભેદથી; प्रोच्यते=કહ્યાં છે, गुणसंख्याने ( गुणानाम् संख्याने )=ગુણોના સાંખ્ય શાસ્ત્રમાં यथावत्=બરાબર; शृणु=તું સાંભળ; तानि=તેને; अपि=પણ,

જ્ઞાન, કર્મ અને કર્તા એ ગુણોના ભેદથી સાંખ્ય શાસ્ત્રમાં ત્રણ પ્રકારનાંજ કહ્યાં છે. તેને પણ બરાબર તું સાંભળ. ૧૯

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ॥**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥२०॥**

सर्वभूतेषु=સર્વ ભૂતોમાં; येन=જે જ્ઞાનવડે; एकं=એક; भावं=

ભાવને; अव्ययं=અવ્યયી; ईक्षते=જુએ છે, अविभक्त=અવિભક્ત; विभक्तेषु=ભિન્ન ભિન્નમાં; तत्=તે; ज्ञान=જ્ઞાનને; विद्धि=જાણ; सात्त्विकम्=સાત્વિક.

જે જ્ઞાનવડે ભિન્ન ભિન્ન સર્વ ભૂતોમાં એક અવિભક્તભાવને જુએ છે, તે જ્ઞાનને "સાત્વિક" જાણ. ૨૦

**पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान् पृथग्विधान् ॥**
**वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥**

पृथक्त्वेन=ભિન્નતાથી; तु=વળી; यत्=જે; ज्ञानम्=જ્ઞાન; नानाभावान्=વિવિધ ભાવોને; पृथग्विधान्=જુદા જુદા ભેદવાળા; वेत्ति=જાણે છે; सर्वेषु=સર્વમાં; भूतेषु=ભૂતોમા, तत्=તે; ज्ञानं=જ્ઞાનને, विद्धि=જાણ; राजसं=રાજસ.

વળી સર્વ ભૂતોમાં જે જ્ઞાન, વિવિધ ભાવોને ભિન્નતાથી જુદા જુદા ભેદવાળા જાણે છે, તે જ્ઞાનને "રાજસ" જાણ. ૨૧

**यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ॥**
**अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥**

यत्=જે-જ્ઞાન; तु=વળી; कृत्स्नवत्=પરિપૂર્ણ રીતે; एकस्मिन्=એક; कार्ये=કાર્યમાં; सक्तं=આસક્ત; अहैतुकं=કારણ વગર; अतत्त्वार्थवत्=તત્ત્વાર્થહીન; अल्पं=અલ્પ; च=અને; तत्=તે; तामसं=તામસ; उदाहृत=કહ્યું છે.

વળી એક કાર્યમાં જે જ્ઞાન પરિપૂર્ણ રીતે આસક્ત

કારણ વગરનું, તત્વાર્થહીન અને અલ્પ છે તે જ્ઞાન "તામસ" કહ્યું છે. ૨૨

**नियतं संगरहितमरागद्वेषतः कृतम् ॥**
**अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥**

नियतं=નિત્ય; सगरहितं ( सगेन रहितं )=સંગ રહિત; अरागद्वेषतः ( न रागात् वा द्वेषात् वा इति )=રાગ અને દ્વેષ વગર; कृत=કરેલું; अफलप्रेप्सुना ( न फलस्य प्रेप्सुना )=ફળની ઇચ્છા વગરનાએ; कर्म=કર્મ; यत्=જે; तत्=તે; सात्त्विकम्=સાત્વિક; उच्यते=કહેવાય છે,

સંગ રહિત ( એવું ) જે નિત્ય કર્મ, રાગ અને દ્વેષ વગર ફળની ઇચ્છા વગરના–પુરૂષે–કરેલું, તે કર્મ "સાત્વિક" કહેવાય છે. ૨૩

**यत्तु कामेप्सुना कर्म साहंकारेण वापुनः ॥**
**क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥**

यत्=જે; तु=વળી; कामेप्सुना ( कामस्य ईप्सुना )=ફળની ઇચ્છાવાળા વડે; कर्म=કર્મ; साहंकारेण ( अहंकार: यस्य अस्ति तेन )=અહંકારીવડે; वा=તથા; पुनः=વળી; क्रियते=કરાય છે; बहुलायासम् ( बहुलः आयासः यस्मिन् तत् )=ઘણા પ્રયત્નવાળું; तत्=તે; राजसम्=રાજસ; उदाहृतं=કહ્યું છે.

વળી જે ફળની ઈચ્છાવાળા, તથા અહંકારી પુરૂષ વડે, ઘણા પ્રયત્નવાળું કર્મ કરાય છે, તે "રાજસ" કહ્યું છે. ૨૪

**अनुबंधं क्षयं हिंसामनपेक्ष्यचपौरुषम् ॥**
**मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥**

अनुबंधं=સંબંધ. क्षय=નાશ; हिंसाम्=હિંસા; अनपेक्ष्य=વિચાર કર્યા વગર; च=અને. पौरुष=શક્તિ; मोहात्=મોહથી आरभ्यते=આરંભાય છે; कर्म=કર્મ; यत्=જે; तत्=તે; तामसम्=તામસ; उच्यते=કહેવાય છે.

સંબંધ, નાશ, હિંસા અને શક્તિનો વિચાર કર્યા વગર મોહથી જે કર્મ આરંભાય છે, તે "તામસ" કહેવાય છે. ૨૫

**मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ॥**
**सिद्ध्य सिद्ध्यो र्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥२६॥**

मुक्तसंगः ( मुक्तः सगः येनसः )=સંગથી મુક્ત; अनहंवादी [ न अहम् वदति इति ]=પોતાને કર્તા નહિ કહેનારો; धृत्युत्साहसमन्वितः ( धृत्या च उत्साहेन च समन्वितः )=ધીરજ અને ઉત્સાહવાળો; सिद्धय सिद्धयोः [ सिद्धौ च असिद्धौ च ]=સિદ્ધિ અને અસિદ્ધિમાં; निर्विकारः= વિકાર વગરનો; कर्ता=કર્તા; सात्त्विकः=સાત્વિક; उच्यते=કહેવાય છે.

સંગથી મુક્ત, પોતાને કર્તા નહિ કહેનારો, ધીરજ અને ઉત્સાહવાળો, સિદ્ધિ અને અસિદ્ધિમાં વિકાર વગરનો કર્તા "સાત્વિક" કહેવાય છે. ૨૬

**रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ॥**
**हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥**

रागी=રાગી; कर्मफलप्रेप्सुः (कर्मणः फलस्य प्रेप्सुः)=કર્મના ફળની ઇચ્છાવાળો, लुब्धः=લોભી; हिंसात्मकः (हिंसा आत्मनि यस्य सः)=હિંસક સ્વભાવવાળો, अशुचिः=અપવિત્ર; हर्षशोकान्वितः (हर्षेण च शोकेन च अन्वितः)=હર્ષ અને શોકવાળો· कर्ता=કર્તા. राजसः= રાજસ; परिकीर्तितः=કહેવાયો છે.

રાગી, કર્મના ફળની ઇચ્છાવાળો, લોભી, હિંસક સ્વભાવવાળો, અપવિત્ર અને હર્ષ અને શોકવાળો કર્તા, "રાજસ" કહેવાયો છે. ૨૭

**अयुक्तः प्राकृतः स्तब्धःशठो नैष्कृतिकोऽलसः ॥**
**विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥**

अयुक्तः=અયોગ્ય; प्राकृतः=અસંસ્કારી; स्तब्धः=જડ; शठः=શઠ; नैष्कृतिकः=ઠગ; अलसः=આળસુ; विषादी=શોક કરનાર, दीर्घसूत्री=મંદ બુદ્ધિનો; च=અને; कर्ता=કર્તા; तामसः=તામસ; उच्यते=કહેવાય છે.

અયોગ્ય, અસંસ્કારી, જડ, શઠ, ઠગ, આળસુ, શોક કરનાર અને મંદબુદ્ધિનો કર્તા, "તામસ" કહેવાય છે. ૨૮

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ॥**
**प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥**

बुद्धेः=બુદ્ધિના; भेदम्=ભેદને; धृतेः=ધૃતિના; च=અને; एव=જ; गुणतः=ગુણથી; त्रिविधं=ત્રણ પ્રકારના; शृणु=સાંભળ; प्रोच्यमानम्= કહેવાતા; अशेषेण=સંપૂર્ણપણે; पृथक्त्वेन=જુદા; જુદા; धनंजय= હે અર્જુન.

બુદ્ધિના અને ધૃતિના ગુણથી ત્રણ પ્રકારના સંપૂર્ણ-પણે કહેવાતા ભેદને હે અર્જુન! જુદા જુદા તું સાંભળ. ૨૯

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ॥**
**बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥३०॥**

प्रवृत्तिम्=પ્રવૃત્તિને; च=અને, निवृत्तिम्=નિવૃત્તિને; कार्याकार्ये: (कार्यम् च अकार्यम् च)=કાર્યને અને અકાર્યને; भयाभये (भयं च अभयं च)=ભય અને અભયને. बंधम्=બંધને. मोक्षम्=મોક્ષને; च= અને; या=જે; वेत्ति=જાણે· बुद्धिः=બુદ્ધિ. सा=તે. पार्थ=હે અર્જુન; सात्त्विकी=સાત્વિકી.

પ્રવૃત્તિને અને નિવૃત્તિને, કાર્યને અને અકાર્યને, ભયને અને અભયને, બંધને અને મોક્ષને, જે બુદ્ધિ જાણે, તે બુદ્ધિ હે અર્જુન! "સાત્વિકી" છે. ૩૦

**यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ॥**
**अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥**

यया=જે-બુદ્ધિવડે; धर्मम्=ધર્મને, अधर्मम्=અધર્મને; च=અને; कार्यम्=કાર્યને; च=અને; अकार्यम्=અકાર્યને. एव=જ. च=અને. अयथावत्=અવાસ્તવિક, प्रजानाति=જાણે. बुद्धिः=બુદ્ધિ; सा=તે; पार्थ=હે અર્જુન; राजसी=રાજસી.

જે બુદ્ધિવડે ધર્મને અને અધર્મને, કાર્યને અને અકાર્યને (પુરૂષ) અવાસ્તવિક જાણે તે બુદ્ધિ, હે અર્જુન! "રાજસી" છે. ૩૧

